# ગોરા.

## ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### વિવાહ તૂટયા !

સુચરિતા હરણબાબુ સામે આવી ઉભી રહી અને બોલીઃ "તમારે જે કહેવાનું હોય તે કહી દો, જોઉં."

હરણબાબુએ કહ્યું:

"ખુરશીપર બેસ."

સુચરિતાએ હરણબાબુની આજ્ઞાને માન આપ્યું નહિ. હરણબાબુ બોલ્યોઃ

"સુચરિતા! તું મને અન્યાય કરે છે."

"તમે પણ મને એક અન્યાય કર્યો છે."

"કયો ? મેં તને જે કહ્યું છે તે હમણાં પણ—"

હરણબાબુના મ્હોમાંનું વાકય પૂરૂં થવા પહેલાં જ સુચરિતા બોલીઃ

"ન્યાય અન્યાય એ મ્હોડાની વાત નથી! પછી તમે એ વાતપર ભાર મૂકી મારાપર જૂલમ શામાટે ગુજારો છો? એક સત્ય સહસ્ર અસત્યો કરતાં શ્રેષ્ઠ છે એ તો ખરૂં છે ને ? મેં હજારોવાર ભૂલો કરી હશે પણ તે ભૂલોજ તમે શા માટે ધ્યાનમાં લાવો છો ? આજે મારી ભૂલ મને જણાઇ આવી. હવે પણ જો હું આગળ પ્રમાણેજ ચાલ્યા કરૂં તો કેટલી બધી અન્યાયી ગણાઉં તેનો તમે વિચાર કરી શકો છો ?"

સુચરિતાના મનની સ્થિતિમાં એકાએક આટલો જમીન આસમાનનો ફરક કેમ પડી ગયો તે હરણબાબુ સમજી શક્યો નહિ. તે ઘણીવાર પછી બોલ્યોઃ

"ત્યારે ભૂતકાળમાં તારી દિશાભૂલ થઈ હતી ?"

"એ વાત હવે મને શા માટે પૂછો છો હરણબાબુ ? પૂર્વે મારૂં મન એ દિશાએ વહેતું હતું અને હવે આ દિશાએ વહેવા લાગ્યું છે."

"મેં તો બ્રહ્મસમાજને જાહેરમાં જવાબ પણ આપ્યો છે. હવે સમાજમાં શું કહું ?"

"તે હું કહેવાની નથી. છતાં જો કાંઇ કહેવાની તમને આવશ્યકતા જ જણાય તો સુચરિતાનું વય ઓછું છે, તેનામાં બુદ્ધિ નથી, મન ચંચલ છે, મનમાં આવે તેમ કરે છે ને બોલે છે, એમ બેલાશક કહેજો. પણ આ સંબંધી તમારી પાસે હું જે બોલું છું તે બધી છેલ્લી જ વાત છે એ ખાત્રીપૂર્વક માની લેજો."

હરણબાબુ બોલ્યો:

"આમ એ વાતનો અંત લાવે તે કંઇ ચાલવાનું નથી. પરેશબાબુ જો—"

આજ પળે ત્યાં પરેશબાબુ આવી ઉભા.

"કેમ હરણબાબુ ? મારૂં નામ કેમ આવ્યું હતું ?"

સુચરિતા પરેશબાબુની નજર ચૂકાવી બહાર ચાલી જતી હતી પણ હરણબાબુએ તેને બુમ પાડી.

"સુચરિતા ! પરેશબાબુને બધી વાત કહે."

સુચરિતા અંદર આવી ઉભી રહી. હરણબાબુએ પરેશબાબુને કહ્યું:

"પરેશબાબુ ! આટલા દિવસ પછી સુચરિતા મને કહે છે કે લગ્નમાં એની સંમતિ નથી."

પરેશબાબુ સુચરિતાના સુંદર માથાપર પ્રેમાળતાથી હાથ ફેરવતા બોલ્યાઃ

"બહેન ! અહિં તારૂં કામ નથી. તું તારે જા."

પરેશબાબુના પ્રેમભરિત શબ્દો કાને પડતાં જ સુચરિતાના નેત્રામાંથી ગંગાયમુના વહેવા લાગી. તે લૂગડાના છેડાથી આંખો લૂંછતી લૂંછતી ચાલી ગઇ.

ત્યાર પછી પરેશબાબુ બોલ્યા:

"સુચરિતાએ તમારા મનની પૂર્ણ તપાસ કર્યા વિના લગ્નમાં પોતાની સંમતિ આપી હશે એવી મારી ખાત્રી હતી તેથીજ તમારા લગ્નની ખબર સમાજમાં પ્રકાશિત કરવાની મેં સંમતિ આપી ન્હોતી."

હરણબાબુ બોલ્યો:

"તે વેળાએજ સુચરિતાએ શાંત મને વિચાર કરીને સંમતિ આપી હતી અને હમણા તેના મનની અસ્થિરતાને લીધે તે અસંમતિ આપે છે એમ તમને નથી લાગતું ?"

"ગમે તેમ, પણ તમારા બેના લગ્ન થવા શક્ય નથી."

"તમે સુચરિતાને એ બોલ શિખામણના નહિ કહો ?"

"હું સુચરિતાને કદિ પણ ખરાબ ઉપદેશ નથી કરતો તેની ખાત્રી રાખો."

"એમ છે. તો સુચરિતાના અવિચારનું પરિણામ સારૂં નથી આવવાનું તે લક્ષમાં રાખજો." હરણબાબુ બોલ્યો.

× × × ×

હરિમોહિની, વિનય અને સુચરિતા વાત કરતાં બેઠાં હતાં. વરદાસુંદરીના ઉદ્દામ વર્તન વિષે વાત થતી હતી.

એટલામાં દાદરપરથી સતીશનો મૃદુમંજુલ સ્વર સંભળાયો:

"માશી."

"કેમ ભાઇ ? આવ્યો ? બેસ, દીકરા !—" હરિમોહિની હર્ષઘેલી થઇ ઉભી રહી.

સુચરિતા બોલી:

"માશી! આજે રાત્રે તમે કોઇ જગાએ જઇ શકશો નહિ. કાલે સ્હવારે જોઇએ તો જજો. બાપાની રજા લીધા વિના કેમ જશો?"

વરદાસુંદરીએ હરિમોહિનીને જે અનન્વિત દુઃખ દેવા માંડ્યું હતું તેથી વિનયનું મસ્તક તપી ગયું હતું.

"હવે હરિમોહિનીને અહિં રાખવામાં લાભ નથી. એક રાત પણ તે અહિં રહેશે તો તેને રહેવાના સાંસાં હોવાથી તે પોતાના કડવા શબ્દો સાંભળી લે છે." એવી વરદાસુંદરીની માન્યતા ભૂલભરી ઠરાવવા માટે તેણે રાતો રાતજ હરિમોહિનીને પોતાની "માતાજી" પાસે લઇ જવાની હઠ લીધી હતી. તે મનમાં બોલ્યો:

"જે વ્યક્તિ ડગલે ડગલે અપમાન કરે તેની મહેમાનગીરીને માન આપવું અને જે હૃદયપૂર્વક આદરસત્કાર કરે તો તેનું નામ શુદ્ધાં ન લેવું એ ન્યાય ક્યાંનો?"

પછી તે મ્હોટે સ્વરે બોલ્યો:

"સુચીબહેન! તમે કહો છો તે સાચું છે. પરેશબાબુને મળ્યા સિવાય જવાતું કામનું નહિ."

એટલામાં સતીશ નજીક આવી બોલ્યો:

"માશી! રશિયા હિન્દુસ્થાન પર ચઢાઇ લઇ આવે તો બહુ મઝા પડે."

વિનયે પૂછ્યું:

"પછી તું કોને મદદ કરીશ?"

સતીશ બોલ્યો:

"રશિયાને."

વિનયે કહ્યું:

"ત્યારે રશિયા હારી જશે."

સતીશે મત ફેરવ્યો:

"ત્યારે હિન્દુસ્થાનને મદદ કરીશ."

"ત્યારે તો જરૂર હિન્દુસ્થાનનો જય થશે! તારા જેવો શૂર-

વીર યોધ્ધો એટલે વિજયની પ્રતિમા ! પછી બીજું શું જોઇએ ?" સતીશના આવા "અવ્યાપારેષુ વ્યાપાર" થી બધાને આનંદ થયા વિના રહ્યો નહિ,

હવે સતીશની મશ્કરી શરૂ થઇ એટલે સુચરિતા નીચે ચાલી ગઇ.

પરેશબાબુ પોતાના ઓરડામાં દીવા પાસે બેસી એમર્સનનો એક ગ્રંથ વાંચતા હતા. એટલામાં સુચરિતા તેમની નજીકની એક ખુરશી પર જઇ બેઠી. તરતજ પરેશબાબુએ ઉંચું જોયું. પણ તેથી સુચરિતાનો નિશ્ચય તૂટયો. તે બોલી:

"બાપાજી ! તમે વાંચતા હતા તે સાંભળવાને હું આવી છું."

પરેશબાબુ ફરીથી વાંચવા લાગ્યા. વચમાં વચમાં મહત્વના અથવા ગૂઢ વિષય પર તે વિસ્તૃત વિવેચન કરી સુચરિતાને સમજાવતા. અંતે રાતના દશ વાગ્યા. પુસ્તક વાંચવાનું પૂરૂં થયું. સુચરિતા બહાર જવા લાગી.

પરેશબાબુએ તેને પાછી બોલાવી:

"રાધે !"

સુચરિતા પોતાની જગ્યા પર આવી ઉભી.

પરેશબાબુ બોલ્યા;

"તું તારી માશી સંબંધી મને કંઇ કહેવા આવી હતી ?"

પરેશબાબુએ પોતાનો મનોભાવ બરાબર જાણી લીધો તે જોઇ સુચરિતા વિસ્મિત થઇ બોલી:

"હા બાપુજી ! પણ આજે એ વાત રહેવા દો. કાલે સવારે કહીશ."

પરેશબાબુ બોલ્યા:

"બેસ."

સુચરિતા બેઠી.

પરેશબાબુએ કહ્યું:

"તારી માશીને હમણાં ઘણું દુઃખ વેઠવું પડે છે તે કેમ

મટાડવું તેની વિવંચનામાંજ હું પણ છું. તેનું ધર્માચરણ લાવણ્યની માને આટલું બધું દુઃસહ થઇ પડશે એવું શરૂઆતમાં મેં ધાર્યું ન્હોતું. હમણાં હમણાં તો તેણે કેર વર્તાવવા માંડયો છે. હવે શું કરવું?"

સુચરિતા બોલીઃ

"મારી માશી અહિંથી બીજી જગ્યાએ જવાની તૈયારી કરે છે."

"એમ મને લાગ્યુંજ હતું! પણ તમે બન્ને તેના પ્રિય પાત્રો છો. તમે બન્ને તેને આનંદમાં રાખવા શક્ય પ્રયાસ કરશો એવી મારી ખાત્રી હતી."

પરેશબાબુ થોડીવાર વિચાર કરી બોલ્યાઃ

"તારી માશી માટે મેં એક ઘર શોધી રાખ્યું છે."

સુચરિતા બોલીઃ

"પણ તે—"

પરેશબાબુએ કહ્યુંઃ

"ભાડું દેવા સમર્થ નથી એમજને? પણ તેને ભાડું આપવાની જરૂર શી છે?"

સુચરિતા સ્તબ્ધપણે પરેશબાબુના મ્હોં તરફ જોવા લાગી.

પરેશબાબુ હસીને બોલ્યાઃ

"તારા ઘરમાંજ હું તેને રાખીશ. પછી ભાડું લેવાનું ય નહિ ને દેવાનું ય નહિ.

સુચરિતા ગુંચવારામાં પડી.

પરેશબાબુ બોલ્યાઃ

"કલકત્તામાંજ તારા બે ઘર છે તેની તને ખબર નથી. એક તારૂં ને એક સતીશનું! તારા પિતાએ મરણ પ્રસંગે જે દ્રવ્ય મને સોંપ્યું હતું તેમાંથી મેં બે ઘર ખરીદી ભાડે આપેલા—ભાડાની ઉપજ પણ સારી છે—હમણાં એક ઘર ખાલી પડયું છે તેમાં તારી માશી ખુશીથી રહી શકશે."

"ત્યાં તે એકલી શી રીતે રહી શકશે ?"

પરેશબાબુએ કહ્યું:

"એકલી શાની ? તું તેની સાથે રહેશે કની ?"

સુચરિતા બોલી:

"એજ વાત તમને કહેવા હું આવી હતી. આજે માશી જવા તૈયાર થઇ હતી. હવે તમે કહેશો તેમ હું કરીશ."

પરેશબાબુ બોલ્યા:

"આપણા ઘરની અગાશીપરથી જે બે ઉંચા ઘર દેખાય છેની તે છોડયા એટલે બાજુનું ઘર તારૂં. અર્થાત તે આપણા ઘરથી ઘણું નજીક છે. તું ત્યાં રહીશ તો પણ અમે તને વારંવાર મળવા આવીશું."

સુચરિતા અને પરેશબાબુ ઘણીવાર સ્વસ્થ–શાંત બેસી રહ્યાં. આવા સ્તબ્ધપણામાં એક વાગી ગયો. પરેશબાબુ સુચરિતાનો હાથ પકડી ઉદ્યાનમાં ગયા. તે વેળા આકાશમાં વાદળાં વિખરાઈ ગયાં હતાં અને તારાઓ ચમકવા લાગ્યા હતા. આવી ગંભીર રાત્રીએ પરેશબાબુએ સુચરિતા સહ પ્રાર્થના કરી:

"હે પ્રભો ! સંસારમાંથી સર્વ અસત્યનો નાશ કરી અમારા અંતઃકરણમાં નિર્મલ, ઉદ્દોત સત્યની પવિત્ર મૂર્તિ સ્થાપન કર."



## પ્રકરણ ૨ જું.

### આનંદમયી અને હરિમોહિની.

બીજે દિવસે હરિમોહિની પરેશબાબુને મળવા ગઈ. તેમને પ્રણામ કર્યાં અને જવાની રજા માગી. પરેશબાબુ બે ડગલાં પાછળ હઠી જઈ બોલ્યા:

"આવું શું કરોછો ? અને શરમાવો નહિ."

હરિમોહિનીનાં નેત્રમાં પાણી આવ્યાં. તે બોલી:

"તમારૂં ઋણ મારાપર જન્મોજન્મ સુધી કાયમ રહેશે. મારા જેવી આફતમાં પડેલી અભાગણીને આશ્રય આપનાર આપના જેવા મહાત્માઓ ક્યાં છે? આપ મારા જેવી અનેક અસહાય અબળાઓને સહાય કરવા શક્તિવાન થાઓ એવી મારી જગન્નિયંતા પાસે ખરા અંતરની પ્રાર્થના છે."

પરેશબાબુ અત્યંત લજ્જિત થઇ બોલ્યા:

"મેં કાંઇ કર્યું નથી. એ બધું રાધારાણીનું—"

હરિમોહિની વચમાંજ બોલી ઉઠી.

"સમજી, સમજી, પણ તેણે જે કંઇ કર્યું તે તમેજ કર્યું છે. તેનાં માબાપ સ્વર્ગે સીધાવ્યાં ત્યારે મને લાગ્યું કે છોકરીનું નસિબ સારૂં નથી. પણ એ અનર્થમાં જે નિગૂઢ રહસ્ય પરમેશ્વરે છૂપાવેલું હતું તેની કોને ખબર હતી? પરેશબાબુ! હું દુઃખોથી ત્રાસી, ભટકતી ભટકતી તમારી પાસે આવી અને તમે મને આશ્રય આપ્યો ત્યારે મને એમ લાગ્યું હતું કે પરમેશ્વરે મારાપર દયા કરી."

આ વખતે ત્યાં વિનય આવી બોલ્યો.

"માશી! ચાલોને, માતાજી તમને લેવા આવ્યાં છે."

સુચરિતા અસ્થિર થઇ બોલી.

"ક્યાં છે?"

વિનય બોલ્યો:

"નીચે વરદાસુન્દરી સાથે વાત કરતાં બેઠાં છે."

સુચરિતા ઉતાવળી ઉતાવળી ત્યાં ચાલી ગઇ.

પરેશબાબુએ હરિમોહિનીને કહ્યું:

"તમારા ઘરનાં સઘળા કાગળપત્રો હું ભેગા કરી રાખું છું."

પરેશબાબુ ચાલી ગયા પછી વિનયે વિરક્ત સ્વરે હરિમોહિનીને કહ્યું:

"માશી! તમે ક્યા ઘરમાં રહેવાના છો તે હું જાણતો નથી."

હરિમોહિની બોલી:

"મને પણ હજુ ખબર પડી નથી, ભાઇ! બધું પરેશબાબુ જાણે છે. પણ ઘણું કરીને રાધારાણીના ઘરમાં રહેવાનું થશે એમ લાગે છે."

વિનય બધી વાત સાંભળી લઇ બોલ્યો:

"મને ભય લાગે છે કે આ અફાટ પૃથ્વી પર એકલો વિનય કોણ જાણે કોના ઉપયોગમાં આવશે? આજસુધી માતાજીને મેં જરા પણ મદદ કરી નથી. માશીને પણ કંઇ આપ્યું નથી. ઉલટું માશી, તમારાજ પૈસા હું ખાઈ ગયો હોઇશ. આવો કુળદીપક સુદૈવી કે દુર્દૈવી? તેને કેવો કહેવો?"

કેટલીકવાર પછી લલિતા અને સુચરિતા સાથે આનંદમયી તે ઠેકાણે આવી ઉભી રહી. હરિમોહિની આગળ જઇ બોલી:

"આવો, માતાજી! ઇશ્વર કૃપાએ તમારા પગલાં મારા ઘરમાં આવ્યાં."

હરિમોહિનીએ આનંદમયીને એક કોચપર બેસાડી:

પુનઃ હરિમોહિની બોલી:

"માતાજી! તમારા સિવાય વિનય બીજી કાંઇ વાતજ કરતો નથી.

આનન્દમયી હસીને બોલી:

"ન્હાનપણથીજ એને એ રોગ લાગુ પડેલો છે. જે વાત ભેજામાં આવી તે કદી છોડવીજ નહિ, જુઓ. હવે એનો લવારો શરૂ થશે."

વિનય બોલ્યો:

"થશેસ્તો! એમાં આશ્ચર્ય જેવું કંઈ નથી! મારૂં ભાગ્ય મોટું એટલે મને આ માશી મળી! પછી મારો જીવ સ્થિર કેમ રહે?"

આનન્દમયી લલિતા તરફ સસ્મિત વદને જોઇ બોલી:

"સાંભળ્યું, લલિતા! મારો વિનય અત્યંત પ્રેમાળ છે. તે માણસ માટે પ્રાણ આપે એવો છે! તારાપર પણ એનો કેટલો બધો

પ્રેમ છે? હું બધા ભાવ જાણુંછું પણ તેથી હું ખુશી છું. વિનય અને લલિતાનો ગાઢ સ્નેહ સંબંધ જોઇ મને જે આનંદ થાય છે તે શબ્દોમાં કહેવાય એવો નથી, દીકરી!"

લલિતાએ ઉત્તર આપવાનો પ્રયત્ન કર્યો પણ તે બોલી શકી નહિ. તેનું વદન શરમથી લાલ થયું હતું. લલિતાની આવી વિચિત્ર દશા જોઇ સુચરિતા બોલી:

"વિનયબાબુ સઘળા સાથે સમાન પ્રેમથી વર્તે છે માટે બધા તેમનાપર પ્રેમ રાખે છે! વિનયબાબુમાં એ એક ખાસ ગુણ છે."

વિનય બોલ્યો:

"સુચીબહેન! તમે વિનયને અત્યારે જોઇએ તો ઇંદ્રાસનપર બેસાડી દો. પણ સંસારી પ્રવાસમાં તેને બધા કરતાં પાછળ રહેવું પડશે તે યાદ રાખો. વિનય હજુ એકલો છે. તેને એકલાને આટલી બધી મહત્તા આપવામાં તમારી બધાની ભૂલ થાય છે એટલે હું કહુંછું તેમાં કોઇએ ગુસ્સે થવાનું કારણ નથી."

એટલામાં સતીશ પોતાના માનીતા કૂતરાને છાતી આગળ ધરીને ત્યાં આવ્યો. હરિમોહિની જરા તિરસ્કારથી બોલી:

"ભાઇ સતીશ! તારા કૂતરાને નીચે લઇ જા, દીકરા!"

"એમ શું કરોછો, માશી? ગુલાબ શું કરે છે તને! તે કંઈ રસોડામાં કે દેવ મંદિરમાં જવાનો નથી." સતીશ બોલ્યો.

"નહિ, ભાઇ, નહિ. તેને નીચે લઇ જા."

આનંદમયીએ સતીશને પોતાની પાસે ખેંચી લીધો અને ગુલાબને પંપાળતાં કહ્યું:

"સતીશ, તારૂં નામજ સતીશને? તુંજ મારા વિનયનો ભાઇ સતીશને?"

'વિનયનો ભાઇ સતીશ' એ શબ્દોએ સતીશના મનમાં કાંઇ પણ ખળભળાટ જગાડયો નહિ. તે નિઃસંકોચપણે બોલ્યો:

"હા. હુંજ તે."

સતીશની દૃષ્ટિ આનંદમયીનું મુખ જોઇ ખીલી હતી.

આનંદમયી બોલી:

" હું વિનયની મા છું, દીકરા ! "

સતીશનો ગુલાબ આનંદમયીના ખોળાપર બેસી રમતો હતો અને સતીશ કૌતુકપૂર્ણ દૃષ્ટિએ તેના તરફ જોતો હતો. એટલામાં સુચરિતાએ તેને કહ્યું:

" સતીશ, માતાજીને નમસ્કાર કર. "

સતીશે લજ્જિત થઇ આનંદમયીને પ્રણામ કર્યા.

આ સમયે વરદાસુંદરી ઉપર આવી અને હરિમોહિની તરફ નજર કર્યા વિના તેણે આનંદમયીને કહ્યું:

" તમે અમારે ત્યાં આજે જરા ભોજન લેશો ? "

આનંદમયી બોલી:

" ખાવા પીવાથી શું વધારે છે ?—પણ આજ નહિ. મારો ગોરા આવશે પછી અમે બન્ને તમારે ત્યાં જમવા આવશું. "

આનંદમયી ગોરાની હાજરીમાં તો ઠીક, પણ તેની ગેરહાજરીમાં પણ તેની મરજી વિરૂદ્ધ કોઇ કામ કરવાની હિમ્મત કરતી નહિ.

વરદાસુંદરી વિનય તરફ ફરીને બોલી:

" આ વિનયબાબુ તો અહિં છે ! હું ધારતીતી કે તમે હજુ આવ્યાજ નથી. "

તત્ક્ષણ વિનયે જવાબ આપ્યો.

" હું અહિં આવ્યો તે તમારી ચોરીથી લપાઇ છૂપાઇને આવ્યો છું એવો તમારો મત છે કે ? "

વરદાસુંદરી બોલી:

" કાલે તમને આમંત્રણ કરવા છતાં તમે જમવા આવ્યા ન્હોતા હવે આજે આમંત્રણ સિવાય જમવા ચાલો. "

" મને જમવાનું બહુ ગમે છે. મારૂં મોત આવશે તો પણ પેટ ભરીને જમ્યા પછીજ મરીશ. " વિનય બોલ્યો.

આનંદમયી બોલી:

"આવું અમંગલ ન બોલ, વિનય!"

હરિમોહિની વિનયના શબ્દો સાંભળી વિસ્મીત થઇ. વિનય વરદાસુંદરીને ત્યાં જમે છે—ખાય છે—એ વાત તેને રૂચી નહિ. આનંદમયીને પણ તે પસંદ ન્હોતું એવું અનુમાન તેના અપ્રસન્ન ચહેરા પરથી થતું હતું.

વરદાસુંદરી જવા પછી હરિમોહિનીએ સંકોચાતાં સંકોચાતાં પૂછ્યું:

"માતાજી! તમારા સ્વામી."

"મારા સ્વામી કટ્ટા હિન્દુ—બ્રાહ્મણ છે." આનંદમયીએ જવાબ આપ્યો.

હરિમોહિની સ્તબ્ધ રહી, તેના મનમાંના ભાવ ઓળખી આનંદમયી બોલી:

"માશીબાઇ! આમ જુઓ. જ્યાંસુધી આપણી સમાજ મારા કરતાં શ્રેષ્ઠ હતી ત્યાં સુધી હું સમાજને માનતી હતી. પણ અમારા કુટુંબમાં ઇશ્વરેચ્છાએ એવી ચમત્કારિક ઘટના બની કે તેથી સમાજ મને અમાન્ય થઇ ગઇ. હવે સમાજેજ મને છોડી દીધી છે તો હું તેનો ભય શા માટે રાખું તે તમેજ કહો!"

હરિમોહિની આ શબ્દોનો અર્થ બરાબર સમજી નહિ. તે બોલી:

"તમારા સ્વામી—"

"મારા સ્વામી મારાપર ખૂબ ગુસ્સે થયા."

"છોકરો?"

"છોકરો પણ ખુશ નથી. પણ તે ખુશી ન રહે તે કેમ ચાલે? હું પડી તેની મા ને તે મારો દીકરો! માશીબાઇ! તમને મારા બોલવાનો અર્થ બરાબર સમજાય એમ નથી. જેમને શરૂઆતથી બધો ઇતિહાસ ખબર છે તેજ સમજી શકે." એમ કહી આનંદમયીએ હરિમોહિનીને હાથ જોડી પ્રણામ કર્યા.

હરિમોહિનીએ સાંભળ્યું હતું કે કોઇ ખ્રિસ્તી કન્યા આનન્દમયીના ઘરમાં છે અને આનન્દમયી હમ્મેશાં તેના કલાસર ચાલે છે. પણ આ વાતમાં સત્યતા હોય એવું હરિમોહિનીને લાગ્યું નહિ. તે ગુંચવારામાં પડી હોય એવી મુઝવણ તેને થવા લાગી.

## પ્રકરણ ૩ જું.

### આ પુરૂષ અને આ સ્ત્રી!

લાવણ્ય, લીલા અને લલિતા—એ ત્રણે જણી સુચરિતાની પાછળ પાછળ ચાલવા લાગી. તેઓ મોટા ઉત્સાહથી નવું ઘર જોવા અને તેમાં ઝાડઝૂડ કરવા ગઇ હતી પણ તેમનાં અંતરમાં "સુચરિતાનું ઘર" એ શબ્દ શલ્ય જેવો ખૂંચતો હતો.

આજસુધી સુચરિતા પરેશબાબુનું બધું પરચુરણ કામ કરતી હતી. રોજ ફૂલો લાવવાં, ટેબલ સાફ કરી તેપરનાં પુસ્તકો વ્યવસ્થિત રાખવાં, પરેશબાબુને બિછાનું કરી આપવું, ન્હાવાનું પાણી કાઢી તેમને તેની ખબર આપવી, એ બધાં કામો કરવા માટે સુચરિતા સિવાય બીજું કોઇ ન્હોતું. આજે પણ નિત્ય નિયમ પ્રમાણે સુચરિતાએ પોતાનાં કામો કરી નાખવાથી પરેશબાબુની છોકરીઓના હૃદયમાંથી દીર્ઘનિશ્વાસ નીકળવા લાગ્યા. આજે એ કામ સુચરિતાએ કર્યું. હવે આવતી કાલે તેની જગ્યા કોઇ બીજીએ લઇ સુચરિતા બનવું પડશે એવો વિચાર આવતાંવાર તેમને અધિક ગભરાટ થવા લાગ્યો! આજ સમયે આજ કારણને લીધે સુચરિતા અન્ય સ્થળે બેસી આંસુ સારતી હતી.

જે દિવસે સંધ્યાકાળે સુચરિતા પોતાને નવે ઘેર જવાની હતી તે દિવસે સ્હવારે પરેશબાબુ પોતાના ઉપાસનાગૃહમાં જઇ જુએ છે તો એક બાજુએ પડીઆમાં ફૂલો ભરી સુચરિતા તેમની રાહ જોતી

બેઠી હતી. લાવણ્ય—લીલા—ના મનમાં પણ ઉપાસનામાં જવાની ઇચ્છા હતી પણ લલિતાએ તેમને અટકાવી. સુચરિતાએ તે દિવસે પરેશબાબુની એકાંત ઉપાસનામાં જેવો શુભ આશિર્વાદ ગ્રહણ કર્યો હતો તે પ્રમાણેજ તેને આજે પણ મંગલ આશિર્વાદ મળવાનો છે એ વાતની લલિતાને ખબર હતી. તેથીજ તેણે ઉપાસના મંદિરની શાંતિનો ભંગ ન થાય તે માટે ચિંતા રાખી હતી.

પરેશબાબુની ઉપાસના પૂરી થઇ ત્યારે સુચરિતાની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. તે તરફ પરેશબાબુનું લક્ષ જતાંજ તેમણે કહ્યું:

"બહેન! આમ દુઃખી શામાટે થાય છે? દુઃખી થવું એ પુરૂષાર્થ નથી. જે આવે તે વેગળી લેવું જોઇએ. આમ ડરીને ચાલવાથી શું વળશે? આપણી સઘળી શક્તિ દુઃખના નિવારણમાં અને સારાં કાર્યમાં વાપરવી એ આપણું પવિત્ર કર્ત્તવ્ય છે. કર્ત્તવ્યમાંજ ખરો આનંદ છે. તે આનંદ મેળવવા માટે તું સદૈવ પ્રયત્ન કર. આ સર્વ જવાબદારીના કામો માટે તું સર્વશક્તિમાન પરમેશ્વરને આત્મસમર્પણ કર. તે તને સર્વ બાબતમાં સહાય કરશે. પછી તને મારા ક્ષુદ્ર આશ્રયની જરાપણ જરૂર નહિ રહે."

પછી બન્ને જણ ઓટલાપર આવ્યાં. ત્યાં હરણબાબુ કોઇની માર્ગપ્રતીક્ષા કરતો બેઠેલો નજરે પડયો. સુચરિતાએ તેને અત્યંત નમ્રભાવે પ્રણામ કર્યા; એટલે હરણબાબુ જરા આગળ આવી બોલ્યો:

"સુચરિતા! આજસુધી તું જે સત્યને વળગીને વર્તતી હતી તે આજના તારા વર્તનથી ફીક્કું પડવા જેવું થયું છે. પણ આજે મારી બધી ઇચ્છાઓ ઠંડી પડી ગઇ છે એટલે હું શું કરૂં?"

સુચરિતા કાંઇ બોલી નહિ. પણ તેના મનમાં સંકોચ, શાંતતા, સાર્વત્રિક આદર, વિચારશિલતાને લીધે જે ગંભીરતા આવી હતી તે જરા ઓછી થવા જેવું થયું.

પરેશબાબુ બોલ્યા:

"મનમાં કંઇ ને મ્હોડે કંઇ એવું વર્તન મને ગમતું નથી."

હરણુબાબુ બોલ્યાઃ

"તમારા મનમાં શંકા–કુશંકા કાંઇજ નથી ? અને તમને કદિ પણ અનુતાપ થતો નથી ?"

પરેશબાબુ બોલ્યાઃ

"હરણુબાબુ ! કાલ્પનિક આશંકાને હું મારા અંતઃકરણમાં સ્થાન આપતો નથી. તેમજ અનુતાપને યોગ્ય કારણ છે એવી ખાત્રી થયા સિવાય મારા મનમાં કદિ અનુતાપ પણ થતો નથી."

હરણુબાબુએ કહ્યુંઃ

"ઠીક, તમારી કન્યા લલિતા વિનય સાથે એકલી ન્હાસી આવી એ વાત ખરી છે કે કલ્પના ? પ્રત્યક્ષ પ્રમાણ શિવાય તમને અનુતાપ થતો નથી એમ કહો છો તેથી પૂછું છું."

હરણુબાબુનું સંભાષણ સાંભળી સુચરિતાનું મુખ ઉજ્જવલ થયું.

પરેશબાબુ બોલ્યાઃ

"હરણુબાબુ ! આ વેળા તમારા અંતઃકરણમાં જે વિચારોની ભરતી આવી છે તેમાં એટલી બધી ખાનદાની છે કે તે બાબતમાં તમારી સાથે વાત કરવાની મને ફુરસદ નથી."

હરણુબાબુ ક્રોધથી મસ્તક હલાવતો બોલ્યો;

"મારૂં મગજ હજુ ઠેકાણાપર છે અને હું શું કરૂં છું તે હું બરાબર સમજું છું. તે સંબંધી તમારે ચિંતા કરવાની જરૂર નથી. તમારી પાસે હું જે બોલું છું તે વ્યક્તિ વિષયક છે. સાર્વજનિક નથી. તમે આજકાલ બ્રહ્મસમાજના ઉદાત્ત તત્વો વીસરતા જાઓ છો. તમારી લલિતા વિનય સાથે એકલીજ ન્હાસી આવી તે વિષે પણ તમારા ઉન્નત હૃદયને અનુતાપ થતો નથી એ બ્રહ્મસમાજની કમનસિબી નહિ તો બીજું શું ?

પરેશબાબુ બોલ્યાઃ

"નિંદા કરનારને બાહ્યસ્વરુપજ દેખાય છે. પણ વિચાર કરીએ તો સુંદર અંતઃકરણ પણ આપણી નજરે પડે. ફક્ત બાહ્ય ઘટનાપર

વિશ્વાસ રાખી કોઇને દોષ દેવો એ અવિચારી કામ છે."

હરણબાબુએ કહ્યું:

"બાહ્ય ઘટનાપરથીજ અંતર્ઘટનાનું સ્વરૂપ ઓળખી શકાય છે. આપણા અંતઃકરણમાં ઉન્નત વિચારોની કનક નગરી છે એવું થોડુંજ છે?"

પરેશબાબુ બોલ્યા:

"તમારી અને મારી નિરિક્ષણ કરવાની પ્રણાલી જુદી છે."

"અને તે કદિપણ સરખી થવાની નથી. હવે હું સુચરિતાની સાક્ષી આપવા માગું છું. હમણાં હમણાં વિનય અને લલિતા પરસ્પર જેવી રીતે વર્તે છે તે મિત્રાચારી–તે નિગૂઢ સંબંધ ફક્ત બાહ્યાકારી છે કે કેમ તે સુચરિતાનેજ પૂછી જુઓ."

સુચરિતા બહાર જવાનો પ્રયત્ન કરે છે એવું જોઇ પરેશબાબુએ કહ્યું:

"નહિ. સુચરિતા! હમણાં જઇ શકીશ નહિ. તને પૂછાયલા પ્રશ્નનો જવાબ તારે આપવો પડશે. કારણ કે એ વાત અતિ મહત્વની છે."

સુચરિતા દૃઢ સ્વરે બોલી:

"એ વાત અતિ મહત્વની છે માટેજ તે સંબંધી ભવતિ ન ભવતિ કરવાનો અધિકાર આપણને નથી."

હરણબાબુએ કહ્યું:

"મને અધિકાર છે કે નહિ તેની તને શું ખબર? તું બરાબર ધ્યાનમાં રાખજે કે સમાજ તારો સ્વીકાર તો કરવાનીજ નથી. પણ તમારા અન્યાયનું શક્ય તેટલું વિશદાવિષ્કરણ કરવાનું સમાજના આગેવાનનું કર્તવ્ય થશે."

એટલામાં લલિતા વીજળી જેવી અંદર આવી ગુસ્સાથી બોલી:

"સમાજ મત આપવાનો અધિકાર જો તમને આપશે તો અમે તે સમાજનેજ રજા આપીશું, સમજ્યા?"

હરણબાબુ ખુરશીપરથી ઉભો થઇ બોલ્યોઃ

"લલિતા ! તું આવી તે સારૂં થયું. તારાપરના આરોપની તપાસ તારી સામેજ થવી જોઇએ. એ યોગ અનાયાસે બની ગયો."

સુચરિતા ક્રોધથી રક્તવર્ણી થઇ બોલીઃ

"હરણબાબુ ! તમારે ન્યાયમંદિર સ્થાપવું હોય તો તમારે ઘેરેજ સ્થાપો. અહિંયા તમારા અધિકારને કોઇ માન આપવાનું નથી." પછી તે લલિતા તરફ ફરી બોલીઃ "આવ, લલિ ! આવ."

"હું જતી નથી બહેન ! હરણબાબુ હજુ બીજા કેવાક તારા તોડે છે તે મારે જોવા છે. બોલો, હરણબાબુ ! બોલો, થવા દો શરૂઆત."

હરણબાબુના અંતઃકરણમાં અશાંતિની જ્વાલા સળગતી હતી. આજે બધાનો પૂર્ણ પરાજય કરી પોતાની કીર્તિનો સ્તંભ ઉભો કરવાની તેની ઉત્કટ ઇચ્છા હતી. પણ લલિતા અને સુચરિતા તેના માથાની મળી. એ બેઉ જણી આગળ તેનું કંઇ ચાલ્યું નહિ. તે ફીક્કો પડી ગયો. તે મનમાં બોલ્યોઃ

"સત્યનો હમ્મેશાં જય થાય છે અને મારો મત સત્ય છે તો પછી મને વિજય કેમ મળતો નથી ? એમ નહિ. પુનઃ પ્રયત્ન કરી જોવો જોઇએ." એમ કહી તેણે પુનઃ વાદાવવાદ માટે કમ્મર કસી.

આ બધો બનાવ હરિમોહિની ગુપચૂપ બેસીને જોતી હતી. તેને સુચરિતાએ કહ્યુંઃ

"માશી ! આજે હું બધા સાથે જમીશ. તું ગુસ્સે થતી નહિ."

હરિમોહિનીએ કંઇ જવાબ આપ્યો નહિ. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે હવે સુચરિતા પોતાના મનની માલિક થઇ છે. તેમાં વળી તેનાજ ઘરબાર છે—હવે તે બીજાના હાથનું પાણી પણ પીશે નહિ એ નિઃસંશય છે. હવે બધી પવિત્રતા સોળે સોળ આના જળવાશે. પણ આજ સુચરિતા સઘળી શુચિતા પર પાણી ફેરવી બધાની સાથે જમવા તૈયાર થઇ એ હરિમોહિનીને બિલકૂલ રૂચ્યું નહિ.

તેના મનમાંનો અભાવ જાણી જઇ સુચરિતા બોલીઃ

"માશી! હું તને નિશ્ચયપૂર્વક કહું છું કે મારા વર્તનથી પ્રભુ આપણાપર પ્રસન્ન થશે. એમાં જરાય શંકા નથી. કારણકે પ્રભુએજ મારા મનમાં એ નવીન ઇચ્છા ઉત્પન્ન કરી છે. તેની આજ્ઞા ન માનીએ તો તે આપણા પર ગુસ્સે નહિ થાય? માશી! તારા કરતાં પ્રભુના ક્રોધનો મને વધારે ભય લાગે છે."

હરિમોહનીએ સ્પષ્ટપણે સુચરિતાનો નિષેધ કર્યો નહિ તો પણ તેને તેના બોલવાપર ઘણો ગુસ્સો ઉપજ્યો.

તે મનમાં બોલીઃ

"મનુષ્ય ક્યારે શું કરવા તૈયાર થશે તે નક્કી કહેવાય નહિ."

પછી તે મોટે સ્વરે બોલીઃ

"સુચરિતા! તું ગમે તેમ કર. પણ પેલા ક્ષુદ્ર નોકરના હાથનું પાણી તો નજ પીતી."

"કેમ નહિ, માશી?" સુચરિતાએ પૂછ્યુંઃ

"રામદીન રોજ પોતાના હાથે ગાય દોહી દૂધ લાવી આપે છે તે તને ખપે છે. પછી તેના હાથનું પાણી પીવામાં શું હરકત છે?"

"બસ કર. આજ દૂધને પાણી સરખાં થયાં." હરિમોહિની ડોળા કાઢી બોલી.

સુચરિતા હસીને બોલીઃ

"ઠીક માશી! રામદીનના હાથનું પાણી હું આજે પીઇશ નહિ. પણ સતીશને સુદ્ધાં તારે એવો હુકમ કરવો પડશે; નહિ તો તે બધો ઘોટાળો કરી નાખશે."

"સતીશની વાત જૂદી છે." હરિમોહિની બોલીઃ

પુરૂષજાતિને આવા નજીવા અપરાધ ક્ષંતવ્ય છે એવી હરિમોહિનીની માન્યતા હતી. તેથી સતીશની બાબતમાં તે કડક થવાનું યોગ્ય ધારતી ન્હોતી. પુરૂષ તાંબાનો ઘડો અને સ્ત્રી માટીનો ઘડો એવી સ્ત્રી પુરૂષની વ્યાખ્યા તેની નસે નસે પચી ગઇ હતી.

# પ્રકરણ ૪ થું.

## લોકનિંદા.

લલિતા અને વિનય બોટમાં બેસી કલકત્તા આવ્યાને આજે પંદર દિવસ થઈ ગયા હતા. આટલા દિવસ સુધી આ અદ્ભુત વિષયની ચર્ચા સામાન્ય સ્વરૂપમાંજ આમ તેમ ફેલાઇ હતી પણ આજ એક બે દિવસથી હરણબાબુનું માથું ફરવાથી એ ચર્ચાને ઘણું વ્યાપક અને ભયંકર સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. વળી સુચરિતા હમણાં પોતાની માશીના નાદે લાગી ચુસ્ત હિંદુ બની છે. તે દેવપુજા, જાપ, યજ્ઞયાગ આદિ કર્મો ઉત્સાહથી કરે છે, એ બાબતોની પણ સાથે સાથે ચર્ચા ચવાથી આગમાં તેલ હોમવા જેવું થયું હતું. સમાજને એક રસિક વિષયની ભયંકર ચર્ચા કરવાનો અણમોલ પ્રસંગ પ્રાપ્ત થયો હતો.

ઘણા દિવસથી લલિતાના મનમાં અનેક વિચારો વચ્ચે ઘનઘોર સંગ્રામ ચાલતો હતો. તે પ્રત્યેક રાત્રે ઉંઘવા પહેલાં ' હું કોઇ પણ બાબતમાં હાર કબૂલવાની નથી ' એવી પ્રતિજ્ઞા કરતી. એ પ્રતિજ્ઞાને પ્રતાપે તેને કેટલીક વારે ઉંઘ આવતી. પુનઃ ઉંઘમાંથી જાગ્રત થતાં "હું હાર કબૂલવાની નથી" એ મંત્ર તે અસ્ખલિતપણે જપતી ! આ સર્વ પરિણામ વિનય સંબંધીના વિચારોનું હતું. વિનય આઘે પાસે કાંઇ બોલ્યો કે તેના મગજમાં રક્ત ઉછળવા લાગતું ! એકાદ દિવસ વિનયનું મુખકમલ દૃષ્ટિએ પડે નહિ તો તેના હૃદયમાં અત્યંત વેદના થતી. આ સઘળી અશાંતિનું નિરસન કરવા માટે સતીશને વિનયને ઘેર મોકલવો અને સતીશે તેણે કહેલા વાક્યોનું પારાયણ કરવું, એ તેના ચિત્તરંજનનો વિષય થઇ પડયો હતો. પણ આવા ઉપાયથી તેનું ચિત્ત રંજન થવાને બદલે ઉલટો તેના મનનો ભડકો વધુ પ્રજ્વલિત થતો હતો અને અશાંતિ વધતી હતી.

એક દિવસ લલિતા પરેશબાબુ પાસે આવી બોલીઃ

" બાપા ! મને એકાદ કન્યાશાળા ચલાવતા આવડે કે નહિ ? "

પરેશબાબુએ એક વાર લલિતાના મ્હો તરફ નજર કરી. તે સ્નિગ્ધ સ્વરે બોલ્યાઃ

"શા માટે ચલાવતા નહિ આવડે, બ્હેન ? પણ એવી કન્યા-શાળા કયાં છે ?"

અમે જે સમયની કથા કહીએ છીએ તે સમયે હાલની પેઠે કન્યાશાળાઓની સુધારણા થઇ ન્હોતી. તે સમયની શાળાઓ સામાન્ય હતી અને તેમાં કુલીન શિક્ષિકાઓનો અત્યંત અભાવ હતો. એ બધી વાત ક્ષણભર વીસરી જઈ લલિતા બોલીઃ

"કેમ બાપા ! હું કહું છું એવી શાળાજ નથી ?"

પરેશબાબુ બોલ્યાઃ

"કયાં છે તે બતાવ તો ખરી."

લલિતા બોલીઃ

"ઠીક. નથી. પણ બાપાજી ! આપણે એકાદ સ્વતંત્ર કન્યા-શાળા સ્થાપન કરી શકીએ કે નહિ ?"

પરેશબાબુ બોલ્

"એ મોટા ખ [illegible] વાત છે. મોટા લોકોનો ઉદાર આશ્રય હોય તો સ્થાપી શ [illegible]"

લલિતાને લાગ્યું કે સત્કર્મનો સંકલ્પ કોઇ આગળથી કરતું નથી અને કરે તો તેને સેંકડો નડતર થાય છે. પરેશબાબુના શબ્દોથી લલિતાના વિચારને પુષ્ટિ ન મળતાં તે જરા ચીડાઇ. તે કેટલીક વાર પરેશબાબુ પાસે વિચાર કરતી બેસી રહી. પછી કંટાળો આવવાથી ઉઠીને ચાલતી થઇ. પોતાની પ્રિયતમ કન્યાને આવી અસહ્ય વેદના કેમ થાય છે તેનો ભેદ પરેશબાબુ પામી શકયા નહિ. વિનય અને હરણબાબુ વચ્ચે જે યુદ્ધ તે દિવસે થયું હતું તેનું તો આ પરિણામ નહિ હોય ? એવી શંકા તેમના મનમાં આવી. તરતજ તેમણે પોતાના મનને પ્રશ્ન પૂછયોઃ

"મેં કયું અયોગ્ય કૃત્ય કર્યું છે ?"

લલિતાની જગ્યાએ તેમની બીજી કોઇ છોકરી હોત તો એ વાતમાં તેમને એટલું બધું લાગ્યું ન હોત; પણ લલિતાના જીવનમાં તેમનું સર્વસ્વ ભર્યું હતું. લલિતા સિવાય બીજી કન્યાઓના સુખ દુઃખની હકીકત તેમના મનમાં વિશેષ ખળભળાટ મચાવતી નહિ.

તેજ દિવસે બપોરે લલિતા સુચરિતાને નવે ઘેરે ગઇ. ઘરમાં ખુરશી, આયના એવી મોજની કે અપશ આરામની વસ્તુઓ ન્હોતી. એક સામાન્ય ટેબલ પર એક શેતરંજી પાથરેલી હતી અને તેની પાસેજ સુચરિતા તથા હરિમોહિનીના બિછાનાં હતાં. સુચરિતાને પલંગ પર સુવાની ટેવ હતી પણ હરિમોહિની પલંગ પર-કોચ પર કે ખાટલા પર કદિ પણ સૂતી નહિ. આથી તેની સાથે સુચરિતા પણ જમીન પરજ સુતી હતી. ટેબલની બીજી બાજુ પર સતીશનો ખાટલો હતો અને બારી પાસે એક ટેબલ તથા એક ખુરશી હતી. એ ટેબલ પર સાહી, કાગળ અને કલમ વિગેરે અસ્તવ્યસ્ત પડેલાં હતાં. આ સમયે સતીશ નિશાળે ગયો હતો. ઘરમાં સર્વત્ર શાંતતા જણાતી હતી.

બપોરે ખાઇ પી-કામકાજ આટોપી હરિમોહિની જરા બિછાના પર આડી થઇ હતી અને સુચરિતા શેતરંજી પર બેસી કંઇ લક્ષ પૂર્વક વાંચતી હતી. તેની આગળ એક બે બીજાં પુસ્તકો પડેલાં હતાં.

એટલામાં લલિતા અંદર આવતાં વાર સુચરિતાએ શરમાઇને હાથમાંનું પુસ્તક બંધ કર્યું અને મનમાં ને મનમાં લજ્જા શમાવી દઇ સઘળાં પુસ્તકો તેની જગ્યાએ જઇને મૂકી આવી. પણ પેલા પુસ્તકમાં એવી શું ઇંદ્રજાળ હતી કે જેથી સુચરિતા આટલી શરમાઇ હતી ? એ પુસ્તકમાં સુચરિતાના હૃદયેશ્વર ગોરાનાં ભાષણો છાપેલાં હતાં.

લલિતાને જોતાંજ હરિમોહિની ઉઠીને બોલીઃ

" આવ, આવ, બહેન ! આમ મારી પાસે આવ. તારે ઘેરથી આવ્યા પછી સુચરિતા તો બ્હાવરી બની ગઇ છે. કોઇ પણ વાતમાં તેનું લક્ષ ચોંટતું નથી. તેથી હમણાં તે કંઇ વાંચવા બેઠી છે. હમણાંજ હું વિચારતી'તી કે લલિતા આવે તો સારૂં થાય ! એટલામાં જ તું આવી ઉભી. તું પૂરાં સો વરસ જીવશે બહેન !—"

હરિમોહિનીએ આ પ્રમાણે વાતની શરૂઆત કરી દીધી. પછી લલિતા બોલી:

"સુચીબ્હેન! આપણા ગામમાં એકાદ કન્યાશાળા સ્થપાય તો સારૂં થાય નહિ?"

હરિમોહિની બોલી:

"પહેલાં મારી એક વાત સાંભળ. તમારે નિશાળ સ્થાપી શું કરવું છે?"

લલિતા બોલી:

"આપણા ગામમાં કેટલીય છોકરીઓ છે, તેમને અમે મુફત શિક્ષણ આપીશું તો તેમના માબાપ ખુશ થશે. છોકરીઓને તમારે ઘેર બોલાવવી પડશે એટલી તમને તસ્દી પડશે ખરી. હવે બોલો, એમાં કેટલોક ખરચ થશે?"

પોતે જે ઘરમાં શાંતિથી એકલી રહે છે તે ઘરમાં હવે સેંકડો જાતની છોકરીઓ ભેગી થશે અને બધી પવિત્રતાનું સત્યાનાશ વાળી નાખશે, એવો વિચાર હરિમોહિનીના દીલમાં ઉત્પન્ન થયો. હરિમોહિનીની દુનિયા પૂજનઅર્ચન—જપજાપાદિ અને દેવમંદિરમાંજ સમાઇ જતી હતી તેને આવો ધાંધલીઓ વિચાર તે કેમ રૂચે?

હરિમોહિનીનું ચિંતાતુર મુખમંડલ જોઇને સુચરિતા બોલી:

"માશી! બ્હીતી ના. કન્યાશાળા કાઢશું તો તે બાજુના ઘરમાં અથવા ભોંયતળીએ કાઢશું. તારા દેવને કે તારી શાંતિને જરાય અડચણ નહિ પડે. વારૂ, લલિતા! છોકરીઓ જો આવતી હોય તો હું કામ કરવા તૈયાર છું."

લલિતા બોલી:

"ઠીક છે. હું મહેનત કરૂં છું.

તરતજ પરેશબાબુના ઓળખીતાપાળખીતાઓમાં લલિતાની કન્યાશાળાની વાર્તા પ્રસિદ્ધ થવા લાગી. પણ તે સાથેજ લલિતા અને લાવણ્યવતી જેવી મોડા જેવડી છોકરીઓ હજુ કુમારી છે એ વાત જાણી કેટલાકો મ્હોં મચકવા લાગ્યા.

લલિતાએ પોતાની કન્યાશાળા માટે કન્યાઓ ભેગી કરવાનું કામ ઉત્સાહી લાવણ્યવતીને સોંપ્યું હતું. લાવણ્યવતીએ પોતાનું કર્તવ્ય ઉત્સાહપૂર્વક બજાવવામાં કોઈ જાતની કચાસ રાખી નહિ. તેણે ઘેરે ઘેરે ફરી દરેક છોકરીને એ મંગળ ખબર સંભળાવી. બધી છોકરીઓના આનંદનો પાર રહ્યો નહિ. લલિતાનો ઉત્સાહ પણ તેથી બમણો વધી ગયો. તેણે સુચરિતાના ઘરનું ભોંયતળિયું નિશાળ માટે વાળી ઝાડીને સાફ કરી રાખ્યું !

પણ કેવી અજાયબી ! પહેલે દિવસે નિશાળ તદ્દન ખાલી રહી. એક પણ કન્યા આવી નહિ. પોતાની છોકરીઓ બ્રહ્મસમાજીની પુત્રીના સંસર્ગથી બગડી જશે એવા ભયથી આજુબાજુના માણસોએ પોતાના કુટુંબની કન્યાઓને મોકલવાની ના પાડી. ઉલટું આ ચળવળ તરફ તેઓ તિરસ્કાર બતાવવા લાગ્યા. તેમણે પરેશબાબુની છોકરીઓ સાથે નહિ બોલવાની પોતાની પુત્રીઓને સખ્ત તાકીદ કરી. લલિતાના ઉદાત્ત વિચારો માટીમાં મળી ગયા. બિચારી લાવણ્યવતી કોઈને ઘેરે તેમની છોકરીને નિશાળે મોકલવાની વિનંતી કરવા જતી તો તેની સાથે તેઓ બે બોલ પણ સીધી રીતે બોલતા નહિ. જ્યાં જ્યાં તે જતી ત્યાંથી અપમાન ખમી પાછી આવતી.

પણ લલિતા તેથી નિરાશ થઈ નહિ. તેને લાગ્યું:

"ગામમાં ગરીબ બ્રહ્મસમાજીઓની અનેક છોકરીઓ છે અને તેમને ભણાવવા માટે તેમનાં માબાપ પાસે પૈસા નથી. આવી કન્યાઓને મફત કેળવણી આપવાનું શરૂ કરીશ તો અનેક છોકરીઓ ભણવા આવશે અને મારો મનોરથ પાર પડશે.

આ પ્રમાણે લલિતાએ વિદ્યાર્થિનીઓ મેળવવાનો પુનઃ પ્રયત્ન કરવા માંડયો. સુધીરે પણ તેને આ પવિત્ર કાર્યમાં મદદ કરવાનું મન પર લીધું.

તો પણ પરિણામમાં મીંડું જ આવ્યું. એક દિવસે લલિતાને સુધીરે કહ્યું:

"હરણબાબુ તમારી નિશાળ સ્થપાય તેથી સખત વિરૂદ્ધ છે."

લલિતાએ પૂછ્યું:

"કેમ? સુચી બહેનને ત્યાં દેવપૂજા છે તેથી?"

"ફક્ત એટલા માટે જ નહિ."

"ત્યારે બીજું શું? ક્હોને જે હોય તે!"

"અનેક બાબતો છે."

"લોકો મને દોષિત ગણે છે કે કેમ?"

સુધીર મૌન-સ્તંભ જેવો ઉભો રહ્યો. લલિતા ક્રોધથી આરક્ત થઇ બોલી:

"બરાબર. હું વિનયબાબુ સાથે બોટમાં બેસી આવી તેથી લોકોનું ભેજું ખસી ગયું છે. સમાજ સારૂં જોઇ શકતીજ નથી. તેની આંખેજ કમળો થયો છે. સમાજ મને કેવી ગણે છે?–"

સુધીર લલિતાને શાંત કરતો બોલ્યો:

"સમાજનો આક્ષેપ એવો નથી. વખત જતાં વિનયબાબુ એ કન્યાશાળામાં ઘુસશે કે કેમ તેનીજ બધાને ભીતિ લાગે છે."

લલિતા સંતપ્ત સ્વરે બોલી:

"ત્યારે એને 'ભય' ગણવાની જરૂર નથી. વિનયબાબુ જેવા કેટલા પુરૂષો સમાજના નિંદાખોર ભટાઓમાંથી મળે એમ છે?"

લલિતાની ક્રોધિત મુદ્રા જોઇ સુધીર બ્હીતો બ્હીતો બોલ્યો:

"તે તો ખરૂં; પણ વિનય બાબુ—"

"બ્રહ્મસમાજીસ્ટ નથી. એટલા માટેજ બ્રહ્મસમાજ તેને સજા કરવા માગે છે! આવી સમાજ માટે આપણા હૃદયમાં માન તે શી રીતે ઉત્પન્ન થાય?"

એમ કહી સુચરિતા પાસે જઇ તે બોલી:

"સાંભળ્યું?"

"સાંભળ્યું નથી. પણ મને બધી ખબર છે." સુચરિતા હસતી હસતી બોલી.

"એ હવે કેમ ખમી લેવું?" લલિતાએ પૂછ્યું.

સુચરિતા લલિતાનો હાથ પોતાના હાથમાં લઇ બોલી:

"સહન કરશું તો તેથી આપણું અપમાન થવાનું નથી. બાપાજી બધું કેમ સહન કરે છે, મીઠી!"

લલિતા કંઈ ન બોલતાં સુચરિતાનો હાથ પકડી બેસી રહી. કેટલીકવાર પછી સુચરિતાએ કહ્યું:

લલિતા! એકવાર બાપાજીને મળી તેમને આ બધી વાત કહે."

લલિતા ઉઠી-ઉભી થઇ બોલી:

"હું પણ ત્યાંજ જવાના વિચારમાં હતી."

લલિતા પોતાના ઘર તરફ આવતાં વિનય ઉતરેલે મ્હોડે ઘરમાંથી બહાર નીકળતો તેની નજરે પડયો. લલિતાને જોતાંજ વિનય જ્યાં હતો ત્યાં ઉભો રહ્યો. હવે લલિતા સાથે વાત કરવી કે નહિ તેના વિચારમાં તે પડયો હતો. અંતે તેણે લલિતાને નમસ્કાર કર્યા અને કંઇ પણ ન બોલતાં પોતાને માર્ગે ચાલતો થયો.

આ બનાવથી લલિતાના શરીરપર કોઇએ ગરમ તેલ રેડયું હોય એવું તેને લાગ્યું. તે ઝડપથી અંદર ચાલી ગઇ. તે વેળા લલિતાની મા કંઇ હિસાબ કરતી બેઠી હતી.

લલિતા તેની પાસે ખુરશીપર બેસી બોલી:

"બા!"

"બેસ જરા બેન! હું—" કહી વરદાસુંદરી હિસાબમાં લીન થઇ ગઇ.

લલિતા બોલી:

"બા! હું તને વધુવાર ખોટી કરવાની નથી. ફક્ત એકજ વાત પૂછવાની છું."

"શું છે? બોલ—" વરદાસુંદરી માથું ઉંચું કરી બોલી.

"વિનયબાબુ આવ્યા હતા?"

" હા. "

" તેમણે તને કંઇ કહ્યું હતું ? "

" હા. એ બહુ બોલકણા છે. "

" મારી કંઈ વાત કરતા હતા ? "

" તારી વાત તો શબ્દે શબ્દે! આજકાલ સમાજમાં તારી નિંદા થાય છે માટે જરા વિચારીને વર્તે તો સારૂં. "

લલિતા સંતાપ અને શરમથી લાલ થઇ બોલીઃ

" વિનયબાબુ અહિં આવ્યા હતા તેથી બાપાજી તેમના પર ગુસ્સે તો ન્હોતા થયાને ? "

" તેમને શી ખબર ? એઓ ધર્મરાજા છે. "

" હરણબાબુ આપણે ત્યાં આવ્યા હતા ? "

વરદાસુંદરી આશ્ચર્યચકિત થઇ બોલીઃ

" હરણબાબુને આવવામાં શું હરકત છે ? "

" ત્યારે વિનયબાબુને આવવામાં શું હરકત છે ? "

વરદાસુંદરી પુનઃ જમાખરચ જોવા લાગી. તે બોલીઃ

" લલિતા ! તારી સાથે મારાથી વિવાદ નથી થતો. જા, હવે મને ખોટી ન કર. મને ઘણું કામ છે. "

લલિતા મહામુસ્કેલીએ દુઃખી હૃદય શાંત કરી પરેશબાબુ પાસે ગઇ અને બોલીઃ

" બાપાજી ! વિનયબાબુ આપણા ઘરના માણસ પેઠે અમારી સાથે વર્તવાને યોગ્ય છે કે નહિ ? "

લલિતાનો ચમત્કારિક પ્રશ્ન સાંભળી પરેશબાબુ બોલ્યાઃ

" મને તો વિનયબાબુ ઘણા કુલીન જણાય છે. તેમની વિદ્વતા, બુદ્ધિ અને પવિત્રતા માટે મને માન છે. "

" ઠીક. ગોરબાબુની મા આટલા દિવસ આપણે ત્યાં આવતાં હતાં. આજે હું સુચી બહેનને લઈ તેમને ત્યાં જાઉં ? "

પરેશબાબુ એક પલ તદન સ્તબ્ધ રહ્યા; કારણ કે હાલમાં ચારે

બાજુએ તેમની અને લલિતાની નિંદા ચાલતી હતી. છેવટે જ્યાં સુધી મારી લલિતા નિર્દોષ છે ત્યાં સુધી લોકનિંદાની પરવા કરવાની જરૂર નથી એવો વિચાર કરી તેમણે લલિતાને કહ્યું:

"ઠીક. તું જા. મને કામ છે; નહિ તો હું પણ આવત."

લલિતા ઉત્સાહિત ચિત્તે ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૫ મું.

### આનંદભુવન કે સ્મશાનગૃહ ?

વિનય હમણાં જે સામાજિક પાયરી પર ઉભો હતો તે પરથી ભવિષ્યમાં કેવાં કેવાં તોફાન થશે તે પર તેનું જરા પણ ધ્યાન નહોતું. તે પરેશબાબુને ત્યાં પ્રથમ જવા આવવા લાગ્યો ત્યારે ઘણોજ શરમાળ હતો. પરેશબાબુને ત્યાં પોતાનું માન સચવાય તે માટે અધિકારી ઠાઠથી રહેવું જોઇએ, એ લોકોનું પોતાના પર વર્ચસ્વ સ્થાપિત ન થઇ જાય તે માટે સાવધાની રાખવી જોઇએ, એમ તેને પ્રથમ લાગતું હતું: પણ જેમ જેમ મન મળતું ગયું તેમ તેમ તેનો સંકોચ અને શરમ ઓછાં થતાં ગયાં. હવે તેને પોતાના અધિકાર અથવા યોગ્યતા સંબંધી કદિ શંકા ઉદ્દભવતી નહિ. તે હવે પરેશબાબુનાં કુટુંબીઓને આત્મીય જન ગણતો હતો. લલિતાએ તેના અંતરમાં દિવ્ય જ્યોતિ પ્રકટાવી હતી અને એ પ્રેમના પ્રહાર વાગવાને લીધે લલિતાની બ્રહ્મસમાજમાં જે નિંદા થતી હતી તેથી તેનું હૃદય વિંધાયું હતું.

એક દિવસ વરદાસુંદરીએ વિનયને પત્ર લખી મળવા બોલાવ્યો. વિનય પત્ર મળતાં તાબડતોબ પરેશબાબુને ત્યાં દોડી ગયો.

વરદાસુંદરીએ પૂછ્યું:

" વિનયબાબુ ! તમે તો હિન્દુ છો."

" હા. હું હિંદુજ છું " વિનયે જવાબ આપ્યો.

વરદાસુંદરીએ પુનઃ કહ્યું:

" તમે હિંદુસમાજનો ત્યાગ કરશો નહિ એ નિસંશય છે ?"

" પણ એમાં પૂછવા જેવું શું છે ? કોઈ પણ ખરો હિંદુ હિંદુ ધર્મનો ત્યાગ કરે નહિ–"

" અને હિંદુ ધર્મ બીજા ધર્મોને તુચ્છ માને છે."

"પણ પરધર્મીઓનો દ્વેષ કરતો નથી."

" દ્વેષ કરતો નથી ? કોણે કહ્યું ? છચોક દ્વેષ કરે છે. કોઈ પણ હિંદુ મુસલમાન કે ખ્રીસ્તી થઈ શકે પણ કોઈ મુસલમાન કે ખ્રીસ્તી હિંદુ થઇ શકતો નથી."

" પોતાની શ્રેષ્ઠતા કાયમ રાખવી એનો અર્થ બીજાને હલકા લેખવા એવો થતો નથી. માતાજી! તમે ઘરનાં બારણાં બંધ કરો તેથી જગતની આંખો બંધ થઇ ગઇ એમ મનાય ખરૂં ?"

" તે તો કોણ જાણે ભાઇ ! પણ હિંદુ અને બ્રાહ્મ એ બેમાં આવો મતભેદ પડવાથી બચ્ચાં છોકરાંવાળા માણસોની કેવી હાલહવાલી થતી હશે ! જે તે " લાવ છૂરી, નાક કાપું " કરી રહ્યા છે. પણ પત્થર પર પત્થર પડવાથી આખરે વીજળીજ ઉત્પન્ન થવાની ને ? શાણાઓ સાથે મૂર્ખાઓ મળે તો એવી ગડબડ થાયજ. હાલનીજ પરિસ્થિતિ જોને ! બ્રહ્મસમાજ લોકોના કલ્યાણ માટે કમ્મર કસી ઉભી છે ત્યારે તમારા ગોરા જેવા કટ્ટા હિન્દુઓ તેને રસાતલ પહોંચાડવાની મહેનત કરી રહ્યા છે. ભારતવર્ષની ઉન્નતિની આડે જે મ્હોટા અજસ પર્વત પડયો છે તે આજ ! એ ડુંગર તોડી નાખ્યા વિના આપણી ચડતી થવાની નથી."

વરદાસુંદરી ચાલી ગઇ. પછી વિનય ઘરમાં ગયો તો સામેજ લલિતા બેઠેલી નજરે પડી. તેને જોતાંજ તેના હૃદયમાં કાંઇક નિગૂઢ ભાવ જાગ્રત થયો. તેને ભૂતકાલની લીલાની સ્મૃતિ થવા લાગી. તેથી તેના હૃદયનો તનમનાટ અને વિહવળતા વધ્યાં. વિહવળ સ્થિતિને લીધે તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. તેણે મૂંગામૂંગા

એકવાર લલિતાને પ્રણામ કર્યા અને તરતજ તે પાછો ફર્યો.

બહાર ઉભા રહી વિનયે એકાએક પાછું ફરી જોયું. તેનો વ્હાલો સતીશ તેને પ્રેમથી બૂમ પાડતો હતો.

" વિનયબાબુ ! વિનયબાબુ ! "

વિનય સતીશને છાતી સરસો ચાંપી બોલ્યોઃ

" કેમ ભાઇ ?"

વિનયનો કંઠ ભરાઇ આવ્યો. સતીશની વાણીમાં પ્રભુએ કેવી અદ્દભૂત અમીઝરણી મૂકી છે તેની કલ્પના આજેજ વિનય કરી શકયો.

સતીશ બોલ્યો :

" તમે મારે ઘેર કેમ આવતા નથી ? કાલે લીલા–લલિતા ને લાવણ્ય ત્રણે અમારે ત્યાં જમવા આવી હતી. તમને પણ માશીએ બોલાવ્યા છે. અમારા નવા ઘરમાં એક વાર તો આવો, વિનયબાબુ ! "

વિનયે કહ્યું:

" મને હમણાં નવરાશ નથી. માશીને મારા નમસ્કાર કહેજે."

સતીશ બોલ્યો:

" એવા બ્હાના બ્હાનાં ચાલશે નહિ. હું આજે તમને છો-ડવાનો નથી."

આજે સતીશ વિનયને આટલા બધા આગ્રહથી ઘેર બોલાવતો હતો તેનું અંતસ્થ કારણ નિરાળુંજ હતું. સતીશે " માંસાહાર " વિષે એક નિબંધ લખ્યો હતો તેમાં તેને ૫૦ માંથી ૪૨ માર્ક મળી હતી. તે અપૂર્વ નિબંધ વિનયને એકવાર વાંચી બતાવવાની સતીશની તીવ્ર અભીલાશા હતી. વિનયબાબુ મોટા વિદ્વાન છે–સમજુ છે–સુજ્ઞ છે. આવા માણસોમાંજ વિદ્વતાનીકદર કરવાની શક્તિ અને યોગ્યતા હોય છે એવી સતીશની માન્યતા હતી. વિનય સતીશની એકાદ કૃતિની વ્હાલથી પ્રશંસા કરતો અને લલિતા તેની નિંદા કરતી. આથી લીલા કરતાં સતીશ પોતાને બહુજ હુશિયાર સમજતો. આજે પણ લલિતા કાંઇ ઘોટાળો કરી બધી મઝા પાણીમાં ન મેળવી દે તે માટે

હરિમોહિનીને ન્યાયાધિશ નીમી તે વિનયને નિમંત્રણ કરવા આવ્યો હતો.

આટલો ભગીરથ પ્રયત્ન કરવા છતાં પણ વિનયબાબુ તેની સાથે આવવાને તૈયાર નહિ થવાથી સતીશ આશાભંગ થયો. તેનું વદન-મંડળ નિસ્તેજ થયું.

વિનય સતીશને વ્હાલથી સ્હમજાવતો બોલ્યોઃ

"સતીશ, તુંજ મારે ઘરે ચાલ."

સતીશનો નિબંધ તેના ખીશામાંજ હતો. તે બતાવી પોતાની પ્રશંસા સાંભળવાની સોનાની સંધિ તે કેમ ગુમાવી દે ? તે ગૌરવપ્રાર્થી બાળક એકાદ ચાવી આપેલા પૂતળા પ્રમાણે કૂદતો કુદતો વિનયની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

વિનય પોતાને ઘેર જઇ બેસતાંવારમાં સતીશે ગજવામાંથી પોતાનો નિબંધ કાઢી તેના હાથમાં મૂકયો. વિનયે તે વાંચી સતીશને તેની અસામાન્ય લેખિનીને માટે ધન્યવાદ આપ્યો. વિનયે તેને હુશિયાર, તીવ્ર બુદ્ધિવાન, ભાવી લેખક અને નવલકથાકાર એવા એવા કર્ણમધુર વિશેષણો સંભળાવ્યા. સતીશ રાજીરાજી થઇ ગયો. બાજુના હોટલમાં જઇ ઉભયે ચહા પીધા બાદ વિનય સતીશને ઘેર મૂકી આવ્યો. જુદા પડતી વખતે વિનય બોલ્યો :

"વારૂ. સતીશ ! હું જાઉં છું."

સતીશ તેનો હાથ પકડી લાડ કરતો બોલ્યોઃ

"નહિ. તમારે અમારે ઘેર આવવું જ પડશે."

વિનયના અપ્રસન્ન મનપર સતીશના આદરાતિથ્યની કાંઇજ અસર થઇ નહિ.

વિનય એકાદ ભ્રષ્ટ જેવો આનંદમયીને ઘેર આવ્યો. બહારના ભાગમાં તે જણાઇ નહિ; એટલે તેણે ગોરાના "આનંદ-ભુવન" માં પ્રવેશ કર્યો. આ ઠેકાણે બાલપણમાં ગોરા સાથે તે કેટલા વ્હાલથી અને કેવા ઉલ્હાસથી રમ્યો હતો. પછી સમજુ થયા પછી—જરા વયમાં આવ્યા પછી બન્ને જણ "ભાઇ—ભાઇ—" કહી કહી

મેકને ભેટયાં હતા. તે રમણીય જગ્યા આજ વિનયને શાન્ત ભાસવા લાગી. તે મનમાં બોલ્યો. “ આ જગ્યા! આ ગોરાનું આનંદભુવન કે મૃત શરીરની આહુતિ લેનારૂં ભયકારક સ્મશાન ? ગોરા? ગૌર! ખરેખર, નામ પ્રમાણે જ ગૌર! ગોરાના તેજથી આજનું આ સ્મશાન એક વેળા નંદનવન જેવું શોભતું હતું. પણ હવે તે દૈવી સૌંદર્ય ક્યાં છે? મારા મહાતેજસ્વી ગોરાને સાહેબે તુરંગમાં શા માટે નાખ્યો હશે? પણ જવા દે! ગોરાનું મનોબલ હજુ તેના હૃદયમાંજ છૂપાઈ રહ્યું છે તેને ત્યાંજ રહેવા દે! તે એકાદ દિવસ એની મેળે એવા પ્રબળ વેગથી બહાર આવશે કે તેના વેગને અટકાવવાને કોઇ સમર્થ થશે નહિ. ચાલવા દો—હમણા આ અન્યાય ચાલે છે તે ચાલવા દો. ”

એટલામાં આનંદમયી કંઇ કામસર માળપર આવી. તે ઉતાવળી ઉતાવળી વિનય પાસે જઇ તેના કપાળપર હાથ ફેરવતી ફેરવતી બોલી:

“ શું થાય છે, વિનય? આજે મ્હો ઉતરેલું કેમ છે? ”

વિનય બોલ્યો:

“ માતાજી! હું પરેશબાબુને ત્યાં પહેલ વહેલો જવા લાગ્યો ત્યારે ગોરા મારાપર ઘણો ગુસ્સે થયો હતો. તે સમયે મેં તેને અન્યાયી માન્યો હતો પણ આજે મને જણાય છે કે તેનો અન્યાય ન્હોતો. મ્હારી અપ્રબુદ્ધતા હતી—”

આનંદમયી હસીને બોલી:

“ તને તારી જાતમાં કયો દોષ દેખાયો? ”

વિનય બોલ્યો:

“ માતાજી! જે વાત આપણી સમાજને રૂચતી નથી તે હું એકવાર મ્હોડે ઉચ્ચારીશ પણ નહિ, હશે. માજી! શશીમુખી સાથે મારા લગ્ન થવાના છે એવી જે ગપ લોકોમાં ચાલતી હતી તે ખોટી ઠરી છે એ વાત તમને જણાવતાં મને ઘણો આનંદ થાય છે. નાહક જે વાતમાં મન માને નહિ તે કરવાથી ફાયદો શું? ”

આનંદમયી બોલી.

"શશિમુખી તારી જીવન સહચરી થશે નહિ."

એટલામાં નોકરે આવી ખબર આપી:

"પરેશબાબુને ત્યાંથી બે છોકરીઓ આવી છે."

આ સાંભળી વિનયનું હૃદય ધડક ધડક થવા લાગ્યું. તેને લાગ્યું કે તેણે કરેલા અન્યાયનું મહાભારત કહેવા માટે બન્ને જણી ત્યાં આવી હશે! તેઓ હવે આનંદમયીના કાન ફુંકશે! તેણે આનંદમયી તરફ જોઇ કહ્યું:

"હું હવે જાઉં છું, માતાજી!"

"આટલીવારમાં જશે? નહિ. નીચેનાં ઓરડામાં થોડીવાર બેસ, જા."

નીચે જતાં જતાં વિનય વિચાર કરવા લાગ્યો: "હવે ચિંતા કરવાનું પ્રયોજન નથી. જે થવાનું તે થઇ ગયું. હવે હું જીવ આપીશ તો પણ તે પાછું ન થયું નથી થવાનું. હું ગુનેહગાર છું અને ગુનેહગારને મરણ કાંતો શાંતતા મળવાનો સંભવ છે. મને કઇ દશા મળે છે તે જોઇ લેવાશે."

મહિમ ઑફિસમાંથી પાછો આવ્યો હતો. તે વિનય પાસે આવી બોલ્યો:

"વિનય! તું અહિં છે કે? સારૂં થયું. હું તારીજ શોધમાં હતો" પછી મહિમે ખિશામાંથી બે પાનનાં બીડાં કાઢયાં, અને એક વિનયને આપી બીજું પોતાના મ્હોમાં મૂકતો તે બોલ્યો:

"પછી પેલી વાતનું શું થયું? હવે તો—"

વિનયનું મુખમંડલ મ્લાન થયલું જોતાં વારજ મહિમને લાગ્યું કે તેના અંતઃકરણમાં કોઇ ગંભીર વિચારે ઘર કરેલું હોવું જોઇએ. આજે તેનું મગજ ઠેકાણે નથી, પણ આમ કેમ થાય છે તેનો ભેદ તે પામી શકયો નહિ. વિનય બોલ્યો:

"ગોરા હજુ આવ્યો નથી."

મહિમ બોલ્યો.

"હજુ ઘણા દહાડા બાકી છે. તારૂં મ્હોડું કરમાયલું કેમ જણાય છે? તબિયત તો સારી છે ને?"

વિનય કાંઇ બોલ્યો નહિ. આ સમયે વિનયને આવીજ હાલતમાં સ્વસ્થ પડી રહેવા દેવાનો વિચાર કરી મહિમ ચાલી ગયો. વિનય ટેબલપરનું એક પુસ્તક લઇ તેના પાનાં ફેરવવા લાગ્યો.

આ સમયે નોકર આવી બોલ્યોઃ

"માતાજી બોલાવે છે."

વિનયે પૂછ્યું:

"કોને બોલાવે છે?"

"તમને" નોકરે જવાબ આપ્યો.

"બીજું કોઇ સાથે છે કે?"

"છે."

પરિક્ષાના મંડપમાં જતી વેળા વિદ્યાર્થીના મનની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિમાં વિનય માળ પર ગયો. તેને જોતાંવાર સુચરિતા સ્નિગ્ધ સ્વરે બોલીઃ

"આવો. વિનયબાબુ! આવો."

તેનો કર્ણમધુર સ્વર સાંભળી વિનયને શાંતિ વળી.

વિનયને જોતાંજ સુચરિતા અને લલિતા આશ્ચર્યચકિત થઇ હતી. વિનયની મુદ્રા ચંચલ અને ચિંતાચ્છન્ન દેખાતી હતી.

અગાઉ લલિતા વિનય સાથે સંભાષણ કરવામાં બહુ આગળ પડતો ભાગ લેતી ન્હોતી; પણ આજે તે તુરત બોલીઃ

"તમને મારે એક વાત કહેવાની છે. અમે કેટલીક જણીઓએ મળી એક કન્યાશાળા સ્થાપન કરી છે."

વિનય આનંદ પામી બોલ્યોઃ

"કન્યાશાળા સ્થાપવાનો તો મારો કેટલાય દિવસથી સંકલ્પ થયેલો છે."

"તમારે મને એ વિષયમાં શક્ય સહાય કરવી પડશે."

વિનય બોલ્યો:

"મારાથી જે જે મદદ થઇ શકશે તે હું કરીશ. પણ મારા તરફથી તમને કેવી જાતની મદદ જોઇશે તે કહોને ?"

"અમે બ્રહ્મસમાજી છીએ એટલે કોઇ હિંદુ અમારા પર શ્રદ્ધા રાખતા નથી. એ બાબતમાં તમારે અમને સરલતા કરી આપવી પડશે."

વિનય ઉદ્દીપ્ત સ્વરે બોલ્યો:

"તેની બિલકુલ કાળજી ન કરો. બધું થઇ રહેશે."

આનંદમયી બોલી:

"એ કામ વિનયને હાથે સહેલાઇથી થશે. લોકોને મીઠા મીઠા બોલોથી સમજાવી પોતાના કેમ કરી લેવા તે વિનયને શીખવવું પડે એમ નથી."

લલિતાની હિમ્મત જોઇ સુચરિતાને પણ અત્યંત નવાઇ ઉપજી. લલિતા કન્યાશાળાની વાત વિનયને કરશે એવી સુચરિતાને કલ્પના પણ ન્હોતી. લલિતાની વૃત્તિમાં આટલું પરિવર્તન થયલું જોઇ તે વિસ્મયચકિત થઇ.

સુચરિતાને આ પરિસ્થિતિ જરા ભીતિકારકજ લાગી. લલિતાના મનમાં જે ઉચ્છૃંખલ વિચારો ઘોળાતા હતા તેમાં વિનય આપો આપ સંમત થતો જાય એ તેને ઠીક લાગ્યું નહિ. તે વિનય અને લલિતા ઉભયને ઉદ્દેશીને બોલી:

"પ્રથમ તો આ બાબતમાં બાપાનો મત પૂછવો જોઇએ. તેમની સંમતિ સિવાય કોઈ પણ કામ કરવાથી પરિણામ હિતકર આવશે નહિ."

સુચરિતાનો મનોભાવ વિનય તેજ ક્ષણે ઓળખી ગયો. વિનયને સુચરિતાની આવી ઇર્ષ્યાળુ બુદ્ધિ જોઇ જરા આશ્ચર્ય ઉપજ્યું પણ તે કાંઇ બોલ્યો નહિ.

સુચરિતા અને લલિતા પોતાને ઘેર ચાલી ગઇ. પછી વિનય પણ બાગમાં સહેલ કરવા ચાલી ગયો.

મહિમ આનંદમયી પાસે આવી બોલ્યો:

" માતાજી ! વિનય તો બધી રીતે રાજી છે. હવે બનતી ઉતાવળે આટોપી લઇએ તો સારૂં; નહિ તો હાથમાં આવેલી બાજી ચાલી જશે. "

આનંદમયી વિસ્મિત થઇ બોલી:

" એ વળી તું શું બોલે છે ? વિનય સમ્મત ક્યારે થયો ? "

મહિમ બોલ્યો:

" આજેજ તેણે મને વાતમાં ને વાતમાં કહ્યું કે ગોરા આવે એટલે દિવસ નક્કી કરૂં. "

આનંદમયી માથું હલાવી બોલી:

" મહિમ ! હું તને સાચું કહું છું કે તું તેનું બોલવું સમજ્યોજ નહિ હોય. "

મહિમ બોલ્યો:

" કોઇ પણ વાતનું ખરૂં ખોટું સ્વરૂપ સમજવા જેટલી અક્કલ તો મારામાં છે, માજી ! હું પણ શેર અનાજ ખાઉં છું માજી ! તો જરા જેટલી અક્કલ તો મારામાં હશે ! "

આનંદમયીએ કાંઇ જવાબ ન આપતાં એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. મહિમ એક પાનની બીડી મ્હોમાં નાખતો ચાલી ગયો.

## પ્રકરણ ૬ હું.

### " પ્રભુ ! મુજ બચપણ પાછું દે ! "

લલિતા પરેશબાબુ પાસે આવી બોલી:

" બાપા ! આપણે પડયા બ્રહ્મસમાજી; એટલે હિંદુઓને આપણા પર ભાવ નથી. માટે આપણે તેઓમાંના એક ગૃહસ્થને આપણા પક્ષમાં લેવા જોઇએ. "

પરેશબાબુએ પૂછ્યું:

" હિંદુ સમાજમાંથી એવું કોણ આપણા પક્ષમાં ભળશે ? "

લલિતા સવાલ જવાબ કરવાની આગળથી તૈયારી કરી આવી હતી; પણ હવે વિનયનું નામ બોલવાનો પ્રસંગ આવતાં વાર તેને સંકોચ લાગવા લાગ્યો. તે અચકાતી તથા કંઇક બ્હીતી બ્હીતી બોલી:

" કેમ ? કોઇજ મળશે નહિ એમ ? આ આપણા વિનયબાબુ છે, અથવા—"

લલિતાનું આ ' અથવા " તદન નિરૂપયોગી હતું ! " અથવા " પછી બીજું કોનું નામ સૂચવવું તે તે પોતે પણ જાણતી ન્હોતી.

પરેશબાબુ બોલ્યા:

" વિનય. વારૂ. પણ વિનયબાબુ કબૂલ છે ખરા ? "

લલિતાની અભિમાની વૃત્તિને પરેશબાબુના પ્રશ્ને ઘા કરવા જેવું થયું. વિનય કબૂલ કરે નહિ એવી અશ્લાધ્ય વાત લલિતાના મનમાં પણ આવી ન્હોતી. તે બોલી;

" વિનયબાબુ તો આ પળે તૈયાર છે. "

પરેશબાબુ થોડીવાર વિચાર કરી બોલ્યા:

" તેમને જો બધી પરિસ્થિતિની ખબર હોત તો તે કદિ પણ આ બાબતમાં ભાગ લેવા તૈયાર થાત નહિ. "

લલિતાનું વદન લાલ થયું. તે મનમાં વિચાર કરવા લાગી. પણ આત્મસંશોધનમાં પોતાનો પરાજય થવાની તેને કિંચિત પણ શક્યતા જણાઇ નહિ.

પોતાની પ્રિય કન્યકાની અશાંત સ્થિતિ જોઇ પરેશબાબુનું અંતઃકરણ વ્યથિત થયું. પણ તેમણે તેનું શાંતવન કરવાનો પ્રયત્ન કર્યો નહિ. આવી સ્થિતિમાં કેટલોક વખત પસાર થયા પછી લલિતા બોલી:

" બાપા ! ત્યારે અમારી કન્યાશાળાની વાત હવામાંજ ઉડી જશે એમ ? "

પરેશબાબુ બોલ્યા:

"હા. હમણાં તો તારી ઇચ્છા પૂર્ણ થવાનાં ચિન્હો જણાતાં નથી."

અંતે હરણબાબુનોજ વિજય થયો! લલિતાને પાછળ હઠવું પડયું! પણ માની લલિતા એ વાત કેમ સહન કરી શકે? પરેશબાબુએ તેને કહ્યું હતું તેથીજ તેણે તેમનો બોલ માન્ય રાખ્યો. તેમની જગ્યાએ કોઇ બીજો હોત તો લલિતાએ તેને પાંચ પચીસ વાત સંભળાવી દીધી હોત!

લલિતા ઘરમાં ગઇ. ત્યાં તેના નામનો એક પત્ર તેને મળ્યો. તે પરના અક્ષર તેણે જોતાં વારમાં પારખ્યા.

"આ તો શૈલબાળાનો કાગળ."

શૈલબાલા તેના પતિ સાથે બાંકીપુરમાં રહેતી હતી.

તે પત્ર નીચે પ્રમાણે હતો:—

પ્રિય બહેન લલિતા,

તારે વિષે નાના પ્રકારની વાત સાંભળી મારૂં મન ઘણુંજ ઉદાસ થયું છે. હું આજ કેટલાક દહાડાથી તને કાગળ લખું લખું કરતી હતી પણ વખતજ મળે નહિ. પણ પરમ દહાડે એક ગૃહસ્થ (તેમનું નામ કહેવા જેવું નથી) દ્વારા મેં એક અશુભ વાત સાંભળી. એમ બનવું શકય હોય એમ મને સ્વપ્નમાં પણ લાગતું નથી. પણ એ વાત જે સભ્ય ગૃહસ્થે લખી જણાવી છે તે એવો મોટો માણસ છે કે તેની કલમ ખોટું કદિ પણ લખે નહિ. તો પછી તેમની વાત ખોટી કેમ કહેવી? એ વાત જો ખરી હોય તો...વિગેરે વિગેરે.

તારી બ્હેનપણી
સૌ. શૈલબાળા.

લલિતાનું આખું શરીર ક્રોધાગ્નિથી બળી જળી રહ્યું. તે એક ક્ષણ પણ ધિરજ ધારી શકી નહિ. તેણે તુરતા તુરત શૈલબાળાને નીચલો પત્ર લખી નાખ્યો:—

વ્હાલી શૈલબાળા,

તેં સાંભળેલી વાત ખરી છે કે ખોટી તે સંબંધી તેં મને જે પ્રશ્ન પૂછ્યો છે તે જોઇ મને ઘણીજ અજાયબી ઉપજી છે. કોઇ પણ બ્રહ્મસમાજીએ તને પોતાના સડેલા મગજમાંથી કંઇ અનિષ્ટ વાત ઉપજાવી કાઢી કહી હોય તો તેમાંથી સત્યાસત્ય તું કેમ સમજી શકે?...પણ મારે માટે તારા મનમાં આટલો અવિશ્વાસ? શૈલબાળા! એક હિંદુ યુવાન સાથે મારા લગ્ન થવાનાં છે તે સાંભળી તારા મસ્તક પર વજ્ર પ્રહાર થયો! પણ તને હું કહું છું કે વિવાહ કરવા યોગ્ય કોઇ યુવાન બ્રહ્મસમાજમાં નથી તો તેવી હાલતમાં એકાદ ચારિત્ર્યશીલ હિંદુ યુવાન સાથે એક બ્રાહ્મ કન્યાએ લગ્ન કરવા એ ઇશ્વરને ત્યાં પણ પ્રશંસનીય અને મંગલમય ગણાશે. વધુ કંઇ લખતી નથી.

તારી સખી,
લલિતા.

લલિતા જવા પછી પરેશબાબુના મનમાં પણ કોઇ અગમ્ય ચિંતા પેઠી હતી. અંતે તે સુચરિતા પાસે ગયા. પરેશબાબુનું મુખમંડલ ચિંતાતુર જોઇ સુચરિતા દિલગીર થઇ. તેમને કોઇ દારૂણ ચિંતા સતાવે છે એ સુચરિતા જાણતી હતી: કારણ કે સુચરિતાને અને પરેશબાબુને સમાન રોગ લાગુ પડયો હતો.

પરેશબાબુ બોલ્યા:
"બહેન! લલિતાના લગ્ન સંબંધી મને ચિંતા થાય છે."
સુચરિતા બોલી:
"મને ખબર છે, બાપા!"
પરેશબાબુની સંકૂચિત વૃત્તિ જોઇ સુચરિતા બોલી:
"લલિતા મારી પાસે મુક્ત હૃદયે વાત કરતી હતી પણ

હમણાં હમણાં તે મારી સાથે મોકળે મને બોલતી નથી. મને પકી ખબર છે—"

પરેશબાબુ વચમાંજ બોલી પડયા:

" લલિતાના મનમાં કેવા વિચારો ઘોળાય છે તેની તને પણ પૂરતી ખબર નહિ હોય. હું તો તદ્દન ગુંચવાઇ ગયો છું. તારો અભિપ્રાય શું છે, દીકરી ! વિનયનો આપણે ત્યાં આવજાવ છે તેનું તો આ અનિષ્ટ પરિણામ નહિ હોય ! મને તો એમજ લાગે છે."

સુચરિતા બોલી:

" બાપા ! વિનયબાબુમાં કાંઇ દોષ નથી તેની ખાત્રી રાખો. તેમના જેવા સરલ હૃદયી, નિર્મલ સ્વભાવના મનુષ્યો ક્વચિતજ મળે છે."

" ખરૂં બોલી, રાધા ! તારી વાત ખરી છે." પરેશબાબુ બોલ્યા:

" વિનય ખરેખર સજ્જન પુરૂષ છે એ વાત હું ભૂલી ન જાઉં તેવી પ્રભુને પ્રાર્થના કરૂં છું."

બધી મોહજાળ તુટી ગઇ ! પરેશબાબુનું મન મુક્ત થયું. તેમણે પોતાના પ્રભુ પાસે અન્યાયની ક્ષમા માગી. અત્યાર સુધી તેઓ ભૂલ કરતા હતા તે માટે તેમને વિસ્મયતા ઉપજી. તેમણે સુચરિતાને કહ્યું:

" આજસુધી હું ત્રિકાલાબાધિત સત્યને ભૂલી બ્રાહ્મ અને હિંદુ સંપ્રદાય પર જૂદી જૂદી દૃષ્ટિ રાખતો હતો. પણ તે મારી ભુલ હતી તે હું આજે સમજ્યો."

થોડીકવાર પછી પરેશબાબુ બોલ્યા:

" લલિતાએ કન્યાશાળા સ્થાપવાની હઠ લીધી છે તે તે કદિ પણ છોડવાની નથી. એ બાબતમાં વિનયની સહાય મેળવવા સંબંધી મારી સલાહ લેવા તે આવી હતી. એનો ઉત્સાહ જબરો જણાય છે."

" થોડાક દહાડા જવા દો, બાપા !" સુચરિતા બોલી.

" કેમ ? હવે ઢીલ કરવાની શું જરૂર ?"

" તેમ નહિ કરશો તો માતાજીનું મન અસ્વસ્થ થશે.

પરેશબાબુને સુચરિતાની વાત રૂચી.

એટલામાં સતીશ આવી સુચરિતાના કાન આગળ મ્હોં લઈ જઈ કંઈ બડબડયો. સુચરિતા બોલી:

"નહિ. બખ્તયાર! આજે નહિ."

સતીશ જરાક સંકોચાતો બોલ્યો:

"કાલે તો નિશાળે જવાનું છે."

પરેશબાબુ સ્નેહાળ ભાવે હસીને બોલ્યા:

"કેમ સતીશ? શું છે?"

"એને એક—"

સુચરિતા બોલતી હતી તેના મ્હોં પર હાથ મૂકી સતીશ બોલ્યો:

"નહિ, નહિ, બોલતી ના—બોલતી ના."

પરેશબાબુ બોલ્યા:

"સુચરિતા મને કહી દેશે."

"નહિ બાપા! સતીશ મને જીવતી ખાઈ જશે. તેની વાત કોઈ આગળ કોઈથી કહેવાય નહિ."

"હા. સુચી બહેન! કદિ પણ મારી વાત કહેવાય નહિ. તને કહી રાખું છું." એમ કહી તે દોડતો દોડતો ચાલી ગયો.

વિનયે સતીશના જે નિબંધની પ્રશંસા કરી હતી તે નિબંધ સુચરિતાને બતાવવો એવું સતીશના મનમાં આવ્યું હતું. એજ વાત તે સુચરિતાના કાનમાં કહેતો હતો. ગરિબ બિચારો સતીશ! તેને સુચરિતા તથા પરેશબાબુની ચિંતાનું કયાંથી ભાન હોય? ખરેખર, બાળપણ કેવું આનંદકારક અને રમણિય હોય છે? સંસારની—દુનિયાની—માનાપમાનની કશાની પણ ચિંતા નહિ! યુવાવસ્થામાં ને વૃદ્ધાવસ્થામાં ઘણી વાર મનુષ્યો ઇશ્વરને પ્રાર્થના કરે છે કેઃ—

"પ્રભુ! મુજ બચપણ પાછું દે!"

## પ્રકરણ ૭ મું.

### લલિતાનો પીત્તો ઉકળ્યો.

ચાર દિવસ પછી હરણબાબુ એક પત્ર લઇ વરદાસુંદરી પાસે આવ્યો અને તે તેના હાથમાં આપી તેણે કહ્યું:

"હું પ્રથમથીજ તમને સાવધ રહેવાની સૂચના કર્યા કરતો હતો. પણ તે વખતે મારા બોલ તમને કડવા લાગ્યા હતા. હવે આ પત્ર વાંચી જુઓ. એટલે અનર્થ પરંપરા કઇ હદે પહોંચી છે તે તમને જણાઇ જશે."

શૈલબાલાને જે પત્ર લલિતાએ લખ્યો હતો તેજ પત્ર હરણબાબુએ વરદાસુંદરીના હાથમાં મૂક્યો હતો.

વરદાસુંદરી પત્ર વાંચી બોલી:

"હવે શું કરવું તે કહો, જોઉં! આજસુધી જે મનમાં પણ ન્હોતું તે હવે બનવા લાગ્યું છે. પણ તેમાં મારો દોષ નથી. આ બધા અનર્થનું મૂળ વિનય અને ગોરા સાથેજ છે. શરૂઆતમાં જ્યારે વિનયનો સંબંધ વધુને વધુ ગાઢ થવા લાગ્યો ત્યારે મેં આવુંજ ભવિષ્ય ભાખ્યું હતું. પછી ગોરાની આવજાવ થવાથી મારી માન્યતા વજ્રલેપ થઇ હતી. પણ કહું કોને? જે આવે તે કહે કે હુંજ ધરધણી! પહેલા ધારતી'તી કે સુચરિતા આ અનર્થનું મૂળ બતાવી દેશે પણ તેના મનોવિચાર પણ બદલાયા અને જેને હું શાંત-સુનમ્ર માનતી હતી તે સ્વાધીન નીકળી. મને લાગે છે કે લલિતાના આ કારસ્થાનમાં સુચરિતા પણ સહાયક હોવી જોઇએ. બોલો, હવે કરવું શું?"

વરદાસુંદરીને અનુતાપ થયલો જોઇ હરણબાબુને સંતોષ થયો. તે પરેશબાબુને બોલાવી લાવ્યો:

"આ જુઓ." કહી વરદાસુંદરીએ પરેશબાબુના હાથમાં લલિતાનો પત્ર મૂક્યો. પરેશબાબુ બે ચારવાર તે પત્ર વાંચી બોલ્યા:

"વારૂ, એમાં શું થયું?"

"એમાં શું થયું?" બરાડ મારતી વરદાસુંદરી બોલી:

"હવે બીજું શું થવાનું બાકી છે? દેવપૂજા થાય છે, જાતિ-ભેદ મનાય છે. હવે ફક્ત હિંદુ છોકરા સાથે છોકરીના લગ્ન કરવા બાકી રહ્યા છે. તેટલું થયું કે થયું પછી! હું તો તમને કહી રાખું છું."

"તું મને કંઇજ કહે નહિ." પરેશબાબુ હસતા હસતા બોલ્યા.

"હવે કંઇ કહેવાનું કારણ રહ્યું નથી. લલિતાના લગ્ન હિન્દુ તરૂણ સાથે નક્કી થઇ ગયા જેવુંજ છે. આ ચીઠ્ઠીમાં તેનો સ્પષ્ટ ઉલ્લેખ નથી એટલુંજ. હવે તમારા વિચાર અને યુક્તિઓ કામ લાગવાનાં નથી."

હરણબાબુ બોલ્યો:

"પણ મારો એવો મત છે કે લલિતાને રૂબરૂમાં બોલાવી આ પત્રનો સવિસ્તર ખુલાસો માગી લો. એ વાતમાં જો તમારી સંમતિ હોય તો હું તેને હમણાં બોલાવી લાવું—"

એટલામાં લલિતા પોતેજ ત્યાં આવી બોલી:

"બાપા! આ જુઓ! બ્રહ્મસમાજમાં આજકાલ આવા બના-વટી પત્રો તૈયાર થવા લાગ્યા છે."

એમ કહી લલિતાએ એક કાગળ પરેશબાબુના હાથમાં મૂક્યો. તે પરેશબાબુએ આખો વાંચ્યો. તેમાં વિનય સાથે લલિતાના લગ્ન ગુપ્ત રીતે નક્કી થયા છે એ મુદ્દાપર નિંદાખોર ટીકા કરવામાં આવી હતી.

પરેશબાબુએ તે પત્ર વાંચ્યા પછી હરણબાબુ આખો પત્ર વાંચી ગયો. ત્યાર પછી તે બોલ્યો:

"લલિતા! આ પત્ર વાંચી તને ગુસ્સો આવે છે. પણ આ પત્ર લખવા જેટલી નીચપણાની કરણી તારે હાથે નથી થઇ કે? તેં પોતે આ પત્ર શૈલબાલાને કેમ લખ્યો? બોલ જોઉં—"

લલિતા ક્ષણકાલ સ્તબ્ધ રહી બોલી:

"શૈલબાલા સાથે તમારે આવોજ પત્રવ્યવહાર ચાલતો જણાય છે."

હરણબાબુ લલિતાને સ્પષ્ટ જવાબ ન આપવાના હેતુથી બોલ્યો:

"તું બ્રહ્મસમાજનું તત્વ ભૂલી ગઇ છે તે તને યાદ કરાવવા માટે શૈલબાલાએ આ પત્ર લખ્યો હતો."

લલિતા બોલી:

"હવે બ્રહ્મસમાજને જે કહેવું હોય તે કહેવા દો."

હરણબાબુ બોલ્યા:

"વિનયબાબુ અને લલિતા એ બે માટે સમાજમાં ઘણી ચર્ચા ચાલે છે માટે તારે મ્હોડે એ બધી વાતનો હું ખુલાસો સાંભળવા માગું છું."

લલિતાનાં બન્ને નેત્રો રક્ત જેવાં લાલ થયાં. તે દ્વેષયુક્ત સ્વરે બોલી:

"કેમ? તમને તો કોઇ વાતપર વિશ્વાસ નથી પછી મારી વાત સાંભળવાની શું જરૂર છે? હું તો તમને બધું ખોટેખોટુંજ કહીશ."

પરેશબાબુએ લલિતાને કહ્યું:

"લલિતા! તારૂં મગજ હમણાં ઠેકાણે નથી. થોડીકવાર પછી આપણે બે એ બાબતની વાત કરશું. હમણાં મૂંગી રહે."

હરણબાબુ બોલ્યા:

"પરેશબાબુ! તમે વાત ઉડાવવાની કોશેષ ન કરો."

લલિતા અત્યંત ક્રોધિત થઇ બોલી:

"વાત ઉડાવવાનો યત્ન બાપા કરે છે' એમ કે? યાદ રાખો, હરણબાબુ! તમારી પેઠે મારા બાપા સત્યથી બ્હીતા નથી. સત્ય એટલે શું તે મારા બાપા પાસે મોટા મોટા જ્ઞાનીઓએ પણ શીખવું જોઇશે. હું તમને કહું છું કે વિનયબાબુ સાથે લલિતાના લગ્ન થશે કે નહિ થાય તેનો વિચાર લલિતા પોતે કરશે અગર લલિતાના વડીલ કરશે. તેમાં તમને માથું મારવાનો હક્ક નથી."

"પણ વિનયે બ્રહ્મસમાજની દીક્ષા લેવાની કબૂલાત આપી છે કે નહિ?" હરણબાબુએ પૂછ્યું.

લલિતાએ પ્રત્યુત્તર આપ્યો:

"તેમણે કંઇજ કબૂલાત આપી નથી અને બ્રહ્મસમાજની દિક્ષા તેમણે લેવીજ જોઇએ એમ કયાં કહેલું છે?"

વરદાસુંદરી અત્યાર સુધી કંઇજ બોલી ન્હોતી. પણ હવે તેનાથી ધીરજ રખાઇ નહિ. તે બોલી:

"લલિતા! તું ગાંડી તો નથી થઇ? શું બોલે છે આ! જરા તો વિચાર કર—"

લલિતા બોલી!

"નહિ, બા! હું ગાંડી નથી થઈ. હું જે બોલું છું તે વિચાર કરીનેજ બોલું છું. આ બંદીવાસ મારાથી હવે સહન થતો નથી. હું હવે હરણબાબુની સમાજમાંથી મુક્ત થઇશ. બીજો રસ્તો જ રહ્યો નથી."

હરણબાબુ બોલ્યા:

"ઉચ્છૃંખલતા એટલે સ્વતંત્રતા એવી તારી માન્યતા જણાયછે."

લલિતા બોલી:

"નહિ. નીચતાના આચરણ છોડવા, અસત્યનું ઉન્મૂલન કરવું, એ ખરી સ્વતંત્રતાનેજ હું સ્વતંત્રતા કહું છું."

હરણબાબુ મશ્કરી કરતો બોલ્યો:

"પરેશબાબુ! તમારી છોકરીએ ચૂંટેલા આ રત્નો જુઓ! હું ખાત્રી પૂર્વક કહું છું કે આ વાત ભળતીજ હદે પહોંચી જશે. હું વારંવાર તમને ચેતાવું છું પણ તેની કાંઇ અસર થતી હોય એમ લાગતું નથી."

લલિતા બોલી:

"આમ જુઓ, હરણબાબુ! તમને પણ સાવધ કરી રાખવાની જરૂર જણાય છે. તમારા કરતાં જે અનેક રીતે શ્રેષ્ઠ છે તેને સાવધ

કરવાનો જે મોહ તમને થયો છે તે તમે જલદી દૂર કરો તોજ સારૂં થશે! આટલું અભિમાન કામનું નથી. બહુ હુશિયાર તારો એક દહાડો તરતા તરતા ડૂબીજ મરવાનો."

એટલું કહી લલિતા બહાર નીકળી ગઇ.

વરદાસુંદરી બોલીઃ

"આ શું અનર્થ થતો જાય છે! હવે આ વટાળ કેમ ટાળવી?"

પરેશબાબુ બોલ્યાઃ

"આપણે આપણાં કર્ત્તવ્યો કર્યાં જવાં. હરણબાબુ! હવે માફ કરો. આ સંબંધી મારી પાસે એક શબ્દ શુદ્ધાં બોલશો નહિ. મને હવે સ્વસ્થ પડી રહેવા દો."



## પ્રકરણ ૮ મું.

### સમાજની દૃષ્ટિજ પાપી!

સુચરિતા લલિતાના સ્કંધપર હાથ નાખી બોલીઃ

"લલિતા! બહેન! મને બહુ ભય લાગે છે."

"શાનો ભય?"

"બ્રહ્મસમાજમાં આ એકજ ચર્ચા ચાલી રહી છે. પણ અત્રીને વખતે તો વિનયબાબુ—"

"એમ કહિ પણ થશે નહિ. વિનયબાબુ હમણાં—આ ઘડીએ તૈયાર છે."

"ઠીક. પણ તું હરણબાબુ સાથે ગરમ થઇ કેમ બોલી હતી?"

"ત્યારે શું કરૂં? તારા બાબુના બોલવામાં કંઇ ઢંગ ધડો તો હોવો જોઇએને?"

"આ બાબતમાં એકવાર બાપાને પૂછી જો."

"ઠીક. હવે બાપાનો મત લેવાની કંઇ આવશ્યકતા નથી. બોલ, હવે આગળ શું કરવું ?"

"તું કંઇ નહિ કરે તો હું પોતે—"

સુચરિતા વચમાંજ બોલીઃ

"નહિ, નહિ. તારે હાથે કંઇ થવાનું નથી. તે માટે મેં એક ઉપાય યોજી રાખ્યો છે."

સુચરિતા પરેશબાબુને મળવા માટે તેમની પાસે જવાની હતી એટલામાં પરેશબાબુજ સુચરિતાના નિવાસસ્થાનમાં આવી ઉભા. આ વખતે સંધ્યાકાળ થયો હતો.

"પરેશબાબુએ પૂછ્યુંઃ

"રાધે! તેં વાત સાંભળી કે ?"

સુચરિતા બોલીઃ

"હા. પણ તમે આટલા વિચારમાં કેમ પડયા છો ?"

"મારા મનમાં બીજો કોઇ વિચાર નથી. પણ લલિતાપર હમણાં ચારે બાજુથી જૂલમ ગુજરે છે. તેમાં તેના વિચારોમાં સ્થિરતા નથી. એટલે હવે તે આ બધો અન્યાય કેમ સહન કરશે ?"

"સમાજ લલિતાની ગમે તેટલી નિંદા કરશે પણ તેથી લલિતા બ્હી જવાની નથી એ હું તમને છાતી ઠોકીને કહું છું. વળી વિનયબાબુ જેવો સદ્દગુણી યુવાન પણ મળવાનો નથી."

પરેશબાબુ બોલ્યાઃ

"ઠીક છે. વિનય બ્રહ્મસમાજની દીક્ષા લેવા તૈયાર છે કે ?"

"તે બરાબર કહી શકાય નહિ. પણ બાપા! એકવાર ગોરબાબુની માને મળી આવીએ તો ?"

"હા, હું પણ એજ કહેવાનો હતો. તું એકવાર તેને મળી આવ."

વિનય રોજ પ્રાતઃકાળે આનંદમયીને ઘેર એક ફેરો મારી જતો. એ નિત્ય નિયમ પ્રમાણે તે આજે આવ્યો ત્યારે ત્યાં તેને એક પત્ર

મળ્યો. તે પત્રપર લખનારનું નામ ન્હોતું. તેમાં વિનય સાથે લલિતાના વિવાહ થશે તો તેથી ભવિષ્યમાં કેવા કેવા સામાજિક અનર્થો થશે તેનું યથામતિ વિવરણ કર્યું હતું અને તેમ ન કરવાનો મીઠા શબ્દોમાં ઉપદેશ કર્યો હતો તથા અંતે લલિતાની શારિરિક શક્તિ ક્ષીણ છે, તેને ક્ષયરોગ છે એવો ડૉકટરનો મત છે, અર્થાત્ તેની સાથે પરણુનાર કદિ પણ સુખી થવાનો નથી, એમ લખ્યું હતું.

આ પત્ર વાંચી વિનય હત્બુદ્ધ થઇ ગયો. જગત્માં તદ્દન ખોટા વિચારોનો આમ પ્રસાર કરવામાં આવતો હશે એવી કલ્પના પણ તેને આવી ન્હોતી. સામાજિક બંધનથી તેના લલિતા સાથે લગ્ન થવા શક્ય નથી એમ તેને લાગતું હતું! અને આ સામાજિક વિરોધ હતો છતાં લલિતાના હૃદયમાં તેને માટે જે પ્રેમ વસ્યો હતો તેને તે દોષ દેતો હતો. પણ આ અનપેક્ષિત પત્ર તેના હાથમાં પડતાંજ સમાજમાં આ વિષે ઘણી ચર્ચા થયલી હોવી જોઇએ એવી તેણે કલ્પના કરી. સમાજ સામે લલિતાને જે અપમાન સહન કરવું પડતું તેથી વિનયનું અંતઃકરણ અતિ ક્ષુબ્ધ થયું હતું. સમાજમાં જેને તેને મ્હોડે વિનય–લલિતા એ સંદિગ્ધ નામ બોલાતું હતું અને તે જોઇ વિનયને લોકોમાં મ્હો બતાવતાં પણ શરમ આવતી હતી. તેને લાગ્યું કે લલિતા હવે તેના સ્નેહ અને આત્મભાવને ધિક્કારતી હશે! હવે આ કાળું મ્હો લલિતા જોશે તો! તો શું? તે હવે આ મુખ તરફ ઝાંખીને પણ જોશે નહિ!

પણ આજ વેળાએ વિનયના હૃદયમાં અત્યંત ગંભીર, સુમધુર અને તીવ્ર આનંદલહરી ઉછળતી હતી. તે તે શાંત કરી શક્યો નહિ. તેનું મન તેને કહેવા લાગ્યું, " લલિતા મારી! મારીજ લલિતા અને હું લલિતાનો!" બીજા કોઇ પણ દિવસે વિનયના મુખમાંથી આવા શબ્દો ન નીકળ્યા હોતઃ પણ આજે લોક નિંદાનો કોટ તૂટી પડયો! હવે જો વિનય સ્વસ્થ બેસી રહે તો તેને નમાલો ગણી લોકો તેને પગ તળે છૂંદી નાખે એવી સ્થિતિ હતી.

આવા વિચાર કરતો વિનય ઉદ્યાનમાં આમથી તેમ આંટા મારતો હતો એવામાં હરણબાબુ આવતો તેને જણાયો.

તેણે હરણબાબુને એક ખુરશી પર બેસવાનું કહ્યું અને તેના બોલવાની રાહ જોતો ઉભો રહ્યો.

હરણબાબુ બોલ્યો:

" વિનયબાબુ! તમે હિંદુ છો ને ? "

" હા. કેમ ભલા ? "

" હું આ પ્રશ્ન કેમ પૂછું છું તેથી ગુસ્સે થશો નહિ. ઘણીવાર હું એ ભુલી જાઉં છું. કારણ મારા પર એટલી બધી જંજાળ છે કે ન પૂછો વાત! એટલા માટે મારે પ્રત્યેક નજીવી બાબત પણ વારંવાર પૂછવી પડે છે. "

વિનય કૃત્રિમ હાસ્ય મુખ પર લાવી બોલ્યો:

" તમે વિના કારણે આવો સંશય લાવો છો. કોઇ પોતાના મત વિરૂદ્ધ પ્રશ્ન પુછે તો તરત આકાશ પાતાળ એક કરવાનો મારો સ્વભાવ નથી. તમે નિઃશંકપણે જોઇએ તે સવાલ પૂછો. "

" તમે હિંદુ સમાજના અનુયાયી છો અને હિંદુત્વપર પાણી ફેરવી તમે કદિ પણ બ્રહ્મ સમાજની દીક્ષા લેવાના નથી. તો પછી પરેશબાબુની કન્યા સાથે તમારે આટલી બધી મૈત્રિ કેમ? તે સંબંધી સમાજમાં એક મહાન શંકા ઉપસ્થિત થઇ છે. "

વિનય કેટલીક વાર સ્તબ્ધ રહ્યો. તે પછી તે બોલ્યો:

" આમ જુઓ, હરણબાબુ! સમાજ એટલે કુટીલ લોકોની એક ટોળી! તેની પાપી નજરને કઇ વાત કેવી જણાશે તેનો નિયમ નથી. પરેશબાબુની કન્યા માટે તમારી સમાજને આટલી બધી ચિંતા થતી હોય તો ખુશાલ થવા દો! પણ સમાજે લલિતાની આબરૂ ધૂળધાણી કરવાનો જે પ્રયત્ન આરંભ્યો છે તે અત્યંત શરમ ભર્યો છે. "

" એકાદ કુલીન કુટુંબની કન્યા પોતાની માતાને છોડી એકાદ

પારકા પુરૂષ સાથે ન્હાસી જાય તો તેનો વિચાર કરવાનો અધિકાર સમાજને નથી, એમ ?"

વિનય આવેશથી બોલ્યો:

"આવી બાહ્ય હીલચાલ પરથીજ અંતઃકરણની શુદ્ધાશુદ્ધતા ઠરાવવાની તમારી સમાજની નીતિ હોય તો ધિક્કાર હો એ સમાજને! તમે મને કહો છો કે સમાજની દિક્ષા લ્યો! હરણબાબુ! તમારા ઉદાત સામાજિક તત્વો અને દિવ્ય ઉપદેશ તમારી પાસેજ રહેવા દો. મારા ભાવી જીવનની કાર્યરેખા મેં દોરી રાખી છે. તે બાબતમાં તમારે મહેનત લેવાની જરૂર નથી."

"મારે હવે તમને કંઇ વિશેષ કહેવાનું નથી. ફક્ત એકજ વાત કહેવાની રહી છે. હવે તમારે કોઇ દૂર સ્થલે જઇને રહેવું જોઇએ. નહિ તો મહા અનર્થ થશે! તમે પરેશબાબુના કુટુંબના ગાઢ પરિચિત થયા તેનું પરિણામ કેવું ભયંકર આવ્યું છે તેની તમને કલ્પના પણ નથી."

હરણબાબુ ચાલી ગયો. વિનયના અંતરમાં અનેક વિચાર-તરંગો આવતા હતા. પરેશબાબુનો વિનય પર કેટલો પ્રેમ હતો? પરેશબાબુનાં ઘરનાં તેની સાથે કેવા આત્મભાવથી વર્તતા હતાં? પરેશબાબુ અને તેમના કુટુંબીઓ માટે વિનયના અંતરમાં કેટલું આત્માભિમાન વસતું હતું? આવું અભુતપૂર્વ સુખ તે એક દિવસમાં શી રીતે ભુલી શકે? પરેશબાબુના નામને વિનયે કાલિમા લગાવી! લલિતાનું જીવન લાંછનમય કર્યું! આ બનાવ હવે ન બન્યો બને તેમ ન્હોતું! હાય! સમાજ! 'સમાજ' એ ગૌરવ યુક્ત નામ પ્રેમ અને અભિમાનથી અમે પુકારીએ છીએ પણ એ સમાજમાં કેટલો બધો અંધકાર! પણ તેથી લલિતા અને વિનયનાં અંતઃકરણમાં એક બીજા માટે કોઇ પણ પ્રકારનો વિરોધ ઉત્પન્ન થયો નહિ. વિનય લલિતાનું મંગળ કરવા માટે તનમન ધન પટકી નાખવા તૈયાર હતો અને લલિતા વિનયને કેવા અગાધ પ્રેમથી

ચાહતી હતી તે તેમનાં હૃદયોજ જાણતાં હતાં! પણ વિનય અને લલિતાનાં હૃદયોની પવિત્રતા સમાજની પાપી દૃષ્ટિ શી રીતે જોઇ શકે ?

## પ્રકરણ ૯ મું.

### આ પત્ર જુઓ!

અવિનાશ આનન્દમયી પાસે આવી બોલ્યો:

" વિનય સાથે લલિતાના વિવાહ નક્કી થયા. "

આનંદમયી બોલી:

" આ વાત તદ્દન ખોટી છે. "

અવિનાશ બોલ્યો:

" ખોટી કેમ ? વિનય તૈયાર થશે નહિ એવી તમને ખાત્રી છે કે શું ? "

" તેવી મને ખાત્રી નથી. પણ આવી મહત્વની વાત વિનય મારાથી કદિ ગુપ્ત રાખેજ નહિ. "

અવિનાશે બ્રહ્મસમાજીઓ દ્વારા જે વાત સાંભળી હતી તે જ સત્ય માની લીધી હતી. તે વિનયના સ્વભાવથી માહિતગાર હતો અને લલિતા સાથે તેના જરૂર લગ્ન થશે એવી તેના મનની માન્યતા હતી. પણ આનંદમયી જ્યારે એ વાતને મળતી ન થઇ ત્યારે તે એ બીના મહિમને કહેવા માટે નીચે ચાલી ગયો. મહિમ પૂર્વ સંકેત પ્રમાણે નીચે બેસી રહ્યો હતો.

આજે વિનય આવતાં વાર તેનું ચિંતાયુક્ત વદન જોઇ તેનું અંતર વ્યથિત થયું છે એમ આનંદમયીને જણાઇ આવ્યું. તેણે તેને વ્હાલથી જમાડયો. પછી તેની સાથે તે વાતે વળગી.

" વિનય! તને શું થયું છે, દીકરા ? "

વિનય બોલ્યો:

"માતાજી! આ પત્ર વાંચી જુઓ એટલે બધો ખુલાસો થઇ જશે."

એમ કહી આનંદમયીના હાથમાં વિનયે એક પત્ર મૂકયો. તે પછી વિનય બોલ્યોઃ

"આજે સ્હવારે હરાણબાબુ મારી પાસે આવ્યા હતા. તેમણે મારી ખૂબ નિર્ભર્ત્સના કરી હતી."

"કેમ?"

"તેમણે કહ્યું કે મારૂં આચરણ પરેશબાબુની કન્યા સંબંધી ટીકા કરવા જેવું છે."

"લલિતા સાથે તારા વિવાહ થવાના છે એમ લોકો બોલે છે તેમાં મને તો ટીકા કરવાનું કંઇ કારણ જણાતું નથી."

"ખરેખર જો વિવાહ નક્કી થયા હોત તો વાત જૂદીજ હતી. પણ હજુ વિવાહ ઠર્યા નથી તેવામાં લલિતા સંબંધી જે વાત થાય છે તે મનુષ્યત્વને શોભાસ્પદ નથી."

"તારામાં પુરૂષત્વ હોય તો લલિતાને નિંદામાંથી બચાવ."

વિનય વિસ્મિત થઇ બોલ્યોઃ

"તે કેવી રીતે કરૂં? માતાજી!"

"કેમ કરૂં અને શું કરૂં શું? લલિતા સાથે લગ્ન કર!"

"તમે શું બોલો છો, માતાજી? તમારા વિનયની સઘળી પરિસ્થિતિ તમને બરાબર જણાઇ નથી તેથી તમે આમ બોલો છો. તમને શું લાગે છે? વિનય એક વાર લલિતા સાથે પરણવા કબૂલ થશે તો બધી નિંદાખોર મંડળીને મ્હોડે તાળું મરાશે? કદિ પણ નહિ. હાલનો જૂલમ વસ્તુતઃ એકલા વિનય પરજ ગુજરે છે એમ તમે માની લો."

"તું ગમે તેમ બોલ. મને એ જૂલમની જરા પણ પરવા નથી. લલિતા હવે વિવાહ યોગ્ય થઇ છે. એટલે આવી વાત વિસ-

ગત નહિ પણ સુસંગત છે. હું તને કહું છું વિનય! મનમાં જરાપણ સંકોચ ન રાખતાં હું કહું તેમ કર.'

"પણ માતાજી! ગોરાનો અભિપ્રાય પૂછવો જોઇએ."

આનંદમયી દઢ સ્વરે બોલી:

"ભાઇ! આ બાબતમાં ગોરાના મત સાથે કંઇ સંબંધ નથી. તે તારા પર ગુસ્સે થશે, રીસાશે, બડબડશે, એની મને ખબર છે. પણ મને તેનો એવો સ્વભાવ પસંદ નથી. તેને પાછળથી જે કરવું હોય તે ખુશાલ કરવા દે. હું તેને સમજાવી લઇશ."

એટલામાં મહિમ ત્યાં આવ્યો. તેણે વિનયને લલિતા વિષે એવા ચમત્કારિક પ્રશ્નો પૂછ્યા કે તેથી વિનયને નખશિખાંત આગ લાગી. તે આત્મસંયમન કરી જેમ તેમ મૌન રહ્યો. થોડીક પલ વધુ અક્કલના ચણા વેરયા પછી મહિમ ચાલ્યો ગયો. વાસ્તવિક રીતે મહિમનું હૃદય દુષ્ટ અગર પ્રપંચી વિચારોથી ભરેલું ન્હોતું. તેની ઇચ્છા પણ ખરાબ ન્હોતી. પરેશબાબુને ઘેર વિનયને પેંચમાં સપડાવવાનું કાવત્રું રચાય છે એવી તેને ગંધ આવી હતી. તેમાં હમણાં વિનય કંઇ નહિ બોલવાથી તેનો સંશય વધુ દઢ થયો. મહિમ વિનયનો હિતકર્તા તો હતો: પણ તેની જીભમાં જોઇએ તેટલી મીઠાશ ન્હોતી. એજ તેની ખામી!

વિનય સ્તબ્ધ બેસી રહ્યો હતો: તેને આનંદમયીએ કહ્યું:

"વિનય! તારૂં કર્ત્તવ્ય શું છે તે તું જાણે છે ને?"

વિનયે એક વાર આનંદમયીના મુખ તરફ જોયું.

આનંદમયી પુનઃ બોલી:

"તું એકવાર પરેશબાબુને મળી આવ. તેમની સાથે વાતચીત કરવાથી તારા મનની સઘળી શંકાઓ નષ્ટ થશે."

# પ્રકરણ ૧૦ મું.

## મારા ગોરાને છૂટવા દે!

સુચરિતા આશ્ચર્યચકિત થઇ, આનંદમયી તરફ જોઇ બોલીઃ "માતાજી! હું તો તમારી પાસે આવવાજ નીકળી હતી."

આનંદમયી સ્મિત કરી બોલીઃ

"તું આવવાને નીકળી હતી કે નહિ તેની તો મને ખબર નથી પણ તું શા માટે આવવાની હતી તે હું જાણું છું."

આનંદમયીને પોતાના મનનો હેતુ આગળથીજ જણાઇ ગયો છે તે સાંભળી સુચરિતાને વિશેષ આશ્ચર્ય ઉપજ્યું. આનંદમયી બોલીઃ

"બ્હેન! વિનયને હું મારા પેટના દીકરા જેવો ગણું છું. મારા વિનય પર તમે બધા મમતા રાખો છો તે સાંભળી હું તમને બધાને શુભાશિષ આપતી હતી. હવે તમારા કોઇના હાથે કંઇ અન્યાય થાય તો તે મારાથી કેમ જોઇ શકાય? મારે હાથે તમારા પર કંઇ ઉપકાર થતો નથી એ ખરૂં; તો પણ મારા મનમાં તમારે માટે કેવો આત્મભાવ છે તે હું તને મ્હોડે શું કહું? બ્હેન! હવે હું તને પૂછું છું. વિનયને હાથે કંઇ અન્યાય થયો છે કે?"

"જરા પણ નહિ. હમણાં ચારે બાજુએ જે ધમાલ ચાલી રહી છે તે લલિતાની ઉદ્ધતાઇનું પરિણામ! લલિતા એકાએક પોતાની સાથે બોટમાં આવવા તૈયાર થઇ જશે એ વિનયબાબુના સ્વપ્નમાં પણ ન્હોતું. પણ જવા દો! લલિતા જેવી તેજસ્વી બાલિકા આવી નહિ જેવી અફવાઓને ગણકારવાની નથી."

"એનો એકાદ ઉપાય ખોળવો જોઇએ. આ બધી વાત સાંભળી વિનયના મનમાં અશાંતિ વધી ગઇ છે."

"ઠીક છે. તમને શું લાગે છે? વિનયબાબુ—"

આનંદમયી સુચરિતાને પૂરૂં બોલવા ન દેતાં બોલીઃ

"આમ જો! દીકરી! હું તને કહી રાખું છું કે લલિતા માટે વિનયને જે જે કરવાનું કહેશો તે તે આ ઘડીએ કરશે. હું વિનયને નાનપણથી ઓળખું છું."

સુચરિતાના હૃદય પરનો ભાર જરા હલકો થવા જેવું થયું. તે બોલીઃ

"લલિતા માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી. હું તેના મનને સારી પેઠે જાણું છું. પણ વિનયબાબુ હિંદુસમાજ છોડી બ્રહ્મ સમાજી થોડાજ થવાના હતા!"

"તે વખત આવે સમાજના બંધન તોડી નાખશે; પણ વાસ્તવિક રીતે આ વાતમાં સમાજની અડચણ શી છે? વિવાહ પરસ્પર સંમતિની વાત છે. તેમાં સમાજનો બળાત્કાર કેવો?

"શું કહો છો માતાજી! વિનયબાબુ હિંદુ સમાજમાં રહી બ્રહ્મ સમાજી કન્યા સાથે પરણવા તૈયાર થશે?"

"તે જો પરણવા તૈયાર હોય તો તેમાં મારૂં ને તારૂં શું ગયું?"

સુચરિતા આનંદમયીનો કોયડો ઉકેલી શકી નહિ. તે બોલીઃ

"પણ બ્રહ્મસમાજના મતો જો વિનયબાબુને—"

આનંદમયી વચ્ચેજ બોલીઃ

"વિનયનો મત પણ તેવોજ છે! બ્રહ્મસમાજના મત કંઇ દુનિયાની બહારથી આણેલા નથી! તમારી સમાજના સઘળા તત્વો હું જાણું છું. તેમાં આશ્ચર્યકારક જેવું કંઇ નથી."

એટલામાં 'સુચી બહેન' કહી બૂમ મારતી લલિતા અંદર આવી. આનન્દમયી અને તેની દષ્ટોદષ્ટ થતાંજ લલિતાનું મુખમંડલ લજ્જાથી આરક્ત થયું. તેણે એકવાર સુચરિતાના મ્હોં તરફ જોયું અને ત્યાંથી ન્હાસી જવાનો વિચાર કર્યો પણ તેમ કરવાની સવડ ન્હોતી.

"આવ, લલિતા! આવ, બહેન!" એમ કહી આનંદમયીએ લલિતાનો હાથ પકડ્યો અને તેને પોતાની છેક નજીક બેસાડી.

પછી આનંદમયી સુચરિતાને સંબોધી બોલીઃ

"આમ જો! સુચરિતા! બે વિજાતીય વસ્તુ એકજીવ થવી કઠીન્ છે. પણ પૃથ્વીના રૂપ સાથે સર્વ સારૂં નરસું મળી જાય છે. તેમાં સર્વ વ્યાપાર સામાન્ય નિયમ પ્રમાણેજ ચાલુ રહે છે! તો પછી બે સજાતીય મનુષ્યો એકજીવ કેમ ન થઇ શકે? તેમનાં મન એક હોય, પસંદગી એક હોય, ધ્યેય એક હોય તો સમાજનાં બંધનો તેમને કેટલા બાધક થઇ પડે?"

સુચરિતા નીચું જોઇ સઘળી વાત મુગી મુગી સાંભળી રહી હતી. તે કંઇ બોલતી નથી એવું જોઇ આનંદમયી પુનઃ બોલી:

"તમારી બ્રહ્મસમાજમાં એવું કંઇ તત્વ નથી કે જેને આધારે એક મનુષ્યનું અંતઃકરણ બીજાના હૃદય સાથે મળી જાય? ઇશ્વરે સર્વત્ર અદ્વૈત શક્તિ નિર્માણ કરી છે તેના પર દ્વૈતનો આરોપ મૂકવાની ધૃષ્ટતા તમારી સમાજ કરી શકશે કે? બહેન! સમાજે સારાસારનો વિચાર કરવો જોઇએ. સમાજનું એ કર્ત્તવ્ય છે એમ તને નથી લાગતું? ઇશ્વર સાથે મનુષ્યોને યુદ્ધ કરાવવું, આપસઆપસમાં તડ પાડવા, સર્વત્ર અશાંતતાનો અગ્નિ સળગાવવો, એ માટેજ શું સમાજ નિર્માઇ છે?"

આજે આનંદમયીએ વિનય અને લલિતાનો વિવાહ માર્ગ સુલભ થાય તેટલા માટેજ તો પોતાનું હૃદય આટલું બધું ખુલ્લું કરી દીધું નહિ હોય. નહિ સુચરિતાના મનમાં જે દ્વૈત ભાવ વસેલો હતો તે સમૂળ કાઢી નાખવા માટેજ તે પ્રયત્ન કરતી હતી. વિનય બ્રહ્મસમાજની દીક્ષા લીધા વિના લલિતા સાથે લગ્ન કરી શકે નહિ એવાજ નિશ્ચય પર જો વાત આવી હોત તો આનંદમયીની અંતીમ ઇચ્છા ભસ્મીભૂત થઇ હોત. આજે વિનયે પણ તેને એવોજ એક ચમત્કારિક પ્રશ્ન પૂછયો હતો.

"માતાજી! હું બ્રહ્મસમાજનો અનુયાયી થાઉં? તે મારો સ્વીકાર કરશે કે મને ધુતકારી કાઢશે?"

તે સમયે આનંદમયીએ જવાબ આપ્યો હતો:

"નહિ. નહિ. તેની એટલી ચિંતા કરવાનું કંઇજ પ્રયોજન નથી. તું આવી ઉતાવળ ન કર."

ત્યારબાદ આનંદમયી પોતાના મનમાં વિચાર કરવા લાગી:

"મારા મનમાંના સર્વ સામાજિક સંસ્કાર આટલી સરલતાથી દૂર થઇ જાય છે એ શું ગોરાના સહવાસનું પરિણામ હશે?" આનંદમયીને ગોરાની સ્મૃતિ થતાં અજાયબી ઉપજી. હવે ગોરાને કેદખાનામાંથી છૂટવાને બેજ દિવસ બાકી રહ્યા હતા. હમણાં ગોરા માટે એક સુખક્ષેત્ર નિર્મિત થાય છે એમ તેને લાગ્યું. ગોરાના સુચરિતા સાથે લગ્ન થાય તો! પણ ગોરા એ વાતમાં સમ્મત થશે કે? કોઇ હિંદુ બાલિકા તો ગોરાની સહધર્મચારિણી થાય તેમ ન્હોતું! ગોરા તો લગ્ન કરવાનીજ ના પાડતો હતો. માત્ર આનંદમયી પાસે તેણે એ વાતનો કદિ નિષેધ કર્યો ન્હોતો તે માટે લોકોને રહી રહીને ખૂબ અજાયબી થતી હતી. ગોરાની આવી નમ્રતા આનંદમયીને અત્યંત સુખકર લાગતી અને ગોરાની એ નમ્રતાને લીધેજ ગોરાને સુચરિતા સાથે પરણાવી દઇશ એવી તેની ખાત્રી થતી હતી.

સુચરિતાનું મન અત્યંત મુગ્ધ જણાતું હતું. આનંદમયીને જરા સંશય આવવા લાગ્યો; તો પણ એવા ક્ષુલ્લક સંશય પર વજન મૂકે એવા દુર્બલ મનની તે ન્હોતી. તે બોલી:

"સુચરિતાનું અંતઃકરણ આજે આટલું ખિન્ન કેમ જણાતું હતું? ગોરા માટે તેના મનમાં કંઇ અભાવ ઉત્પન્ન થયો કે શું? નહિ. તેમ થવું શક્યજ નથી. ત્યારે શું હશે? ગોરા બે દિવસમાં કેદમાંથી છૂટી આવશે એને લીધે હર્ષઘેલી તો તે નહિ થઈ હોય? હા—ગમે તેમ હો. મારા ગોરાને છૂટી આવવા દો—પછી આગળની વાત આગળ!—"

# પ્રકરણ ૧૧ મું.

## અંતર ખુલ્યાં !

પરેશબાબુએ વિનયને કહ્યું:

"વિનય! મારી લલિતાને સંકટમાંથી મુક્ત કરવા માટે તમારે તૈયાર થવું જોઇએ. બાકી સમાજની ભીતિ રાખવાની જરૂર નથી. આજે જે તોફાન ચાલી રહ્યું છે તે બે દહાડા પછી એની મેળે શમી જશે."

લલિતાને માટે બને તેટલો સ્વાર્થત્યાગ કરવાનો વિનયે સંકલ્પ કર્યો હતો. તેને ખબર હતી કે આવી પરિસ્થિતિમાં લલિતા સાથે તેના વિવાહ થાય તો તે હિતકર થશે નહિ. વળી ગોરો ગુસ્સે થશે તે તો જૂદુંજ ! પણ કેવળ કર્તવ્ય પૂર્તિ માટેજ તેણે એ બધા વિચાર બાજુએ મૂકયા હતા. તેમાં પરેશબાબુની પુષ્ટિ મળવાથી તેનો ઉત્સાહ હજાર ગણો વધી ગયો. હવે વિનયના અંતરમાં નવીન જાગ્રતિ આવી.

વિનય બોલ્યો:

"તમારા મારાપર જે અનંત ઉપકારો થયા છે તે હું જન્માંતરે પણ ફેડી શકીશ નહિ. મારા અવિચારથી તમને અથવા તમારા કુટુંબની કોઇ વ્યક્તિને થોડો ઘણો ત્રાસ વેઠવો પડે તોય મારા મનને અસહ્ય વેદના થાય. તમારા કુટુંબમાં અશાંતિની જ્વાલા સળગેલી મારાથી કદિપણ જોઇ શકાય નહિ."

"વિનયબાબુ! તમે મારા બોલવાનો અર્થ બરાબર સમજ્યા નથી. મારે માટે તમારા હૃદયમાં જે પૂજ્યભાવ છે તે માટે મને ઘણો આનંદ થાય છે પણ એ પૂજ્યભાવને લીધે તમે મારી લલિતા સાથે પરણવા તૈયાર થાઓ તે વખાણવા જોગ નથી. એટલા માટેજ તમને હું કહું છું કે કાંઇ ભારે આફત નથી. તેના નિવારણ માટે થોડોક સ્વાર્થત્યાગ તમારે કરવો પડશે."

પરેશબાબુએ જરા પણ સંકોચ ન રાખતાં બધી વાત સ્પષ્ટપણે કહી દીધી તે માટે વિનયને પરમ સંતોષ થયો.

તે બોલ્યો:

"હું કર્ત્તવ્ય પાલન માટે દુઃખ વેઠું છું એવું મારા મનમાં કદિય આવવાનું નથી. ફક્ત તમારી સંમતિ મળી એટલે મને બીજા કોઇની સહાય કે સહાનુભૂતિની આવશ્યકતા નથી. પણ—મને એક વાતનો ઘણો ભય લાગે છે—"

સત્ય પ્રિય પરેશબાબુ નિઃસંકોચપણે બોલ્યા:

"તમે જે વાતનો આટલો ભય રાખો છો તે વસ્તુતઃ તેટલી ભયંકર નથી. વિવાહમાં લલિતાની સંમતિ છે."

પરેશબાબુના મુખમાંથી નીકળેલો સ્વર્ગીય સંદેશ સાંભળી વિનય હર્ષઘેલો થઇ ગયો.

તે બોલ્યો:

"તમે મારાપર શુદ્ધ પિતૃપ્રેમની ધારા વર્ષાવો છો તેથી હું હર્ષઘેલો બની જાઉં છું,"

"તમે જરાવાર થોભો. હું વરદાસુંદરીનો અભિપ્રાય પૂછી લઉં."

વરદાસુંદરી પાસે પરેશબાબુ ગયા અને વિનય સાથે થયલી સઘળી વાત તેમણે તેને કહી. ત્યારે વરદાસુંદરી બોલી:

"વિનયબાબુએ બ્રહ્મસમાજની દીક્ષા લેવી જોઇએ."

પરેશબાબુ બોલ્યા:

"અને નહિ લે તો?"

વરદાસુંદરી દૃઢ સ્વરે બોલી:

"નહિ. લેવીજ જોઇએ. તેમને મારી પાસે મોકલો."

પરેશબાબુએ વિનયને બોલાવ્યો.

વિનય ત્યાં આવતાંવાર વરદાસુંદરીએ તેને પૂછ્યું:

"વિનયબાબુ! તમે સમાજની દીક્ષા લેવા તૈયાર હશોજ. હવે તે સમારંભ માટે કયો દિવસ નક્કી કરીએ?"

વિનય બોલ્યો:

"દીક્ષાની શું જરૂર છે?"

"જરૂર નથી?" ચકિત સ્વરે વરદાસુંદરી બોલી:

"તમે આ શું બોલો છો? દીક્ષા નહિ લો તો બ્રહ્મસમાજીની કન્યા સાથે તમે શી રીતે પરણી શકો?"

વિનય શાંત ચિત્તે વિચાર કરવા લાગ્યો. તે પરેશબાબુના મત પ્રમાણે લગ્ન કરવા તૈયાર થયો તેટલા પરથી તે બ્રહ્મસમાજની દીક્ષા લેવા તૈયાર થશે એવી વરદાસુંદરીની કલ્પના હતી.

વિનય બોલ્યો:

"બ્રહ્મસમાજના ધર્મમતો મને પસંદ છે અને આજ સૂધી હું તેજ ધર્મ પ્રમાણે વર્તતો આવ્યો છું. તો પછી હવે પ્રત્યક્ષ દીક્ષા લેવાથી શું વધારે?"

વરદાસુંદરીએ કહ્યું:

"જ્યારે બ્રહ્મસમાજના સિદ્ધાંતો તમને માન્ય છે તો પછી દીક્ષા લેવા માટે પાછી પાની કેમ કરો છો?"

વિનયના હૃદયને ઘા થવા જેવું થયું. તેને વરદાસુંદરી સાથે બોલવામાં ભયંકર અપમાન જણાવા લાગ્યું.

વિનય હિંદુસમાજમાં રહીને પોતાની લલિતા સાથે પરણવા માગે છે એ સાંભળતાંજ પરેશબાબુનો આનંદ પણ જરા કરમાયો. તે સ્વસ્થ બેસી વિચાર કરતા હતા. એટલામાં વિનય ઉભો થયો અને બન્ને સમક્ષ હાથ જોડી બોલ્યો:

"મને માફ કરો. હું હવે મારો ગુન્હો વધુ ભયંકર કરવા માગતો નથી."

એમ કહી તે બહાર ચાલ્યો ગયો.

તે માળપરથી નીચે ઉતરી જુએ છે તો નીચે લલિતા એક ડેસ્કપર કાગળ લખતી બેઠી હતી. વિનયના પગલાંનો અવાજ સાંભળી લલિતાએ પાછું ફરી જોયું. બન્નેનાં હૃદયો એક બીજા આગળ જાણે

ખુલ્લાં થઇ ગયાં. વિનય અને લલિતાનો પરિચય આજકાલનો ન્હોતો. આજસુધીમાં તેણે વિનયને હજારોવાર જોયો હશે. પણ આજેજ લલિતાને વિનયનાં નેત્રોમાં દિવ્ય તેજ કેમ જણાયું ?

પ્રચંડ ઝંઝાવાતથી આકાશમાંથી મેઘ વીખરાઇ જાય તેમ લલિતાના અંતરમાંથી સર્વે આશંકાઓ વિનયને જોઇ નષ્ટ થઇ ગઇ! વિનયના મનની સ્થિતિ પણ એવીજ ઉત્સાહજનક થઇ હતી. તે વિદ્યુતવેગે લલિતા પાસે ગયો અને તેને નમસ્કાર કરી કાંઇ પણ બોલ્યા વિના બહાર નીકળી ગયો.

## પ્રકરણ ૧૨ મું.

### કેદમાંથી છૂટયો !

ગોરા કારાગૃહમાંથી આજે છૂટવાનો હતો. તે કેદખાનામાંથી બહાર આવી જુએ છે તો પરેશબાબુ અને વિનય જેલના દરવાજા આગળ ઉભા હતા.

એક મહિનો એટલે કંઇ બહુ વખત ન કહેવાય. પણ એક મહિના પછી કારાગૃહમાંથી મુકત થયા પછી ગોરા પરેશબાબુ અને વિનયને મળ્યો ત્યારે તેને લાગ્યું કે આજે તે પુનર્જન્મ લઇ પોતાના પુરાતન સ્નેહીઓને મળ્યો. રાજપથપર નિરભ્ર આકાશ નીચે પ્રભાતકાલના સૌમ્ય પ્રકાશમાં ગોરાએ પરેશબાબુના શાંત, સ્નેહપૂર્ણ અને નયનાન્દકારી મુખમંડલના દર્શન કર્યાં અને ઉત્કૃષ્ટ આત્મીય ભાવે તેણે તેમની ચરણરજ માથે ચઢાવી. પરેશબાબુનાં નેત્રો આ સમયે હર્ષાશ્રુથી ભરાઈ આવ્યાં હતાં.

ગોરા વિનયનો હાથ પોતાના હાથમાં લઇ હસીને બોલ્યો:

"વિનય: નશાળે જતા ત્યારથી તેં ને મેં સાથે શિક્ષણ સંપાદન કર્યું હતું પણ આ નૂતન વિદ્યાલયના શિક્ષણનો લાભ તો મને એકલાનેજ મળ્યો—"

વિનયને હસવું આવ્યું નહિ. તેના મુખમાંથી શબ્દજ નીકળ્યો નહિ. તેનું સઘળું લક્ષ ગોરા અને તુરંગ તરફ હતું. તેનું હૃદય ગોરાએ સહન કરેલા દુઃખથી જળી રહ્યું હતું.

ગોરાએ પૂછયું:

" આ કેમ છે ? "

વિનય ઉંઘમાંથી જાગ્યો હોય તેમ ચમકી બોલ્યો:

" કોણ ? માતાજી ! સારાં છે. "

પરેશબાબુ બોલ્યા:

" ચાલ ભાઇ ! તારે માટે ગાડી ખોટી થાય છે. "

ગોરા વિનય અને પરેશબાબુ ગાડીમાં બેઠા—ન બેઠા એટલામાં અવિનાશ ધમ ધમ કરતો ત્યાં આવ્યો. તેની પાછળ છોકરાઓની એક મોટી ફોજ હતી.

અવિનાશને જોતાં વારમાં ગોરા ગાડીમાંથી નીચે ઉતરવા લાગ્યો. પણ અવિનાશ તેનો રસ્તો રોકી બોલ્યો:

" ગૌરમોહનબાબુ ! જરા ઉભા રહો. "

એટલામાં છોકરાઓ સાથે મળી મોટા સ્વરે ગાવા લાગ્યા:

ધન્ય ઘડી, ધન્ય દિવસ, ધન્ય આ પળો;
ધન્ય વિમલ—સરલહૃદયી દેશભકત હો ! '

ગોરાનું મુખમંડલ આરકત થયું. તે ક્રોધિત સ્વરે બોલ્યો:

" ચૂપ રહો. "

સર્વ છોકરાઓ વિસ્મિત થઇ મૌન રહ્યા. ગોરાએ અવિનાશને પૂછયું:

" અવિનાશ ! આ શું ધમાલ છે ? "

અવિનાશે કંઇ જવાબ ન આપતાં પાકીટમાંથી એક સુંદર કુંદકળીની ધવલમાળા બહાર કાઢી. એક વિદ્યાર્થીએ ગજવામાંથી એક સુંદર કાગળ બહાર કાઢયો અને તેપર સુવર્ણાક્ષરે છાપેલું માનપત્ર મંજુલ સ્વરે વાંચવા લાગ્યો. તેઓ ગોરાને કારાગૃહમુક્તિ માટે

અભિનંદન આપવા અવિનાશ સાથે ત્યાં આવ્યા હતા.

અવિનાશના હાથમાંની માળા તરફ તીક્ષ્ણ નેત્રકટાક્ષ ફેંકતો ગોરા બોલ્યો:

"અત્યારથીજ તેં નાટક કરવા માંડયા કે? આજે રસ્તામાં તમારૂં માનપત્ર લેવા માટેજ હું એક મહિનો કેદમાં ગયો હતો કે?"

અવિનાશે આગળથીજ બધી તૈયારી કરી રાખી હતી. તેને ગોરાનો ક્રોધ જોઇ તિરસ્કાર ઉપજ્યો. તે બોલ્યો:

"તમારૂં કહેવું યોગ્ય નથી. તમે તુરંગમાં દિવસ કાઢતા હતા અને હું બહાર ખુલ્લી હવામાં ફરતો હતો. પણ ઉભયના હૃદયને સરખી વેદના થતી હતી. તમારા કારાગ્રહવાસની પ્રત્યેક ક્ષણ મારા મગજના મજ્જાતંતુ તોડી નાખતી હતી. પણ તમને તેની કલ્પના ક્યાંથી હોય?"

"તેં મોટી ભૂલ કરી છે, અવિનાશ!" ગોરા બોલ્યો:

"મારે માટે લોકોએ આવી ધમાલ કરવી અથવા મારે માટે દુ:ખી થવું એવો કયો અલૌકિક ગુણ મારામાં છે? ઉલટું ગોરા એટલે અન્યાયી—અત્યાચારી માણસ—એવી સઘળાની માન્યતા છે."

અવિનાશ અને તેની સાથેના છોકરાઓને બાજુ કરી ગોરા ગાડીમાંથી નીચે ઉતર્યો અને બોલ્યો:

"પરેશબાબુ! નીચે ઉતરો."

પરેશબાબુ નીચે ઉતર્યા. વિનયે પણ તેનું અનુકરણ કર્યું.

બીજે દિવસે સ્હવારે ગોરા, વિનય અને પરેશબાબુ બોટમાંથી કલકત્તાને કિનારે ઉતર્યા. તે વેળાએ ગોરાને અભિનંદન આપવા માટે અસંખ્ય મનુષ્યો બંદરપર ભેગા થયા હતા. તે સર્વને આલિંગન દેતો દેતો ગોરા આનંદમયી પાસે આવ્યો. આ વેળા આનંદમયી પોતાના નિત્ય નૈમિત્તિક કાર્યો આટોપી સ્વસ્થ બેઠી હતી. તેને ગોરાએ પ્રેમભરિત હૃદયે સાષ્ટાંગ પ્રણિપાત કર્યો. ગોરાને જોતાંજ આનંદમયીનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. આજ એક મહિનાથી તેણે મહા

કષ્ટે પોતાના હૃદયના આવેગને આવર્યો હતો પણ આજે તેનો હૃદય-વેગ અનાવર થયો!

કૃષ્ણદયાળ બાબુ ગંગાસ્નાન કરી આવ્યા પછી ગોરા તેમને મળવા ગયો અને તેમને દૂરથી સાષ્ટાંગ પ્રણામ કર્યા. તેમના ચરણને તે અડકયો નહિ. કૃષ્ણદયાળબાબુ દૂર એક આસનપર જઇ બેઠા ત્યારે ગોરાએ તેમને કહ્યું:

"બાપા! મારે એકવાર પ્રાયશ્ચિત લેવું છે."

કૃષ્ણદયાળબાબુ બોલ્યા:

"પ્રાયશ્ચિતની કાંઇ જરૂર હોય એવું મને લાગતું નથી."

ગોરા બોલ્યો:

"તુરંગમાં હું હતો ત્યારે મારાથી યોગ્ય રીતે ધર્મ પળાયો નથી. તેથી મારૂં શરીર અપવિત્ર થયું છે તે માટે મને સૂગ આવે છે. બાહ્ય શરીર શુદ્ધિ માટે મારે પ્રાયશ્ચિત લેવું જોઇએ."

કૃષ્ણદયાળ બાબુના સ્વરમાં વિરકતતા આવી. તે બોલ્યા:

"નહિ—નહિ. હું તારી ઇચ્છાને અનુમતિ આપતો નથી. તું નકામો એ ફંદામાં પડીશ નહિ."

ગોરા બોલ્યો:

"ઠીક છે. હું પંડિતો પાસે એનો નિર્ણય કરાવીશ."

કૃષ્ણદયાળે કહ્યું:

"પંડિતોનો મત લેવાની જરૂર નથી. હું તને શાસ્ત્રવિધાન કહું છું કે તને પ્રાયશ્ચિતની જરાપણ આવશ્યકતા નથી."

કૃષ્ણદયાળબાબુ ગોરાને સંયમનિયમ અથવા ધર્મકૃત્યની બાબતમાં કદિ પણ રજા આપતા નહિ. કોઇ આચારપ્રિય માણસ ગોરાના મતને માન આપે તો તેઓ બેલાશક તેની વિરૂદ્ધ જંગ જગાવતા! તેઓ આમ કેમ કરતા તે પરમેશ્વર જાણે!

આજે આનંદમયીએ જમતી વખતે વિનય અને ગોરાની થાળી નજીક નજીક મૂકી. તે જોઇ ગોરા બોલ્યો:

"મા! પહેલા મારી થાળી વિનયની થાળીથી દૂર મૂક જોઉં!"

"હવે રહેવા દે! વિનય કંઇ એવો કટ્ટો ધર્મીષ્ટ નથી. તે એવા આચાર માનતો નથી."

ગોરાએ કહ્યું:

"વિનય માનતો નથી પણ હું માનું છું ને?"

ભોજન પછી ગોરા અને વિનય ગોરાના હમ્મેશના નિવાસ-સ્થાનમાં આવી બેઠા. પણ કોઇએ વાતની શરૂઆત કરી નહિ. ગયા મહિનામાં વિનયના જીવનમાં જે ક્રાંતિ થઇ ગઇ હતી તે ગોરા પાસે કેવી રીતે સત્ય અને વ્યવસ્થિત સ્વરૂપમાં રજુ કરવી તે વિનયને સૂઝતું ન્હોતું. ગોરાને પણ પરેશબાબુના ઘરની સવિસ્તર હકિકત જાણવાની ઉત્કંઠા હતી. તેણે પરેશબાબુને બેચાર સવાલ પૂછ્યા હતા પણ તે સામાન્ય બાબતને લગતા હતા. ગોરાને જે સમાચાર જાણવાની ઇચ્છા હતી તે પરેશબાબુની કન્યા વિષેના હતા! તે હજુ નહિ મળવાથી તેની ઇચ્છા અતૃપ્ત રહી હતી. ગોરા અને વિનય ઉભયનાં મન એક બીજા પાસે ખુલ્લાં થવાને ઘણાં ઉત્સુક થઈ રહ્યાં હતાં.

એટલામાં મહિમ તે ઠેકાણે આવ્યો અને હુશ કરીને ખુરશી ખુરશી પર બેસી બોલ્યો:

"વિનય! આટલા દિવસ તો ગોરા આજે આવે કાલે આવે કરતા ગયા. પણ હવે એ બધાં બહાનાં નહિ ચાલે. હવે દિવસ નક્કી કરી નાખ! બોલ, ગોરા! તારો શું મત છે? હું શું કહું છું તે તું સમજ્યોજ હશે?"

ગોરા કંઇ જવાબ ન દેતાં માત્ર હસ્યો!

મહિમ બોલ્યો:

"હસે છે શું, ગોરા? તને લાગતું હશે કે ભાઇ હજુ તે વાત ભૂલ્યો નથી. પણ છોકરી એટલે સ્વપ્ન નથી અગર એકાદ કાષ્ટની પૂતળી નથી. તે તો જીવતી જાગતી હાડમાંસની સાડાત્રણ

હાથની સજીવ વસ્તુ છે. તેને હું કેમ વીસરી શકું? આ હસવાનો વખત નથી, ગોરા! એ માટે તારો શું મત છે તે બોલ અને એક વાર કામ જલદી આટોપી નાખ."

ગોરા બોલ્યોઃ

"કરતોકારવતો માલીક તો આ સામેજ ઉભો છે."

મહિમ બોલ્યોઃ

"હત્તારૂં ભલું થાય! ગોરા! તું આવું બોલશે તો તો પાયમાલી થઇ જશે, વિનય પોતે કંઇ કરતો નથી. તેણે સઘળો ભાર તારા પર નાખ્યો છે; એટલા માટે તો આ વાત અત્યાર સુધી લંબાઇ રહી! હવે સઘળો ભાર તારા પર છે."

વિનય ગંભીર ભાવ ધારણ કરી બેઠો હતો, તેની વાચાળતા આજે કોણ જાણે કયાં નાસી ગઇ હતી.

હાલની પરિસ્થિતિ ગભીર છે એમ ગોરાને લાગ્યું. તે બોલ્યોઃ

"નોતરા દેવાનું–પાન સોપારીનું–નાત જાતનું બધું કામ હું મારે માથે લઉં છું. પણ વિનય તારી છોકરી સાથે પરણે કે નહિ તેની જવાબદારી હું રાખતો નથી. જે જગ્યાએ સાંસારિક નિર્બંધ અને હિતાહિતની યોજનાનો સંબંધ હોય ત્યાં મારી કાંઇ જરૂર નથી. હું એવી બાબતમાં વચ્ચે ન પડતાં આઘેથીજ હાથ જોડું છું."

"ગોરા! હવે તું ઉડાવે છે તેનો અર્થ શું? વિનય કંઇ બોલતો નથી અને તું તારે માથે કોઇ વાત લેવા તૈયાર નથીઃ પણ આ વાત તારે લીધેજ અટકી રહી હતી કે નહિ તે તું વિનયનેજ પૂછી જો. હવે તું આગેવાની નહિ લે તો કોણ લે?"

"જે બાબત મારી શક્તિની બહાર છે તેમાં હું કદિ પણ હાથ ઘાલીશ નહિ. મારાથી થાય એવું હશે તે હું આનંદથી કરીશ."

"ઠીક છે. તમે બન્ને છૂટી જવા માગતા હો તો ભલે છૂટી જાવ. પણ વિનય, યાદ રાખજે. સ્વધર્મ માટે જે માણુસ ભૂખે રહેવા તૈયાર થાય છે, તે જો એકાદ બ્રહ્મસમાજીની કન્યા સાથે લગ્ન કરે

તો તેથી ધર્મની, જાતિની, હિંદુત્વની કેવી ભયંકર પાયમાલી તે કરે છે તેનો અનુભવ તને અલ્પકાળમાંજ થશે. અને ગોરા! આજે તને સમાજની ગાળ સહન કરવી પડે છે તે આ વિનયને લીધેજ! આજે પરેશબાબુનું નાક કપાયું છે તે આ વિનયને લીધે! અને લલિતાની આબરૂને કલંક લાગ્યું છે તે પણ વિનયને લીધેજ!"

એમ કહી મહિમ ગુસ્સાથી ફણફણતો ત્યાંથી ચાલ્યો ગયો. હજુ સુધી વિનય એક બોલ પણ બોલ્યો ન્હોતો. તેને ગોરાએ પૂછ્યું.

"આ વળી નવી આફત શું છે, વિનય?"

વિનય બોલ્યોઃ

"હું એ હકીકત તને આગળથીજ કહેવાનો હતો. ગોરા! જગતમાં આપણા જેવા સરળ અને ભોળા માણસોનો નીભાવ થવો બહુ મુસ્કેલ છે. જે આવે છે તે વાઘ પેઠે બરાડે છે, રસ્તો રોકી ઉભો રહે છે અને છાતી પર બેસવા તૈયાર થાય છે! આવા માયાના બજારમાં સરળ હૃદયી લોકોનું કામ નથી. જેમને વ્યવહારૂ માર્ગોની ખબર નથી તેમણે જંગલમાં એકાંતમાં રહેવું વધારે સારૂં છે એમ હવે મને લાગે છે."

ગોરા હાસ્ય કરી બોલ્યોઃ

"તું ગીરિકંદરામાં છૂપાઈ જાય તો સ્વતંત્ર થાય એ તારી માન્યતા ભૂલ ભરી છે. તું એકલો જઇ ગુફામાં બેસશે પણ તારી પેઠે આખું જગત્ બેસે તો તને શાંતિ મળેને? જગત સાથે સર્વ પ્રકારનો વ્યવહાર રાખવાની આપણી ફરજ છે. તે નહિ બજાવીએ તો આપણે ફસી જઇશું. જગતનો વ્યવહાર આજે ચાલે છે તેવોજ પૂર્વે ચાલતો હતો અને ભવિષ્યમાં ચાલશે. તેનાથી કોઇએ કંટાળવાની કે જગત્ સાથે રીસાવાની જરૂર નથી."

"ઠીક છે. હું આજે જગત્ સામે થવાને તૈયાર છું. આજસુધી હું તૈયાર ન્હોતો એ મારો દોષ હતો. હવે જેવી સ્થિતિ ઉભી થશે તેની સામે ટક્કર ઝીલતાં હું જરા પણ ડગીશ નહિ."

"એમજ હોવું જોઇએ."

"લલિતા સાથે મારો સંબંધ એટલો દઢીભૂત થયો છે કે હવે જો હું લલિતા સાથે લગ્ન નહિ કરૂં તો તેને જીંદગી સુધી સમાજને હાથે અપમાન ભોગવવું પડશે."

"ઠીક. લલિતાની વાત કર જોઉં."

"એ વાત ઘણી લાંબી છે. તે હું તને ક્રમે ક્રમે કહીશ. ધ્યાન રાખી સાંભળ."

"ઠીક છે. હું સાંભળું છું. આવી વાત તરફ બેદરકારી રાખવી યોગ્ય નથી. સમાજ જો લલિતાનું વ્યર્થ અપમાન કરતી હોય તો તેમાં આપણો કોઈ ઇલાજ નથી."

"પણ સમાજનું નિવારણ કરવું એ શુદ્ધાં આપણા હાથમાં છે."

સમાજમાંનું પોતાનું કર્ત્તવ્ય ઓળખી વિનય બ્રાહ્મ વિવાહ કરવાને ના કબુલ થયો હતો; પણ ગોરાને તેણે પોતાનો આશય સ્પષ્ટપણે કહી બતાવ્યો નહિ. ગોરાનું કહેવું પણ તેના મનને જોઇએ તેવું રૂચ્યું નહિ.

તે બોલ્યોઃ

"ગોરા ! આ બાબતમાં મને ને તને થોડો ઘણો મત ભેદ છે. હું ફક્ત વ્યક્તિગત વિચાર ઉપર ભાર મૂકી સમાજની વિરૂદ્ધ બોલતો નથી. વ્યક્તિ અને સમાજ એ બન્નેને એકજ ધર્મનું બંધન છે એ વાત ધ્યાનમાં રાખીને દરેક મનુષ્યે વર્તવું જોઇએ. ફક્ત વ્યક્તિ માત્રના કલ્યાણ માટે વર્તવું એ મારૂં પ્રધાન કર્તવ્ય નથી તેમજ સમાજના કલ્યાણ માટે વર્તવું એ પણ નથી. પરંતુ ધર્મ પ્રમાણે વર્તવું એ મારૂં પ્રધાન અને પવિત્ર કર્તવ્ય છે."

ગોરાએ કહ્યું:

"વ્યક્તિ નથી, સમાજ નથી અને ધર્મ છે! એવો ધર્મ હું માનતો નથી."

વિનયના ડોળા લાલ થયા. તે ભમ્મર ચઢાવી બોલ્યોઃ

"પણ હું માનું છું. સમાજ જે આચરણ કરે છે તેનેજ જો ધર્માચરણ કહીએ તો સમાજના હાલ કૂતરા જેવા થઈ જાય! આપણા ધર્મ સંમત સ્વાતંત્ર્યનો જો સમાજ વિરોધ કરવા માંડે તો તેનો પ્રતિકાર કરવો એ આપણું કર્તવ્ય છે. હું લલિતા સાથે લગ્ન કરૂં અને તે અન્યાય ન ઠરતાં ન્યાય ઠરે તો અને તે વખતે સમાજ તેની સામે બખાળા કાઢે તો સમાજનો પ્રતિકાર કરવો એ મારૂં કર્તવ્ય છે. એટલુંજ નહિ પણ સમાજનો અન્યાય મૂંગામૂંગા સહન કરવો એ ઘોર અધર્મ છે."

"ન્યાય–અન્યાય ઠરાવનાર પણ તુંજ ને ? આ લગ્ન કરતી વખતે તારા ભાવી સંતાનોના ચરિતાર્થનો તેં વિચાર કર્યો છે કે ?" ગોરાએ પૂછ્યું.

"તે છેવટની–કલ્પનાતીત પાયરી છે."

ગોરાને અને વિનયને ઠીક વાગ્યુદ્ધ ઝામ્યું. ગોરાના વાદવિવાદમાં પ્રબલ દલીલો ન્હોતી પણ તે બોલેલા બોલ કદિ પાછો ખેંચતો નહિ. તે નિયમાનુસાર આજે પણ તેણે વિનય પર પોતાનો પ્રયોગ અજમાવ્યો પણ તેની અસર થઇ નહિ.

અંતે ગોરા બોલ્યો:

"હવે તારી સાથે વાદવિવાદ કરવાની મારી ઇચ્છા નથી. આ વિષયમાં ફક્ત તર્કથી કામ ચાલે એવું નથી. હૃદયની લાગણી જોઇએ. એટલુંજ હું તને કહું છું કે બ્રાહ્મવધુ સાથે વિવાહ કરવાથી આજથીજ તું હિંદુ સમાજથી હજારો કોસ દૂર જાય છે તેથી મને બહુ દુઃખ થાય છે."

આનો વિનય કંઇ જવાબ આપતો હતો એટલામાં ગોરા બોલ્યો:

"વિનય! તું નકામો પુનઃ મારી સાથે વિવાદ કરવા આવે છે. સમસ્ત જગત્ જે ભારતવર્ષનું ડગલે પગલે અપમાન કરે છે, ત્યાગ કરે છે, તે ભારતવર્ષની પંક્તિમાં બેસી અપમાન સહન કરવું મને અત્યંત પ્રિય લાગે છે. પણ આપણું જાતિભેદના જાળાથી

વીંટાયલું આ ભારતવર્ષ—આપણું કુસંસ્કારથી ભરેલું ભારતવર્ષ—આપણું આ શૂન્યચૈતન્ય ભારતવર્ષ—તેને છોડીને, તેની પ્રગતીની આશા છોડીને જો તું તેનાથી અલગ થતો હોય તો મારાથી પણ અલગ થા—જા—"

ગુસ્સામાં ને ગુસ્સામાં ગોરા સામેના બાગમાં ચાલી ગયો. વિનય જ્યાં બેઠો હતો ત્યાંજ ચુપ બેસી રહ્યો એટલામાં ગોરાના મનમાં કોણ જાણે શું આવ્યું તે બીજી બાજુના દીવાનખાનામાં જઇ બેઠો. એટલામાં નોકરે આવી ખબર આપી.

"કેટલાક લોકો તમને મળવા માટે દરવાજા આગળ તમારી રાહ જુએ છે."

નોકર ચાલી ગયો. તેની પાછળ ગોરા પણ બહાર નીકળ્યો. તેણે એકવાર બધા માણસો તરફ નજર ફેંકી. ગીરદીમાં અવિનાશ પણ નજરે પડયો. અવિનાશ પોતાના પર ઘણો ગુસ્સે થયો હશે એવી તેની માન્યતા હતી. પણ અવિનાશને પ્રત્યક્ષ જોતાં તેના વદન પર ક્રોધનું લેશ માત્ર ચિન્હ જણાયું નહિ. તે તો ઉલટો આગલા દિવસનુંજ પ્રશંસાગીત લોકો પાસે ગાતો હતો. તે બોલતો હતો:

"ગૌરમોહનબાબુ પર મને અસામાન્ય પુજ્ય ભાવ છે. આટલા દિવસ એ સાધારણ પ્રતીના માણસ છે એવી મારી કલ્પના હતી પણ હવે મારી મંદ દષ્ટિએ એ મહાપુરૂષ છે એવું જણાયું છે. હું કાલે એમનું સન્માન કરવા સામો ગયો હતો તે વેળા એમણે એટલી બધી નિસ્પૃહતા બતાવી કે સામાન્ય મનુષ્યના આચરણમાં તેવી નિસ્પૃહતા કદિ પણ જણાતી નથી."

ગોરાનું મન અવિનાશને જોઇ અશાંત થયું હતું તેવામાં પ્રસ્તુત સ્તુતિસ્તોત્રો તેને કાને અથડાયા. તુરતજ તે ખીજવાયો અને બોલ્યો:

"આમ જો! અવિનાશ! તમે-લોકો પૂજ્યભાવનું શસ્ત્ર હાથમાં લઇ માનનું વૃક્ષ કાપી નાખો છો. તમે રસ્તામાં—ભર ચૌટામાં મારા જેવા ક્ષુદ્ર મનુષ્યને માન આપવા લાગ્યા તે વખતે મેં તમને તેમ

કરવા દીધું નહિ—મેં મારી અક્કલના ચણા વેચ્યા નહિ—એટલે તમે મને મહાપુરૂષ માની લીધો ! હું કાંઇ સાધુ સંત બની આવ્યો છું કે આવી રીતે તમારૂં સન્માન સ્વીકારૂં ? અવિનાશ ! મારી સાથે કોઇ વાતમાં વાદવિવાદ કરો, લડો, તે સારૂં. પણ નિષ્કારણ મારી વાહવા કરો નહિ. એને કોઇ સત્ય આચરણ કહેતું નથી."

ગોરાના આ શબ્દો સાંભળી અવિનાશનો પૂજ્યભાવ ઉલટાનો વધ્યો. તે બોલ્યોઃ

"ગૌરમોહન મહારાજ! આપની પેઠે અમારા સર્વના અંતઃકરણોમાં નિષ્કામ વૃત્તિ જાગ્રત થાય અને અમારે હાથે ભારતવર્ષના સનાતન ગૌરવનું રક્ષણ થાય એવો મંગળ આશિર્વાદ અમને આપો." એમ કહી અવિનાશ ગોરાની ચરણરજ મસ્તક પર ચઢાવવા વાંકો વળ્યો પણ ગોરા તરતજ ચમકીને દૂર ખસી ગયો.

થોડીવાર પછી અવિનાશ પુનઃ બોલ્યો:

"અમે સર્વેએ મળી આપને મીજબાની આપવાનો નિશ્ચય કર્યો છે. તો એ બાબતમાં આપ ;આપની સંમતિ આપશો એવી મારી વિનંતી છે."

ગોરા બોલ્યોઃ

"પ્રાયશ્ચિત લઇ પવિત્ર થયા સિવાય તમારી આજ્ઞા મારાથી પાળી શકાશે નહિ."

પ્રાયશ્ચિત! અવિનાશનાં બન્ને નેત્રો ઉદ્દીપ્ત થયાં. તે બોલ્યોઃ

"આ વાત તો અમારી કલ્પનામાં પણ ન્હોતી. ઠીક. અમે ગૌરબાબુની ઇચ્છાની આડે આવવા નથી માગતા."

બે ચાર જણ બોલી ઉઠયાઃ

"પ્રાયશ્ચિત નિમિત્તેજ આપણે સઘળા એક જગ્યાએ ભોજન કરીશું.—"

હવે પ્રાયશ્ચિત સભા કઈ જગ્યાએ ભેગી કરવી એ પ્રશ્ન ઉભો રહ્યો.

ગોરા બોલ્યોઃ

" આ સ્થળે પ્રાયશ્ચિત લેવું યોગ્ય નથી. "

એક ગૃહસ્થે ગંગાના કિનારાપર આવેલા પોતાના સુંદર બાગમાં પધારવાનું નિમંત્રણ કર્યું અને પ્રાયશ્ચિતનો સઘળો ખર્ચ બધાએ સરખે હિસ્સે વહેંચી લેવાનું નક્કી થયું.

જતી વખતે અવિનાશ ઉભો થયો અને એકાદ પ્રચંડ જન-સમૂહમાં વ્યાખ્યાન કરનારા પેઠે હાથ લાંબા કરી બોલ્યોઃ

" ગોરમોહનબાબુ ગુસ્સે થઇ શકે પણ આપણે તેવા થઇ શકીએ નહિ. આપણું ભારતવર્ષ સ્વર્ગનું નંદનવન છે તેમાં ધર્મોદ્ધાર માટે અનેક મહાત્માઓએ અવતાર લીધા હતા અને લે છે. એવા અવતારો પૈકી ગોરમોહનબાબુ પણ એક અવતારી પુરૂષ છે. અહા ! આપણે ભાગ્યશાળી છીએ કે એ ઇશ્વરી પુરૂષને આપણે ઓળખી શકયા છીએ. બોલો, ગોરમોહનકી જય ! "

અવિનાશના આદેશ પ્રમાણે સઘળાઓએ ગોરમોહનની જય પુકારી તેથી ગોરાને મર્માતિક વેદના થઇ. તે તરત બહાર ચાલતો થયો.

હવે ગોરાના મનમાં કેદખાના સંબંધી વિચાર ઘોળાવા લાગ્યા. તેનો શ્વાસોચ્છવાસ જોસથી વહેવા લાગ્યો. સ્વદેશ માટે નૂતન ઉત્સા-હથી કામ કરવું જોઇએ, એવી ભાવનાથી પ્રેરિત થઇનેજ ગોરાએ તુરંગવાસ સ્વીકાર્યો હતો. તે દુઃખી હૃદયે બોલ્યોઃ

" હાય ! અમારો દેશ કયાં છે ? અમારૂં ભારતવર્ષ કયાં છે ? અમારૂં ભારતવર્ષ મારી એકલાની પાસે છે ? મેં જે વિભૂતીને મારૂં જીવન સર્વસ્વ અર્પણ કર્યું હતું, તે મારો નાનો ભાઇ નાનપણની મૈત્રિ છોડી, બાલપણના વિચારો છોડી એક તરૂણ સ્ત્રીના મોહપાસમાં સપ-ડાઇ, લાલસાની તૃપ્તિ માટે તેની સાથે લગ્ન કરવા અને પોતાના ધર્મને લાત મારી અસત્ય આચરણ કરવા તૈયાર થયો છે. દુર્દૈવ ! પણ—એ ભારતમાતાનું દુર્દૈવ શાનું ? તેના કુલાંગાર પુત્રોનું—અમારૂં એ દુર્ભાગ્ય !—"

એટલામાં એક નોકરે આવી માતાજી બોલાવે છે એવી ખબર આપી. ગોરા પોતાના મનમાં બોલ્યો:

" મા બોલાવે છે. મારી મા મને બોલાવે છે. મારી મા અત્યંત ઉદાર મનની છે. તે કદિ કોઇ સાથે ભેદભાવ રાખતી નથી. સર્વ સાથે સમાન પ્રેમાળ ભાવે વર્તે છે. મારી મા તે મા જ છે! પૂર્વે પણ એવીજ હતી. હું તુરંગમાં હતો ત્યારે પણ મારી સાથેજ મારી મા હતી. તે મને ત્યાં પણ વ્હાલથી બોલાવતી અને હું તેના દર્શન કરતો. તેની કૃપાથી તો હું કેદખાનામાંથી બહાર નીકળ્યો! મારી મા! મારી વ્હાલી મા! નિરાકાર ચિતિશક્તિ મારી માતાના હૃદયમાં સંચરેલી છે."

આવા અનેક ઉત્સાહજનક વિચારો કરતો ગોરા આનંદમયી પાસે જઇ ઉભો રહ્યો. તે વેળા તેનું વદન આનંદાતિશયથી પ્રદીપ્ત થયું હતું. તે અંદર આવ્યો ત્યારે આનંદમયી એક વ્યક્તિ સાથે વાત કરતી બેઠી હતી. તે કોણ છે તે તે ઓળખી શકયો નહિ. તે વ્યક્તિ કોણ હશે, વાંચનાર ?

સુચરિતાએ નમ્રપણે ઉભા થઇ ગોરાને નમસ્કાર કર્યા. ગોરાએ તેને ઓળખી. તે બોલ્યો:

" તમે આવ્યાં છો કે ? બેસો "

" તમે આવ્યાં છો કે ? " એ ગોરાના શબ્દ કેટલા સાદા હતા? પણ તેમાં ગૂઢભાવ સંકલિત થયલો હતો. ગોરા અને સુચરિતા બેજ તે સમજી શકયાં.

અગાઉ ગોરા સુચરિતાનો ઓળો પણ પોતાનાપર પડવા દેતો નહિ. જ્યાં સુધી તેનાપર કામનો બોજો રહેતો ત્યાંસુધી તે અહિંથી ત્યાં ને ત્યાંથી અહિં આવવામાં સુચરિતાને ભુલી જતો. સુચરિતાની મૂર્તિ નેત્ર સામે ઉભી રહેવા લાગી તો પણ પોતાનાં કર્તવ્યો માટે તેના તરફ દુર્લક્ષ કરવાનો ગોરાનો નિત્ય નિયમ હતો. પણ કેદમાં પડવાથી એ નિયમ તૂટયો. ત્યાં સુચરિતાની મૂર્તિ નેત્ર સામે આવી

ઉભી રહેતી અને ત્યાંથી દૂર જતી નહિ. તે ભાવનાનું પરિણુત સ્વરૂપ તે તેની હમણુંાની સ્થિતિ ! આજે ગોરાને નીલાભ્ર ગગનમંડળમાં બે સુંદર કમલો ખીલેલાં જણુાતાં હતાં. એ બે મુખકમલોમાં બે દેવીઓ તેને જણાતી હતી. એક તેની આજન્મ પરિચિત માતા અને બીજી હમણું જ વિકસતી નવપરિચિત કલિકા—સુચરિતા !

તુરંગમાંથી બહાર નીકળતાં પરેશબાબુ તેને મળ્યા. તે વેળા તેના અંતરને અવર્ણુનીય આનંદ થયો હતો. હર્ષાતિશયથી તેના શ્વાસોચ્છવાસની ગતિ પણુ વધી હતી. આ આનંદ પરેશબાબુના મેળાપથીજ ફક્ત ઉપજ્યો ન્હોતો; પણુ ઘણા દિવસ પછી થયલો તેમનો મેળાપ તથા તેમના પ્રેમાળ ભાવથી તેને હર્ષ થયો હતો. પરેશબાબુનું અંતર પણુ આનંદથી બેહોશ થયું હતું. પણુ તેમના આનંદમાં જે એક અલ્પસ્વાર્થી ભાવના હતી તે તરત ગોરાના ધ્યાનમાં આવી ગઇ. તે મનમાં ને મનમાં બબડયોઃ

" હું હારવાનો નથી. બહુ થશે તો હમણાં ને હમણાં બોટમાં બેસી રામેશ્વર ચાલ્યો જઇશ. પણ હું એમ લોખંડના ચણા ફાકવાનો નથી. મારાથી હવે એક નાજુક વાળનું બંધન પણુ સહન થશે નહિ. મારી આ દૃઢ પ્રતિજ્ઞા છે ! "

## પ્રકરણુ ૧૩ મું.

### એનું નામ પ્રેમ !

આ વેળા સુચરિતાનું મન ગોરાપર અનુરક્ત થયું હતું. તેણે આજે સુચરિતાને જોઇ પણુ તેના જોવામાં વ્યક્તિ વિષયક કંઇ ન્હોતું. કેવળ ભાવપૂર્ણ વ્યાપક દૃષ્ટિએજ તેણે સુચરિતાનું આંતર્બાહ્ય પરિશીલન કર્યું. ભારતવર્ષના મહિલા મંડળની વર્તમાન સ્થિતિ તેને સુચરિતાના સાંડા ત્રણ હાથના શરીરમાં સમાઇ ગયલી જણાઇ આવી. ભારત

વર્ષમાંની પ્રત્યેક સ્ત્રી–રાજા રજવાડાના મહેલને દીપાવનારી રાજ-રાણીથી ભીખારીની ઝૂંપડીમાં વસતી ગરીબ સ્ત્રી સૂધીની દરેક સ્ત્રીમાં પવિત્રતા, માધુર્ય, પુણ્ય, પ્રેમ અને સૌંદર્યની રેલછેલ હોય એવી તેની ઇચ્છા હોવાથીજ આજે ગોરાની નજર આટલી શોધક બની હતી. જે દેવી લક્ષ્મીએ ભારતવર્ષમાંના માનવીકીટકોને મનુષ્યત્વ અર્પવાનું મહત્કાર્ય અંગિકાર્યું છે, જે રોગીઓની સેવાશુશ્રુષા કરે છે, જે હતાશ મનુષ્યને આશાનાં કિરણ બતાવે છે, જે દુઃખીને શાન્તવન આપે, રાયથી રંક સુધી, મોટાથી નાના સુધીનાને વ્હાલથી યોગ્ય માર્ગે લગાડે, જે અનાથ દશામાં પણ અમને ભૂલી જાય નહિ–અમને તજી જાય નહિ, અમારી અવજ્ઞા કરે નહિ, જે પોતે પૂજનીય હોવા છતાં અમારી યોગ્યતા ન હોય તો પણ ઉલટી અમારી પૂજા કરવા આનંદપૂર્વક તૈયાર થાય, જે અમારા કલ્યાણાર્થે પોતાના શરીર તથા આત્માનો વ્હાલથી ભોગ આપે, જેનો ક્ષમાપૂર્ણ પ્રેમ આજે અમારા માર્ગમાંના કાંટા કાઢી નાખી અમને ચિરંતન મંગલધામનો માર્ગ બતાવવા સમર્થ છે, એવી પવિત્રતમ લક્ષ્મીદેવીને પોતાની માતાની પાછળ ઉભી રહેલી જોઇ ગોરા આનંદથી ભાન ભૂલી જાય તેમાં આશ્ચર્ય શું ભલા ? તે મનમાં ને મનમાં બોલ્યોઃ

" આજ સૂધી મને આ લક્ષ્મીની કિમ્મત જણાઈ ન્હોતી. મેં હીરાને જાણી જોઇ અંધારામાં રાખી મૂકયો હતો! એજ મારા–અમારા ભારતવર્ષની દુર્ગતીનું લક્ષણ છે ! એ શિવાય બીજું કાંઇ નહિ. દેશમાં જે પવિત્ર વસ્તુ છે તે આજ! ભારતવર્ષના કેંદ્રસ્થાનમાં શતદલકમલ પર બેઠેલી દેવી તે આજ! અમે સઘળા એના દાસ છીએ. દેશની દુર્ગતીનું કારણ આ દેવીઓની અવજ્ઞાજ છે. એમને અપમાનવાથીજ અમારૂં પુરુષત્વ હીન થઇ ગયું છે. આજ બીના ભારતવર્ષમાં કલંકરૂપ છે."

આ નૂતન સંસ્કારનું પરિણામ પોતાના મનપર આમ વીજળીક વેગથી કેમ આવી શક્યું તે માટે ગોરાને આશ્ચર્ય ઉપજ્યું. ભારત

વર્ષની મહિલાઓનું ખરૂં સ્વરૂપ જ્યાં સુધી તેને જણાયું ન્હોતું ત્યાં સુધી ભારતવર્ષના વિસંગતપણાનું—ભારતવર્ષની અવનતિનું મૂળ ક્યાં છે તે ગોરાને જણાયું ન્હોતું. ભારતીય લલનાઓની મહત્તા તેને જ્યાં સુધી સમજાણી ન્હોતી ત્યાં સુધી તેની કર્તવ્યરેખામાં દુરદર્શીપણાનો અને સાધાર સત્યનો પૂર્ણ અભાવ હતો.

ગોરાના મનની હવે પૂરેપૂરી ખાત્રી થઇ ગઇ કે જ્યાં સુધી આપણે ભારતવાસીઓ આપણી આર્ય સ્ત્રીઓને ક્ષુદ્ર માની તેમને દૂર રાખીએ છીએ ત્યાં સુધી આપણી હાલ છે તેવીજ હીન દશા રહેવાની. ઉલટું આપણી લલનાઓની અવહેલના કરવાથી પુરૂષોની શક્તિ પ્રતિદિન ધૂળમાં મળતી જાય છે.

જે સમયે ગોરાએ સુચરિતાને " તમે આવ્યાં છો કે ? " એમ પુછ્યું ત્યારે તેના મનને અજાયબી તો ઉપજી હતી; પણ અજાયબી સાથેજ તેણે કોઇક અભૂતપૂર્વ આનંદ પણ અનુભવ્યો હતો. આજે જ તે સુચરિતાની ખરી કિમ્મત આંકી શક્યો.

તુરંગમાંનો ખોરાક હલકો અને અસ્વચ્છ હોવાથી ગોરાએ એક મહિના સુધી અર્ધા અપવાસજ કર્યા હતા એમ કહીશું તો ચાલશે. અર્ધભૂખથી તેની ગૌર કાંતિ પણ ફીક્કી પડી હતી. તેના વદનપર ક્ષયરોગી માણસ પેઠે નિસ્તેજતા આવી હતી.

ગોરાની આવી ભયંકર સ્થિતિ જોઇ સુચરિતાના અંતરને સર્પદંશ જેવી વેદના થવા લાગી. તેની હૃદયવેદના ગોરાની તીવ્ર નજરથી અગોચર રહી શકી નહિ. સુચરિતાના મસ્તકમાં ગોરાની ક્ષીણ—નિસ્તેજ મુદ્રા જોઇ કંઇ કંઇ અવનવા વિચારો આવતા હતા. સુચરિતાનું હૃદય એટલું બધું ભરાઇ આવ્યું કે તેના મુખમાંથી મહા મહેનતે પણ એક શબ્દ નીકળ્યો નહિ.

આનંદમયી બોલીઃ

. " ભાઇ ! ગોરા ! પેટની દીકરીનું સુખ કેવું હોય તેનો મને આજે અનુભવ થયો. તું આટલા દિવસ મારી પાસે ન્હોતો ત્યારે સુચરિતા

વારંવાર આવી મારા મનનું જે રીતે શાંતવન કરતી તેનું વર્ણન મારાથી થતું નથી. ખરી રીતે એ મને અગાઉ ઓળખતી નહોતી. પણ દુઃખના વખતમાં અત્યંત ક્ષુદ્ર માણસને કોઇ દૈવી વ્યક્તિ મળી તેના દુઃખનું નિવારણ કરે એવો ઇશ્વરી નિયમ જણાય છે. પરમેશ્વરે દુઃખનું નિરસન કરવા માટે કેવો ઉપાય યોજી રાખ્યો છે તે આપણને ખબર નહિ હોવાથી આપણે નાહક દુઃખી થઇએ છીએ. બહેન ! સુચરિતા ! તને સંકોચ થતો હશે–તું શરમાતી હોઇશ–પણ મારા દુર્ભાગ્યમાં તેં મને કેવી શાંતિ આપી હતી તે હું કયા બોલોમાં કહું ? ”

ગોરાએ કૃતજ્ઞતાપૂર્ણ નજરે સુચરિતાના લજ્જાવનત મુખ તરફ જોઇ આનંદમયીને કહ્યું:

“ માજી ! તમારા દુઃખની સુચરિતા ભાગીદાર બની હતી અને હમણાં તમારા સુખમાં ભાગ લેવા પણ એજ આવી છે. ”

એટલામાં વિનય ત્યાં આવ્યો અને સુચરિતાને ઉદ્દેશીને બોલ્યો:

“ ચોર એકવાર સપડાઇ જાય એટલે તેણે ચતુર્ભુજ થઇ પરોણાગત ચાખવીજ જોઇએ. તે પ્રમાણે આજે તું અમારા પંઝામાં સપડાઇ એટલે તારે પણ બધું સહન કરવું પડશે. હવે કયાં ન્હાસી જવાની છે ? આજ સુધી હું તને ઓળખતો હતો પણ આજના જેમ તને ફસાવવાની જાળ કોઇ દહાડો પથરાઇ ન્હોતી. આજે તો તું આબાદ સપડાઈ !—”

આનંદમયી હસીને બોલી !

“ વિનય ! તારી વાક્ચાતુરી હમણા રહેવા દે. ”

વિનય બોલ્યો:

“ હું ગુણગ્રાહી છું. અકૃતજ્ઞ નથી તેની આ સાબીતી.—”

સુચરિતા બોલી:

“ એમાં તમે તમારા સારાપણાનો મને આજે પરિચય કરાવી દીધો. ”

વિનય બોલ્યોઃ

"તમે ગમે તેમ બોલો. પણ આજ સુધી મારી દિશાભૂલ થઇ હતી. તો પણ કોઈ બાબતપર આવવામાં જ્યારે મુશ્કેલી પડતી ત્યારે એક વાર પણ માતાજી પાસે હું આવી જતો. મેં તમારી શક્તિની મારા મનમાં ખાત્રી કરીજ લીધી હતી. પણ પ્રત્યક્ષ વ્યક્તિને જોવા માટે આજે અહિં આવ્યો. આવતાંજ કોણ જાણે કેમ એકદમ ચકિત થઇ ગયો. મારા જીવનનું સાર્થક થયું. માતાજી રાતના મારૂં જીવન ચરિત્ર લખી કાઢે તો હું સ્હવારે મરવાને તૈયાર છું."

"વિનય ! તું તો ભાઇ, બહુજ બોલકો થઇ ગયો છે."

ગોરા બોલ્યોઃ

"વિનય ! તારા માબાપે બહુ વિચાર કરીને તારૂં નામ વિનય રાખ્યું હોય એમ લાગે છે."

વિનય બોલ્યોઃ

"મને લાગે છે કે મારામાં બીજો કોઇ ગુણ ન જણાવાથી મને એ નામ મળ્યું હશે. પણ એ નામ સાર્થક ન હોત તો મારૂં જીવન સંસારમાં કેટલું હાસ્યસ્પદ થયું હોત તેની કલ્પના પણ આવવાની નથી."

આવી જાતની વાતચીતમાં બન્નેમાંથી શરમનો પડદો આપોઆપ દૂર થતો હતો.

સુચરિતાએ જતાં જતાં વિનયને કહ્યુંઃ

"તમે એકાદવાર ફરી મારે ઘેર આવી જાઓ તો સારૂં."

સુચરિતાએ વિનયને બોલાવ્યો અને પોતાનેજ કેમ નહિ બોલાવ્યો તેનું કારણ ગોરાને જણાયું નહિ. વિનય પોતાની ચતુરાઇથી કોઇ પણ સરલ અગર મુશ્કેલ બાબતમાં રસ લેતો થઇ જાય છે. પણ ગોરા પાસે એ કળા નહોતી. આજસૂધી આવી ક્ષુલ્લક વાત માટે ગોરાને કદિ પણ ખરાબ લાગ્યું નહોતું; પણ આજની સ્થિતિ નીરાળીજ હતી. આજે ગોરાના અંતઃકરણમાં એક નવીન આકર્ષક શક્તિ જાગ્રત થઇ હતી. એનું નામ પ્રેમ !

# પ્રકરણ ૧૪ મું.

## બ્રાહ્મદીક્ષા.

આજે સુચરિતાએ વિનયને બોલાવ્યો હતો તેનું કારણ વિનય જાણતો હતો. તેના મનમાં આજે વિનય અને લલિતાના વિવાહ સંબંધી ભવતિ નભવતિ કરવાની ઇચ્છા હતી.

વિનયના મનમાં નિરંતર એકજ વિચાર ઘોળાતો હતો તે એ કે, "ગોરાના મનનો પ્રવાહ પોતાના તરફ કેમ વાળી લેવો?" ગોરા વિનયના હૃદયનો આરામ! તેના શિવાય વિનય જીવી કેમ શકે? વિનયના હૃદયમાં આનંદસૂર્ય ઉગે તો પણ તેનું મૂલ ગોરા પાસે હોય! એવા ગોરા સાથે–એવા પ્રેમલ સહચર સાથે વિરોધ એટલે પોતાની સાથેજ વિરોધ એવી વિનયની માન્યતા હતી.

આથી હાલમાં ગોરા અને તેની વચ્ચે જે લડાઇ હતી તે કોઇ પણ ઉપાયે તોડવી એ વિચાર વિનયના મનમાં રાત દિવસ ઘોળાતો હતો. છેવટે ગોરા સાથે મુક્ત હૃદયે વાત કરવા માટે સુચરિતા પાસેજ જવું જોઇશે, તે સિવાય આ વાત સાધ્ય થવાની નથી, એવી વિનયની ખાત્રી થઇ.

આ સમય સુધી નાના તરેહના વિચારોથી વિનયનું મસ્તક અત્યંત ઘૂમી રહ્યું હતું પણ હવે તેનો સઘળો ભાર ઉતર્યા જેવું થયું. હવે તે મનમાં ને મનમાં ગોરા સાથે વાદવિવાદ કરવા લાગ્યો. જે જે ઠેકાણે ગોરાના યુક્તિવાદનો સંભવ તેને જણાય તે તે ઠેકાણે પડાવ નાખવા માટે અને ગોરાની દલીલો કરતાં વિલક્ષણ દલીલો કરવા માટે વિનયના મનમાં હમ્મેશાં જાગ્રતિ રહેવા લાગી. તે પોતાની દલીલો સાથે ગોરાની દલીલો મનમાં સરખાવી જોતો, તેની ન્યાયબુદ્ધિથી તુલના કરતો. એમ કરતાં કરતાં તે એક વાર બોલી ઉઠયોઃ

"ગમે તે થાઓ! મારો પક્ષ સત્ય છે."

"સત્ય! સત્ય!–" એમ બોલતાં વિનયે પોતાના બન્ને હાથોએ

પોતાનું મસ્તક દાબ્યું. આ વેળા ગોરાના ભાવી આચરણુમાંના વિરોધી મતોનો ઢગલો વિનય સામે ઉભો હતો. તો પણ વિનય સત્યાભિમાની હોવાથી તેણે વિરોધી મતોની વિશેષ પરવા કરી નહિ. આવા પ્રકારના વિચારોથી મગજ ઘૂમાવતો ઘૂમાવતો તે બીજે પહોરે સુચરિતાને ઘેર ગયો.

આ વેળા હરિમોહિની રસોઇ કરતી હતી. તેની સામે દરવાજામાં ઉભો રહી 'એક પથિક બ્રાહ્મણુ જમવા આવવાનો છે.' એમ કહી વિનય આગળ ચાલતો થયો. સુચરિતા સોઇદોરો લઇ સીવતી હતી તે વિનયને જોતાં વાર બોલી:

"આમ જુઓ. વિનયબાબુ! અંતઃકરણુ જો તદ્દન નિર્વીકાર હોય તો બહારની પ્રતિકૂળ પરિસ્થિતિની તે પર કાંઇ પણુ અસર ન થાય એ વાત ખરી છે છે ને ?"

"એટલે? તમારા બોલવાનો ભાવાર્થ હું સમજ્યો નથી. સ્પષ્ટ બોલો."

"મારૂં કહેવું એ છે કે તમારૂં મન જો નિષ્પાપ હોય તો કોઇ પણુ પગલું લેતાં સમાજના ભયથી ડરવાની તમારે જરૂર નથી. પણુ અમારી સ્ત્રીઓની સ્થિતિ તેવી નથી! આ જુઓને! લલિતા બ્રહ્મ સમાજ છોડી ગઇ તો આખી સમાજ તેને વરૂની પેઠે પીંખી ખાય છે. પણુ તમે તમારી સમાજનો ત્યાગ કરો તો આવો ખળભળાટ થવાનો સંભવ ઘણો ઓછો છે. એનું કારણુ એ કે અમારી સમાજ ધર્મ પર પ્રતિષ્ઠિત થયલી છે પણુ તમારાં સમાજબંધનો એટલા ધાર્મિક સ્વરૂપનાં નથી."

"ધર્મ એ વ્યક્તિ માત્રનો પ્રશ્ન છે. તે કોઇ પણુ એક સમાજને વળગીને બેસી રહ્યો છે એ ભાવનાજ સાવ ભૂલભરી છે." એવા અનેક તર્કો પુનઃ વિનયના મનમાં ઘોળાવા લાગ્યા.

એટલામાં સતીશ હાથમાં એક પત્ર અને એક અંગ્રેજી કાગળ લઇ અંદર આવ્યો અને વિનયને જોતાંજ મ્હોટે સ્વરે બોલ્યો:

" શાબાશ ! વિનયબાબુ ! આજે તો પકડાયા ને ? "

વાત વાતમાં વિનય અને સતીશની વાત રસ પર ચઢી. એટલામાં સુચરિતાએ સતીશના હાથમાંની લલિતાએ મોકલેલી ચીઠ્ઠી લઇ વાંચવા માંડી, પછી અંગ્રેજી કાગળ તેણે ઉઘાડી જોયો. તે એક પેપરનો તાજો અંક હતો.

તે પેપર બ્રહ્મસમાજનું હતું. તેમાં નીચે મુજબ છાપેલું હતું:

" એક બ્રહ્મસમાજી કન્યા સાથે એક હિંદુસમાજી યુવાનના લગ્ન થવાનું નક્કી થયું હતું પણ તે યુવાનની અસંમતિથી આ અનર્થ થતો અનાયાસે અટકયો છે. આ હિંદુ યુવકની ધર્મનિષ્ઠા સાથે બ્રહ્મસમાજની નિષ્ઠાની તુલના કરીએ તો બ્રહ્મસમાજની અધોગતિ થાય છે એમ ખેદસહ કહેવું પડે છે. આવા પ્રકારોથી બ્રહ્મસમાજની શોચનીય દુર્બલતા સ્પષ્ટ થાય છે. "

સુચરિતા મનમાં બોલી:

" ગમે તેમ થાય પણ વિનય સાથે લલિતાનાં લગ્ન થવાંજ જોઇએ. પણ આમાં જણાવવા પ્રમાણે વિનયનું મન બદલાયું તો હોય નહિ ને ? " સુચરિતાએ ચીઠ્ઠી લખી લલિતાને પોતાને ઘેર બોલાવી હતી. તેમાં વિનય અહિં આવેલો છે એ બીના લખી નહોતી.

સતીશને નિશાળે જવાનું હતું તેથી તે તરત ચાલી ગયો અને સુચરિતા પણ કાંઇ કારણ બતાવી પ્રાર્થના કરવા માટે ચાલી ગઇ.

વિનયના મનમાંનું વિચારોનું વાદળું જરા શાન્ત થયા પછી તેને લલિતા નેત્રો સામે જણાવા લાગી. આ વેળા નવ સાડા નવનો સુમાર હતો. ગલીમાં માણુસોનો પગરવ નહોતો. નજીકજ સુચરિતાના ટેબલપર એક નાનું ઘડિયાળ ટીક ટીક કરી પોતાના આયુષ્યની પળો ગણતું હતું. તે સર્વ પરિસ્થિતિ, યૌવનની નીર નીરાળી સ્મૃતિ, સિનેમાના ચિત્રો પેઠે નેત્ર સામેથી પસાર થનારાં નવીન દૃશ્યો અને તે સુંદર જગ્યા આદિએ વિનયનું મન આકૃષ્ટ કરી લીધું હતું. ચોરી

બાજુના સુસજ્જિત દાલાન અને શૃંગારેલી ઓરડીઓ જાણે તેની સાથે વાત કરતી હોયની તેવી લાગતી હતી. સામેના સુંદર ટેબલપર સુંદર વાંચનીય પુસ્તકો, બાજુમાં વ્યવસ્થાપૂર્વક મૂકેલાં સુંદર શીવણકામો, પગ પાસે પાથરેલું સુંદર મૃગચર્મ ઇત્યાદિ નયનમનોહર દેખાવ જોઇને વિનયનું અંતઃકરણ કોઇ અગમ્ય ગૂઢ ભાવથી ભરાઇ ગયું. તેને લાગ્યું કે આ ઘરમાં એક સુંદર રહસ્ય છૂપાઇ રહેલુંછે. આ કલ્પના આવતાંજ તે પોતાને એ રહસ્ય જણાય છે કે નહિ તે જાણવાને ચારેબાજુએ જોવા લાગ્યો એટલામાં તેને એક જુનો વિચાર યાદ આવ્યો. તેણે પરેશબાબુને મ્હોડે સાંભળ્યું હતુંઃ " સુચરિતા મને કહેતી હતી કે લલિતાના મનમાં તમારે માટે પૂજ્ય ભાવ છે. " થયું. હવે વિનય આજ વિચારને મૂર્ત સ્વરૂપ આપી પોતાના હૃદયની તૃપ્તિ કરવા લાગ્યો. તેના મનમાં એક અચિંતનીય વેદના એકાદ કરૂણરસ પર્ય-વસાયી રાગિણી પેઠે તેને સતાવી રહી હતી.

આ વિચારમાં વિનય તદ્દન લીન થઈ ગયો હતો એટલામાં હરિમોહિની તેની પાસે આવીને બોલીઃ

" વિનય ! જરા ખાશો કે નહિ ? "

" નહિ. મને ભૂખ નથી. " વિનય બોલ્યો.

વિનયની વિમનસ્ક સ્થિતિ જોઇ હરિમોહિની સ્વસ્થ બેઠી. જ્યાં સુધી હરિમોહિની પરેશબાબુના ઘરની પાસેજ રહેતી હતી ત્યાં સૂધી વિનય તેની પાસે વારંવાર આવતો જતો અને તેના મનમાં જાણે કે તેની આપ્તસ્નેહી હોય એવી લાગણી પણ જન્મી હતી. પણ સુચરિતાને લઇ હરિમોહિની બીજા ઘરમાં રહેવા ગઇ તે વિનયને રૂચ્યું નહિ. આજ કાલ સુચરિતા પોતાના સઘળા આચાર વિચાર હરિમોહિની જેવાજ રાખી તેનાજ તંત્ર પ્રમાણે ચાલતી હતી. એ પણ વિનયને અનુકુળ આવ્યું નહિ. વિનય બ્રહ્મસમાજી નથી. તે હરિમોહિની જાણતી હતી પણ તે સાથે તેનામાં હિંદુત્વનું સુદ્દલ અભિમાન નથી એવો નિશ્ચિત મત હરિમોહિનીએ બાંધી દીધો હતો. એટલા માટેજ તેણે આજે

વિનયને ખાવા માટે વિશેષ આગ્રહ કીધો નહિ.

હરિમોહિનીએ મનમાં કંઇ નિશ્ચય કરી વિનયને પૂછ્યું:

" વિનય ! તમે તો બ્રાહ્મણના છોકરા ! છતાં તમે સંધ્યાઅર્ચન કંઇ કરતા નથી તેનું કારણ ?

વિનય બોલ્યો:

" માશી ! હું સંધ્યા કરવાનું ભૂલી ગયો છું. "

હરિમોહિની બોલ્યાં:

" પરેશબાબુ પણ ખુબ ભણેલા છે પણ તેમણે કંઇ આન્હિક કર્મ છોડી દીધું નથી. "

વિનય બોલ્યો:

" માશી ! સંધ્યા કર્મ પોપટની પેઠે ગાયત્રી મંત્ર બબડી જવાથી થતું નથી. ઉપર ઉપરથી પટપટારો કરવામાં જો કાંઇ સત્ય હોત તો મેં આનંદપૂર્વક એ કામ કર્યું હોત—"

હરિમોહિની કંઇક તીવ્ર સ્વરે બોલી:

" ઠીક છે. ત્યારે તો બાપદાદાના મત પ્રમાણે ચાલવાનું તેમના નામનું અભિમાન રાખવાનું કંઇજ પ્રયોજન તમને નહિ જણાતુ હોય. વિનયબાબુ ! તમારૂં આ તર્કશાસ્ત્ર તમને યોગ્ય લાગે છે કે ? મનુષ્યમાં ધર્મનું વાસ્તવ્ય જાગૃત સ્વરૂપમાં હોવુંજ જોઇએ. પણ તમે તો રામ નથી ને ગંગાએ નથી એવું શબ્દપાંડિત્ય બતાવો છો તે પરથી શું સમજવું ?

આ પળે લલિતા ત્યાં આવી અને વિનયને ત્યાં જોઈ ચમકેલી જણાઇ. તેણે હરિમોહિનીને પૂછ્યું:

" બહેન કયાં છે ? "

હરિમોહિની બોલી:

" રાધારાણી સ્નાન કરવા ગઇ છે. "

લલિતા કાંઇ પણ બોલવાના ઉદ્દેશથી બોલી:

" બહેને મને બોલાવવા માણસ મોકલ્યો હતો. "

"થોડીવાર બેસ. હમણાં આવશે."

લલિતા માટે હરિમોહિનીનો મત સારો ન્હોતો. આ બાજુ તેણે સુચરિતાને પોતાના પંથમાં મેળવી દીધી હતી. પરેશબાબુની કન્યા અગાઉની પેઠે સુચરિતાને મળવા વારંવાર ન આવે તો તેથી હરિમોહિનીને આનંદ થતો. પણ લલિતા વારંવાર આવતી જતી તે તેનાથી સહન થતું નહિ. જ્યારે પણ લલિતા આવતી ત્યારે તેની સાથે વાત કરવાનો વખત સુચરિતાને ન મળે તે માટે હરિમોહિની તેને કંઇ કામે વળગાડી દેતી અથવા કોઇને બોલાવવાને મોકલતી. કોઇકવાર " આજકાલ સુચરિતાનો વખત ગપ્પાં મારવામાંજ ચાલ્યો જાય છે અને અભ્યાસ તો વા ખાતોજ રહે છે" એવું મ્હેણું મારતી. આ મ્હેણું સાંભળી સુચરિતા વાંચવા બેસતી તો " બૈરાંઓને એટલાં બધાં શિક્ષણની શી જરૂર છે ? હવે વધુ ભણવાની જરૂર નથી' એમ પણ તેજ બોલતી. આવી રીતે સુચરિતા સંપૂર્ણપણે આજ્ઞાધિન રહે માટે કોઇ વાર તેને દોષ દેવો, કોઇ વાર તેના અભ્યાસને દોષ દેવો અને તેની સખાઓ પર ગુસ્સો કાઢવો, એવી હરિમોહિનીને ટેવ પડી ગઇ હતી.

લલિતા અને વિનય એકલાં વાત કરતાં એક સ્થળે બેસે એવું જોવાની હરિમોહિનીની લેશ માત્ર ઇચ્છા નહોતી. એ વિચારજ તેને બળવાખોર જણાતો. તેણે ગુસ્સાના આવેશમાંજ લલિતાને 'બેસ' કહી દીધું. લલિતા અને વિનય વચ્ચે એક પ્રકારનો રહસ્યમય સંબંધ છે તેની તેને ખબર હતી અને તે તેને બીલકુલ પસંદ નહોતું. તે વિનયને વારંવાર કળકળીને કહેતી: " લલિતામાં આચાર નથી, વિચાર નથી. ખ્રિસ્તીઓ અને આ બ્રહ્મસમાજીઓ સરખાજ ! તેની સાથે લગ્ન કરી તમે તમારો ધર્મ ડૂબાવશો કે વિનયબાબુ ? એમ કરવું સારૂં નથી. આ બ્રહ્મસમાજીની છોકરીને જાત નહિ–ધરમ નહિ–કંઇ નહિ—"

લલિતાને અંદર આવેલી જોઇ વિનયના મનમાં તાલાવેલી થવા લાગી. વિનય લલિતાને જોતો કે બધું ભાન ભુલી જતો. લલિતા

સાથે તેના લગ્ન થવાની વાત સર્વતોમુખી થવા પછી તો તે લલિતાને જોઇ સંયમ જાળવી શક્તોજ નહિ. ઉભયના અંતરમાં એક પ્રકારનો પ્રબલ પ્રવાહ વહેતો થયો હતો.

ત્યાં વિનયને બેઠેલો જોઇ લલિતા પણ અત્યંત ક્રોધિત થઈ. તેને લાગ્યું કે "મારા અને વિનયબાબુના સંબંધનું દઢીકરણ કરવા માટે આ દાવ રચવામાં આવ્યો હોવો જોઇએ અને સુચરિતાએ એટલા માટેજ નિમંત્રણ મોકલ્યું હશે."

તે હરિમોહિનીને ઉદ્દેશી બોલી:

"બહેનને કહેજો. મને વખત નથી. હું જાઉં છું. જોઇશે તો કોઇવાર આવીશ. પણ હમણાં તો જાઉં છું."

લલિતાના સળગતા અંતરમાંથી નીકળેલી આ જવાલા વિનયથી અગોચર રહી શકી નહિ. તેણે કેટલાક દિવસમાં લલિતાના વદનને આજના સ્વરૂપમાં જોયું ન્હોતું. પૂર્વે એક વખત લલિતાએ વિનયની બાબતમાં ચંદ્રિકાનો અવતાર ધારણ કર્યો હતો; પણ તે સંશયનો ડુંગર આપોઆપ નષ્ટ થઇ જવા છતાં લલિતા સંતાપગ્રસ્ત કેમ? વિનયને સ્વમાનની બહુજ પરવા હતી, તે પોતાની માન્યતા માટે કોઇવાર જીવ આપવા પણ તૈયાર થઇ જતો. પૂર્વે લલિતાએ તેને ગોરાના પ્રકાશથી ચમકતા ઉપગૃહની ઉપમા આપી તેની ખુબ અવજ્ઞા કરી હતી તે વાતની સ્મૃતિ પણ હજુ તેના મગજમાં તાજી હતી, આ વાતની જ્યારે જ્યારે તેને સ્મૃતિ થતી ત્યારે તેનું મન અત્યંત અશાંત થઇ જતું. વિનય કર્ત્તવ્યનું સ્મરણ રાખીને ચાલનારો માણસ હતો પણ તેનું વિચારપૂર્ણ વર્તન લલિતાની નજરે બીરૂતા જેવું જણાતું. લલિતાનો જાતિસ્વભાવ વીજળી જેવો હોવાથી તે વિનયનાપર સારી છાપ બેસાડતી, તેની અખંડ વાક્પંડિતતા સામે વિનયના મુખમાંથી શબ્દો નીકળી શકતા નહિ.

આજે બ્રહ્મસમાજ તરફથી નીકળેલું વતપત્ર તેણે વાંચ્યું હતું, તેમાંનાં કેટલાંક ઉપયોગી વાક્યો નીચે પેન્સીલથી નીશાન કરવામાં

આવેલી જણાઇ. તે પરથી લલિતાએ પણ તે ભાગ વાંચ્યો હશે એવી તેની ખાત્રી થઇ. તે લેખમાં 'પતિપત્નિને બે બોલ' એ મથાળા નીચે બોધ આપવામાં આવ્યો હતો. લેખ વિનય અને લલિતાને ઉદ્દેશીનેજ લખાયલો હતો એમ વિનય સમજી શક્યો. બ્રહ્મસમાજમાં દરરોજ લલિતાનું કેવું ભયંકર અપમાન થાય છે તે વિનય સારી પેઠે જાણતો હતો. પોતે ફક્ત લલિતાનો પક્ષ લેવાનું છોડી દઇ તટસ્થ વૃત્તિ સ્વીકારી છે, તે માટે તેને વિષાદની લાગણી થતી હતી. લલિતા જેવી તેજસ્વી બાલા પાસે વિનય જેવા સાત્વિકવૃત્તિના યુવાનનું તેજ કેમ પડે? પણ લલિતા સ્ત્રી હોવા છતાં આવું સાહસ કરે છે તે જોઇ વિનયને શરમ આવતી હતી.

સુચરિતા સ્નાન વિગેરે કર્મથી નિવૃત થઇ, સતીશને નિશાળે મોકલી પાછી આવી. ત્યારે પણ વિનય ગંભીર ચહેરે બેસી રહ્યો હતો. સુચરિતા તેની સાથે કંઇજ બોલી નહિ. થોડીકવાર પછી તે જમવા બેઠો ત્યારે પણ તેની મુદ્રાપર તેજ ન્હોતું તથા તેના મુખમાંથી એક પણ હર્ષસૂચક શબ્દ બહાર પડયો નહિ.

થોડીકવાર પછી હરિમોહિની બોલી: "વિનય! તું કંઇ કટ્ટો હિન્દુ નથી, તો પછી તને બ્રહ્મસમાજની દીક્ષા લેવામાં હરકત શી છે?"

વિનય મનમાં ને મનમાં કંઇક કચવાઇને બોલ્યો: "જે દિવસે હિંદુના આચાર વિચાર માટે મારા મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થશે તે દિવસે હિંદુત્વ છોડી હું જોઇશે તો ખ્રિસ્તી થઇશ, મુસલમાન થઇશ કે બ્રહ્મસમાજી થઇશ, પણ હમણાં તો હિંદુ ધર્મ માટે મારા મનમાં એવો તિરસ્કાર ઉત્પન્ન થયો નથી."

બીજી કેટલીક વાતચીત કરી તે હરિમોહિનીના ઘરમાંથી બહાર નીકળ્યો. તેનું મન બ્હાવરૂં બન્યું હતું. આમથી તેમ ચારે બાજુએ ધક્કા ખાઇ તે જાણે નિરાશ્રયી હોય તેમ એક સ્થલે આવી ઉભો.

"આ જંગલમાં હું શામાટે આવ્યો?" એવો વિચાર કરી તે પાછો રસ્તે ચાલવા લાગ્યો. થોડીકવારે તે એક તળાવને કાંઠે આવી

બેઠો. તેનું મન ગોરા સાથે વિવાદ કરવાની તૈયારીમાં ગૂંથાયલું હતું, પણ હવે તેનું મન જૂદીજ દિશાએ વળ્યું. તે ફક્ત પોતાનાજ વિચારોમાં તલ્લીન થઇ ગયો હતો.

ક્રમે ક્રમે સૂર્ય અસ્ત પામ્યો અને જ્યાં તેનાં સોનેરી કિરણો ક્રીડા કરતાં હતાં ત્યાંજ અંધકારનું સામ્રાજ્ય ઝામવા લાગ્યું. વિનય કિનારેથી ઉઠયો અને રસ્તે પડયો. તે થોડેક ચાલ્યો એટલામાં દૂરથી "વિનયબાબુ–વિનયબાબુ" એવા શબ્દો તેના કાને અથડાયા. તેણે પાછળ જોયું તો સતીશ જણાયો. સતીશ તરત તેની પાસે દોડી આવ્યો અને તેનો જમણો હાથ પકડી ઉભો. તે દિવસે શનીવાર હોવાથી સતીશને એક વેળાની છુટ્ટી હતી.

સતીશ બોલ્યોઃ

"વિનયબાબુ! અમારે ત્યાં ચાલો."

"હમણાં શી રીતે આવું, સતીશ?"

"કેમ નહિ આવો?"

"હું ઘડી ઘડીએ તારે ત્યાં આવું તે તારા ઘરના માણસોને ગમશે?"

સતીશ વિનયના બોલવા તરફ દુર્લક્ષ કરી બોલ્યોઃ

"કાંઇ હરકત નહિ. તમે તમારે ચાલો."

સતીશના ઘરનાં માણસો વિનય સાથે કેવી રીતે વર્તતાં હતાં તેની કલ્પના પણ કોમલ હૃદયી નિર્દોષ સતીશને ન્હોતી. સતીશના મનની આવી પવિત્રતા જોઇ વિનયને કૌતુક ઉપજ્યું. તેને પરેશબાબુને ઘેર વારંવાર જવું એમ પણ સતીશને લીધે લાગ્યું. બિચારો નિષ્પાપ સતીશ! તેને વિનયના મનમાં સળગતી ચિંતાની જ્વાલા શી રીતે જણાય? તે પોતાના હમ્મેશના સ્વભાવ પ્રમાણે વિનયને આગ્રહ કરવા લાગ્યો. ત્યારે વિનય બોલ્યોઃ

"ચાલ, ભાઇ, સતીશ! હું તને ઘેરે મૂકવા આવું." સતીશના પ્રેમાલ અંતઃકરણમાં લલિતા અને સુચરિતા માટે જે અકૃત્રિમ પ્રેમ

વસતો હતો તેનું સ્પર્શ સુખ અનુભવવા માટે વિનયે સતીશને હૃદય સરસો ચાંપ્યો.

રસ્તાપર સતીશનો લવારો શરૂજ હતો. વિનયના કાનોને તે અમૃત કરતાં પણ વધારે મીઠો લાગતો હતો. સતીશની અમી ભરી વાણી સાંભળવાથી થતા આનંદના આવેશમાં વિનય પોતાના મનના ખેદકારક વિચારો બિલકૂલ ભુલી ગયો.

સુચરિતાને ઘર જવાનો રસ્તો પરેશબાબુના ઘર પાસેથીજ હતો. રસ્તાપર ઉભા રહી પરેશબાબુના ઘરમાં કોઇ જુએ તો બધું દેખાય તેમ હતું. આ હમ્મેશનાં પ્રિય ઠેકાણાપર આવવા પછી અંદર ડોકિયું કરીને જોવાનો મોહ વિનય મારી શક્યો નહિ. પરેશબાબુ એક ખુરશીપર બેઠા હતા અને તેની પાસેની એક બીજી ખુરશીપર લલિતા એક વિદ્યાર્થિની પેઠે નમ્રપણે બેઠી હતી. બન્ને તદ્દન મૌન હતાં.

સુચરિતાને ઘેરથી આવ્યા પછી લલિતાનું મસ્તક ઘણું ભમી ગયું હતું. તે એટલે સૂધી કે તેનું માથું દુઃખવા લાગ્યું અને તે વેદના અસહ્ય થઇ પડી. હવે તે પર કોઇ દવા અસર કરે એમ નથી એમ જણાવાથી તે પરેશબાબુના નિવાસમાં આવી. કોઇપણ કારણથી મનને અતિશય ત્રાસ થાય અથવા ભયંકર અસ્વસ્થતા અનુભવાય ત્યારે પરેશબાબુ પાસે જઇ બેસવાની લલિતાને ટેવ હતી. આવી વખતે તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નહિ.

તેને પરેશબાબુએ પૂછ્યુંઃ

"કેમ, શું છે લલિતા ?"

લલિતા બોલીઃ

"કંઇ નથી, બાપા ! આ તમારી ખોલીમાં શીતલતા ઘણી છે."

લલિતા હતાશ હૃદયે ત્યાં આવી છે એ તેના વદનપરથી પરેશબાબુ તત્કાલ જાણી ગયા હતા. તે જોઇ તેમને પણ દુઃખ થવા લાગ્યું.

પિતા પુત્રીની આવી ચિંતાગ્રસ્ત મુદ્રા જોઇ વિનયના પગ

ત્યાંજ ચ્હોંટી ગયા જેવું થયું આ વેળા સતીશ શું બોલતો હતો તે તરફ તેનું લક્ષ ન્હોતું. સતીશ તેને પુનઃ પુનઃ યુદ્ધ વિષે સવાલો પુછતો હતો. "વાઘની એકાદ ટોળીને સારૂં શિક્ષણ આપી લડાઇમાં મોકલવામાં આવે તો કેવો લાભ થાય?" આ સતીશનો પ્રશ્ન હતો. તેની પ્રશ્ન પરંપરા ચાલુજ હતી પણ વિનયનું ધ્યાન લલિતા તરફ હતું એટલે તેને જવાબ કોણ આપે? છેવટે કંટાળી સતીશે એકવાર વિનયના મુખ તરફ જોયું તો તેની નજર પરેશબાબુની પાસે બેઠેલી લલિતાપર ચ્હોંટેલી જણાઇ. તુરતજ તે મ્હોટે સ્વરે બોલી પડયો:

"લલિબ્હેન! લલિબ્હેન! આમ જો. હું વિનયબાબુને અરધે રસ્તેથી આપણે ઘેર બોલાવી લાવ્યો."

સતીશના બોલ સાંભળી વિનયને હસવું આવ્યું અને જરા શરમ પણ ઉપજી. વિનયનું નામ નીકળતાંવાર લલિતાએ એકવાર પાછું ફરી જોયું અને તુરતજ તે ખુરશીપરથી ઉઠી ઉભી થઇ. આ વેળા બધાંય મુઝાઇ ગયાં હોય તેવાં જણાયાં.

તરતજ વિનય પરેશબાબુના ઘરનાં પગથિયાં ચઢી અંદર ગયો. તે જોઇ લલિતા ઉઠી અંદર ચાલી ગઇ.

"આ બધા મને લુટારા જેવો ગણી ડરે છે એનું કારણ શું?" એવા વિચારથી શરમાઇ તે નજીકની એક ખુરશીપર બેઠો.

ખબર અંતર પૂછાઇ રહ્યા પછી વિનયે પરેશબાબુને કહ્યું:

"આજકાલ હિંદુધર્મપરથી મારી શ્રદ્ધા ઉડતી જાય છે. હું દિવસે દિવસે હિંદુધર્મની મર્યાદા છોડતો જાઉં છું. હવે બ્રહ્મસમાજની દીક્ષા લઇ તે પ્રમાણે વર્તવાનું મારૂં કર્ત્તવ્ય છે એવું ભાન મારા મનમાં થયું છે. હું આપની પાસે બ્રહ્મસમાજની દીક્ષા લેવાનો છું."

પંદર મિનિટ પહેલાં આ વિચારની કલ્પના પણ વિનયના મનમાં ન્હોતી. એકાએક તેના મનમાં ઉભરો આવ્યો. પરેશબાબુ કિંચિતકાલ વિચાર કરી બોલ્યા:

"ઠીક છે. મારી ના નથી. પણ તમે આ વાતનો પૂરો વિચાર કર્યો છે કે?"

વિનય બોલ્યો:

"એમાં વિચાર કરવા જેવું શું છે? ન્યાયાન્યાયની બાબતમાં વિચાર કરવાની કે ડરીડરીને ચાલવાની જરૂર છે. આ વાત તો તદન સાધારણ છે. મેં આજસુધીમાં જે શિક્ષણ સંપાદન કર્યું છે તેણે મારા મન પર આચાર વિચાર એજ અનુલ્લંઘનીય ધર્મ એવા સંસ્કાર પાડયા નથી અને હવે મારા મનનો પ્રવાહ તે દિશાએ વહેતો નથી. આવી ખાસ પરિસ્થિતિને લીધે જ મને વ્યવહારમાં ડગલે પગલે ઠોકરો ખાવી પડી હતી. હું આજસુધી અધોગતિને વળગી રહ્યો હતો તે માટે હવે મને શરમ લાગે છે. મારે હાથે અક્ષમ્ય અપરાધ થયો છે તે વિષે મને જરાપણ શંકા રહી નથી. પણ હવે ગઇ વાતની યાદ કરી પશ્ચાતાપ કરતા બેસી રહેવા કરતાં મારા અન્યાયનું નિરસન કરવા માટે બ્રહ્મસમાજની દીક્ષા લેવીજ યોગ્ય છે. નહિ તો મારૂં અંતર મને કરડી ખાશે."

ખરૂં જોતાં પરેશબાબુ આગળ આટલા વાક્ પાંડિત્યની કાંઇ આવશ્યકતા ન્હોતી. પણ વિનય યેનકેન પ્રકારેણ પોતાનું અંતર હલકું કરવા માગતો હતો. તેમ તેણે કર્યું. તે એકલો જ ન્યાયાન્યાયના ઘનઘોર સંગ્રામમાં સપડાયો હતો. અંતે ન્યાયનો જય થયો અને વિનય મુક્ત થયો. આ નૂતન ભાવનાથી વિનયનું મસ્તક જરા શાંત થયું.

પરેશબાબુ બોલ્યા:

"ત્યારે ધર્મ મત સંબંધમાં બ્રહ્મસમાજમાં તમારી એકવાક્યતા છે એમ?"

વિનય ક્ષણભર સ્તબ્ધ રહી બોલ્યો:

"હું તમને ખરૂં કહું છું કે આજ સુધી મારા અંતઃકરણમાં ધર્મશ્રદ્ધા છે, એ લાગણીથી મેં અનેક માણસો સાથે વિતંડાવાદ કર્યો હતો; પણ ખરૂં જોતાં મારા અંતઃકરણમાં ધર્મશ્રદ્ધાનો વિકાસ થયેલો નથી.

ધર્મથી મારા હૃદયમાં સત્યનો સૂર્ય ઉગ્યો નથી અગર તે પર મારો વિ-શ્વાસ બેઠો નથી. આજ સુધીનું મારૂં આયુષ્ય ધર્મ શબ્દની સૂક્ષ્મ વ્યાખ્યા કરવામાં—ધર્મની શાબ્દિક કલ્પના કરવામાં વહી ગયું પણ સત્ય ધર્મ કયો અને અસત્ય કયો તેનો ભેદ હું સમજી શક્યો નહિ. જે ધર્મ સત્ય-પણાનો દાવો કરી મને હરાવે તે સત્ય ધર્મ એવી આજ સુધી મારી માન્યતા હતી અને મેં તે જ પ્રમાણે મારો જીવનક્રમ રાખ્યો હતો. પણ એ ધર્મ શ્રદ્ધાની ઇમારત અહંકારના પાયા પર બંધાઇ હતી. હવેથી આત્માના અવાજ પ્રમાણે વર્તવાનો મેં નિશ્ચય કર્યો છે.''

પરેશબાબુ સાથે બોલતા બોલતા વિનયના હૃદયના બધા વિચારો મુક્ત રીતે બહાર નીકળવા લાગ્યા. ઘણા દિવસ સુધી વાદવિવાદમાં અથડાતા અથડાતા આજે સત્યની ભાળ લાગી એવું તેને લાગતું હતું.

વિનયની મનઃસ્થિતિ પરેશબાબુ સ્પષ્ટપણે જોઇ શક્યા હતા છતાં તેમણે તેને કેટલાક દિવસ વિચાર કરી નિશ્ચય કરવાની સલાહ આપી. તે પરથી તેમને પોતાની દૃઢ પ્રતિજ્ઞા માટે હજુ પણ સંશય લાગે છે એમ વિનયને લાગ્યું. તે સાથે તેના મનની અસ્વસ્થતા પુનઃ વધવા લાગી. હમણાં જ તેનું મન નિઃસંદિગ્ધપણાના પૂણ્યક્ષેત્રમાં આવી ઉભું રહ્યું હતું તેટલામાં આમ પાછા હઠવું—અથવા તેની માનસિક પ્રગતિ પરેશ-બાબુને કેમ જણાઇ નહિ—તે માટે વિનયને અજાયબી ઉપજી. પણ તે તે વેળા શું બોલે ? બન્ને તદ્દન મૌન બેઠા હતા. તેમની વચ્ચે લલિતાના લગ્ન સંબંધી જરા પણ વાત થઇ નહિ.

એટલામાં વરદાસુંદરી બધું ઘર કામ આટોપી ત્યાં આવી. વિ-નય અંદર બેઠો છે એ તે જાણતી ન્હોતી એટલે તે ઉતાવળી ઉતાવળી બહાર જવાની તૈયારીમાં હતી. વિનયને લાગ્યું કે પરેશબાબુ વરદાસું-દરીને બોલાવી બધી વાત કહેશે. પણ પરેશબાબુએ તેમ કર્યું નહિ. વસ્તુતઃ આ વાત ત્રીજી વ્યક્તિને કહેવા જેવો સમય હજુ આવ્યો ન્હોતો એવો તેમનો મત હતો. પણ વરદાસુંદરી વિનય તરફ તિરસ્કૃત દૃષ્ટિએ જોઇ બબડતી ફફડતી જવા લાગી તે વિનયથી સહન થયું નહિ.

તે તેના ચરણુપર મસ્તક મકી નમ્ર સ્વરે બોલ્યો:

"હું બ્રહ્મસમાજની દિક્ષા લેવા તમારી પાસે આવ્યો છું. હું તમારી કૃપાને પાત્ર નથી. તો પણ તમારે મારા ઉપર એટલી કૃપા કરવી જ જોઇએ એવી મારી વિનંતી છે."

વિનયના મુખમાંથી આ શબ્દો સાંભળી વરદાસુંદરી આશ્ચર્ય ચકિત થઇ અને વિનયની સામેની ખુરશી પર બેસી પરેશબાબુ તરફ જીજ્ઞાસાપૂર્વક જોઇ રહી.

પરેશબાબૂ બોલ્યા:

" વિનયબાબુ સમાજની દીક્ષા લેવાની વિનંતિ કરે છે."

પરેશબાબુના શબ્દો સાંભળી વરદાસુંદરી આનંદિત થઇ પણ તેને પૂરતો સંતોષ થયો નહિ.

પરેશબાબુનો એકાન્તપ્રિય સ્વભાવ તેને ગમતો ન્હોતો અને વિનય પર પરેશબાબુની ભારી લાગવગ છે એવી તેની માન્યતા હતી. તે ગંભીર મુખ કરીને બોલી:

" જો આ દીક્ષાની વાત કેટલાક દહાડા પહેલાં મારે કાને પડી હોત તો સમાજ તરફથી આટલો ત્રાસ અને અપમાન વેઠવાની તો જરૂર ન પડત! પણ બ્રહ્માના લેખ ભૂંસાતા નથી એમ કહેવાય છે તે ખોટું નથી."

પરેશબાબુ બોલ્યા:

"હવે આપણું દુઃખ–કષ્ટ–અપમાન બધું નષ્ટ થઇ ગયું; કારણ કે હવે વિનય પોતાની મરજીથી દીક્ષા લેવા તૈયાર થયો છે."

"શું આ ખરૂં છે?" વરદાસુંદરીએ પૂછ્યું.

"આજ સુધી જે કષ્ટ અને અપમાન તમને વેઠવાં પડયાં તે મનેજ વેઠવાં પડયાં છે એમ હું માનું છું." વિનય બોલ્યો.

પરેશબાબુ બોલ્યા:

"વિનયબાબુ! તમે હજુ જરા વધુવાર વિચાર કરો. કારણ કે આવી બાબતમાં મેં અનેકવાર ઠોકરો ખાધી છે. તેથી કહું છું કે

કોઇ પણ વાત મૂર્ત સ્વરૂપમાં આવ્યા વિના તેનું પડઘમ વગાડવું નહિ."

વરદાસુંદરી બોલીઃ

"તે ખરૂં. પણ આટલું કરી અમે બધાને જાળમાં ફસાવી તમે સ્વસ્થ બેસો એ સારૂં કામ નથી."

પરેશબાબુ બોલ્યાઃ

"અને હવે ઉતાવળ કરવી એટલે આપણે જાળમાં ફસી પડ્યા છીએ, તે જાળીને વધુ ગાંઠ મારવા, બરાબર છે. કંઇ પણ કરવા કરતાં કંઇજ ન કરવું એ ઘણીવાર કર્ત્તવ્ય ગણાય છે."

વરદાસુંદરી બોલીઃ

"અમે આગળ પાછળની વાત શું જાણીએ ? હવે એ વાત રહેવા દો. મને ઘણાં કામ છે. હું જાઉં છું."

વિનય બોલ્યોઃ

"આવતા રવિવારેજ હું દીક્ષા લેવા તૈયાર છું. હવે જો પરેશબાબુ—"

પરેશબાબુ બોલ્યાઃ

"નહિ. હું બાબતમાં માથું મારી શકીશ નહિ. તમે બ્રહ્મ-સમાજના મંત્રી પાસે જાવ અને તેમને સઘળી વાત નિવેદન કરો."

પરેશબાબુના શબ્દો સાંભળી વિનયનું મન સંકુચિત થયું. બ્રહ્મ-સમાજ પાસે પોતે કદિ પણ નમતા જવું નહિ એવો તેનો નિશ્ચય હતો. વિશેષતઃ લલિતા સંબંધી બ્રહ્મસમાજમાં જે નિંદા થતી હતી તેની સ્મૃતિ હજી વિનયના અંતરમાં તાજી હતી. આવી સ્થિતિમાં પોતે બ્રહ્મ-દીક્ષા લેવા તૈયાર થયો છે એ વાત સમાજના પેપરમાં પ્રગટ થાય તે તેનાથી કેમ સહન થાય ? તે પેપર ગોરા વાંચશે, આનંદમયી વાંચશે એવી અનેક કલ્પનાઓથી તેનું મન અત્યંત ઘૂમી ગયું. તે સ્વસ્થપણે મનમાં વિચાર કરવા લાગ્યો.

વિનયને ગંભીર વિચારમાં લીન થઇ ગએલો જોઇ વરદાસુંદરીને ભય ઉપજ્યો. તે બોલી :

"સમાજના માણસો સાથે એમને બનશે નહિ તે માટે મારે જ બધું કામ કરવું જોઇશે. હું આજે જ હરણબાબુને બોલાવી મગાવું છું. વખત ઘણો થોડો છે. કાલે જ રવિવાર છે—"

એટલામાં સુધીર રસ્તે જતો વરદાસુંદરીએ જોયો. તેણે તેને તરત બૂમ મારી બોલાવ્યો.

"સુધીર, કાલે રવિવારે વિનયબાબુ આપણી સમાજની દીક્ષા લેશે."

આ સાંભળી સુધીરને અત્યંત આનંદ થયો. તેને વિનય માટે અગાઉથી જ માન હતું. તેમાં તે બ્રહ્મ દીક્ષા લેવા તૈયાર થયો તે સાંભળી તેના આનંદનો પાર રહ્યો નહિ. વિનય જેવો વિદ્વાન ગૃહસ્થ બ્રહ્મસમાજમાં જોડાય તો સમાજની ઉન્નતિ અવશ્ય થશે એવી સુધીરની પાકી ખાત્રી હતી અને આ રત્ન અનાયાસે પોતાની સમાજને મળશે એ ખબરથી તે હર્ષઘેલો બની ગયો. તે બોલ્યો:

"આજના દહાડામાં શું બનશે? રવિવાર તો કાલે! એટલામાં આ વાત કોઇ જાણશે પણ નહિ."

આ મંગલ બીના આખી સમાજ જાણે એવી સુધીરની ઇચ્છા હતી. વરદાસુંદરી બોલી:

"નહિ. નહિ. ગમે તેમ થાય પણ કાલે જ વિનયબાબુ દીક્ષા લેશે. સુધીર! તું દોડતો જા અને હરણબાબુને બોલાવી લાવ."

સુધીરની સઘળી મહત્વકાંક્ષાપર વરદાસુંદરીના બોલવાથી પાણી ફરી વળ્યું. તેનો ચહેરો ઉતરી ગયો. આ બધું વિનય એકાગ્રચિત્તે જોઇ રહ્યો હતો. હરણબાબુનું નામ સાંભળી તે જવા ઉઠ્યો પણ વરદાસુંદરી તેને અટકાવીને બોલી:

"થોડી વાર બેસો. હરણબાબુ હમણાં આવશે. તેમને બહુ વાર નહિ લાગે."

વિનય બોલ્યો:

"નહિ. મને માફ કરો. મને જવા દો."

એમ કહી વિનય જવા માટે ઉભો થયો. ત્યારે પરેશબાબુ તેના ખભાપર હાથ મુકી પ્રેમાલ સ્વરે બોલ્યાઃ

" વિનયબાબુ! આટલી ઉતાવળ કરવાનું કંઇ કારણ નથી. તમે શાંત થાઓ. અને સ્થિર ચિતે એક વાર બધી વાતનો પૂર્ણ વિચાર કરો. આપણું મન શું કહે છે તે બરાબર જાણ્યા સિવાય કાંઇ પણ કામ કરવું એ ઠીક નથી. "

વરદાસુંદરી મનમાં પરેશબાબુપર ગુસ્સે થઇ બોલી:

" તમારૂં પાંડિત્ય હવે રહેવા દો. અહિં જીવ જવાનો વખત આવ્યો છે ને તમે હજુ વિચાર કરવાનું કહો છો. "

વિનય સાથે સુધીર પણ ઘરમાંથી બહાર નીકળ્યો. તેના આનંદની પરાકાષ્ટા થઇ હતી. તે આનંદાવેશમાં બોલ્યો :

" ચાલો, વિનયબાબુ ! જતાં જતાં હરણબાબુને મળીને જાવ. "

સુધીરે ઉચ્ચારેલા શબ્દો કાને પડતાંજ વિનયે સુધીરના હાથને આંચકો મારી પોતાનો હાથ છોડાવ્યો અને પોતે બીજે રસ્તે ચાલવા લાગ્યો. તે થોડેક ગયો નહિ એટલામાં અવિનાશ તેના બે મિત્રો સાથે જતો જણાયો. અવિનાશે બૂમ પાડીઃ

" અહો વિનયબાબુ ! તમે આવ્યા ? બહુ સારૂં થયું. "

વિનયે પૂછ્યું :

" તમે ક્યાં જાઓ છો ? "

અવિનાશ બોલ્યો :

" કાશીપુરના બાગમાં જાઉં છું. ત્યાં ગોરાબાબુને પ્રાયશ્ચિત દેવાની બાબતમાં નિશ્ચયપૂર્વક વિચાર કરવા માટે સભા મળનાર છે. "

વિનય બોલ્યો :

" મને ફુરસદ નથી. હું ત્યાં આવી શકીશ નહિ. "

અવિનાશ બોલ્યો :

" કેમ ? એમાં તમને વાંધા જેવું શું લાગે છે ? એમાં જો કાંઇ અર્થ ન હોત તો ગોરબાબુ આ બધી મહેનત શા માટે કરતે ?

ગોરબાબુના આ કૃત્યથી હિંદુ સમાજ જાગ્રત થશે. તેમના આ અસામાન્ય કૃત્યથી હિંદુ સમાજ અદ્યાપિ જીવંત છે તેની પણ સર્વેને ખબર પડશે."

અવિનાશે વિનયને પોતાની સાથે આવવાને પુષ્કળ આગ્રહ કર્યો પણ વિનયે તે માન્ય કર્યો નહિ. તે ઉતાવળો ઉતાવળો પોતાને રસ્તે ચાલવા લાગ્યો.

## પ્રકરણ ૧૫ મું.

### વરદાસુંદરીનો પ્રયત્ન.

વરદાસુંદરીએ હરણબાબુને બધી હકીકત નિવેદન કરી. તે સાંભળી હરણબાબુ ઘણીવાર શાન્ત ચિત્તે વિચાર કરી બોલ્યા:

"આ વિષે એકવાર લલિતાનો મત જાણવો જોઇએ."

આ પળે લલિતાજ ત્યાં આવી પહોંચી. હરણબાબુ પોતાના મુખપર ગાંભીર્ય લાવી લલિતાને ઉદ્દેશી બોલ્યા:

"લલિતા! તારા જીવનનો એક ક્રાન્તિકારક દિવસ ઘણો નજીક આવ્યો છે. હવે એક બાજુએ ધર્મ અને એક બાજુએ પ્રવૃત્તિ એ એમાંથી વાટ કાઢી તારે માર્ગક્રમણ કરવું પડશે."

લલિતા કંઇ જવાબ ન દેતાં સ્તબ્ધ બેસી રહી.

હરણબાબુ પુનઃ બોલ્યા:

"વિનયબાબુ આપણી સમાજની દીક્ષા લેવા તૈયાર થયા છે એ વાત તમે જાણતાં જ હશો."

આ વાત લલિતાએ સાંભળી ન્હોતી પણ સાંભળ્યા પછી પણ તેણે કોઇ ભાવ વ્યકત કર્યો નહિ. છતાં તેનાં નેત્રો પ્રદીપ્ત થયાં. તે પોતાની જગ્યાએ પાષાણ મૂર્તિ પેઠે સ્થિર બેસી રહી.

હરણબાબુ બોલ્યા:

" આ વાત સાંભળી પરેશબાબુના મનમાં અત્યાનંદ થશે. એમાં કંઇજ સંશય નથી. પણ આ વાત યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર તમારે તમારા મનમાં કરવાનો છે તેથી હું તમને કહું છું કે આજે તમે તમારા સઘળા ઉદ્દામ વિચારો બાજુએ રાખી, કેવળ ધર્મપર દૃષ્ટિ રાખી, તમારા હૃદયને સાધક બાધક પ્રશ્નો પૂછી ગમે તે નિશ્ચિત મત પર આવો—"

છતાં લલિતા કાંઇ બોલી નહિ. પોતાનું અરધું કાર્ય થઇ ગયું એમ સમજી હરણબાબુ ઉત્સાહ વર્ધક સ્વરે બોલ્યા:

" દીક્ષા ! એ જીવનનો કેવો મહત્વનો પ્રસંગ છે. ભલા! પણ સમાજમાંના લોકોના દુરાચરણથી એ શબ્દ ક્યારેક ક્યારેક ઉપહાસપાત્ર થાય છે. તેનું કારણ આપણે સુખ અને આસક્તિના મોહમાં ગુંથાઇ બ્રહ્મસમાજનો સત્યનો ભવ્યમાર્ગ છોડીએ છીએ તે છે. આપણે કપટ અને દગાને મોટા માનથી સત્કારીએ છીએ તે છે. બોલ, લલિતા! તારા જીવનમાં આવો પ્રસંગ પુનઃ કદિપણ આવવાનો નથી, બોલ-તારા મતપરથીજ વિનયની ભાવી સ્થિતિની કલ્પના કર. તેના જીવન સાથે તારા જીવનની સાંકળ જોડાયલી છે કે નહિ તે જો."

પણ લલિતા તો મૌનજ રહી. તે પાષાણની પ્રતીમા પેઠે ખુરશીપર બેસી રહી હતી તેને હરણબાબુએ કહ્યું:

" લલિતા! પોતાના મનની દુર્બલતા તરત દૂર કરી શકાય પણ જ્યાં સમાજની સાર્વત્રિક દુર્બલતાનો પ્રશ્ન હોય ત્યાં તેનું નિરસન એક ક્ષણમાં કરી શકાય ખરૂં ? એથી સઘળાએ પોતપોતાનોજ વિચાર કરવો. ઇશ્વરે કાંઇ આપણને જગતને ક્ષમા કરવાનો અધિકાર થોડોજ આપ્યો છે ! તારા અન્યાય માટે ક્ષમા કરવાનો અધિકાર મને નથી અને—"

લલિતા ખુરશીપરથી ઉભી થઇ બોલી:

" હરણબાબુ! તમારે મને ક્ષમા કરવાનું પ્રયોજન નથી. જો

પ્રભુએ જગતને ક્ષમા કરવાનો અધિકાર તમને આપ્યો હોત તો તમારી ક્ષમા બધાને અસહ્ય થઇ પડી હોત—"

આટલું કહી લલિતા ચટ ઘરમાં ચાલી ગઇ.

હરણબાબુનો ચમત્કારિક મત જોઇને વરદાસુંદરીનું મન ઉદ્વિગ્ન થયું. વિનય પોતાની સમાજમાં આવવા તૈયાર હોવા છતાં તેનો સ્વીકાર ન કરવો એ વરદાસુંદરીને અસહ્ય થઇ પડ્યું હતું. તે હરણબાબુપર ખૂબ ગુસ્સે થઇ એટલે તે ઉઠીને ચાલતો થયો. અંતે શું ? પરેશબાબુ અને હરણબાબુ વદદાસુંદરીની કક્ષામાં આવ્યા નહિ તે માટે તેને અત્યંત વિષાદ ઉત્પન્ન થયો પણ થોડીકવાર પછી હરણબાબુ સંબંધી વરદાસુંદરીનું મન પુનઃ સ્વચ્છ થવા લાગ્યું.

વિનય બ્રહ્મસમાજની દીક્ષા લેવા તૈયાર છે એ સાંભળતાં વારજ વરદાસુંદરીને અત્યંત આનંદ થયો હતો.

પણ એ કાર્ય પાર પાડવા માટે આખી સમાજની સંમતિ જોઇએ એ જાણતાંજ તેનો સઘળો આનંદ હવામાં ઉડી ગયો. આ વાત પોતાની શક્તિ બહારની હતી એમ તેને લાગ્યું; છતાં હવે શું કરવું તેનો તે વિચાર કરવા લાગી. એકવાર આનંદમયી પાસે જઇ આવું, એવું પણ મનમાં આવ્યું. પણ એક ડગલું આગળ ચાલવાની તેનામાં શકિત રહી ન્હોતી. અંતે તે પોતાની ઓરડીમાં જઇ બેઠી. તે વેળાએ તેના મસ્તકમાં અનેક સારા માઠા વિચારો તોફાન મચાવી રહ્યા હતા.

જોતજોતામાં સાંજ પડી ગઇ. વિનય દીવો સળગાવવાનો તૈયારી કરવા લાગ્યો એટલામાં તેને નીચેથી કોઇએ બુમ મારી.

" વિનયબાબુ ! વિનયબાબુ ! "

આ શબ્દો સાંભળતાંજ વિનયને નવજીવન મળવા જેવું થયું. મરૂભૂમિમાં જલબિંદુનો વર્ષાવ થયો. આ વેળા ફક્ત સતીશ સિવાય બીજી કોઇ પણ સજીવ નિર્જીવ વસ્તુ તેને આનંદી કરી શકે તેમ ન્હોતું. પણ સતીશના મીઠા શબ્દોથી વિનયના હૃદયમાં કોઇ નવીન જાતનો અદ્દભૂત આનંદ ઉત્પન્ન થયો. તેના અંગમાંની શીથીલતા

ચાલી ગઈ. તે વ્હાલથી ઉઠયો અને " કેમ સતીશ ? " કહી પગમાં બુટ સુદ્ધાં ન પહેરતાં ઉતાવળો ઉતાવળો દાદર ઉતરી નીચે ગયો. નીચે જઇ જુએ છે તો દાદર નીચે સતીશ સાથે વરદાસુંદરી પણ ઉભેલી હતી. તેને જોતાંજ તે આશ્ચર્યચકિત થઇ ગયો. પણ તે ભાવ-વ્યક્ત ન કરતાં ઉભયને મેડાપર બોલાવી લઇ ગયો.

વરદાસુંદરીએ સતીશને કહ્યું:

" સતીશ! જા ભાઈ! તું જરા વાર બાગમાં નીચે રમ—"

સતીશને વરદાસુંદરીનું આ કામ રૂચ્યું નહિ. તેનું મ્હોં જરા લાલપીળું થયું. પણ વિનયે તેને એક ચિત્રની આલબમ આપી બાજુની ઓરડીમાં દીવો સળગાવી આપી તેમાં બેસાડયો ત્યારે તેને પુનઃ હર્ષ થયો.

ત્યાર પછી વિનયને વરદાસુંદરીએ કહ્યું:

" વિનય! તમે બ્રહ્મસમાજના અંતરંગ જાણતા નથી. તમે પોતે સમાજ પાસે જશો તો વાત નાહક લંબાશે. માટે તમે એક પત્ર લખી મને આપો એટલે તે લઇ હું સંપાદક પાસે જાઉં છું અને સઘળો બંદોબસ્ત કરી રવિવારેજ તમને દીક્ષા અપાવવાનું નક્કી કરી આવું છું. એમ કરવાથી તમને પછી કોઇ જાતની ચિંતા કરવાનું પ્રયોજન રહેશે નહિ."

વરદાસુંદરીના કહેવા પ્રમાણે વિનયે ગુપચુપ એક પત્ર લખી તેના હાથમાં આપ્યો. તેમ કરતી વખતે તેનું હૃદય વ્યાકુળ થતું હતું.

આ વેળા લલિતાના લગ્ન સંબંધી વાત કાઢવાનું વરદાસુંદરીના મનમાં આવ્યું. પણ જેમ તેમ મન મારી સતીશને સાથે લઇ તે પોતાના ઘર તરફ ચાલતી થઇ. વિનયના અંતરની અસ્વસ્થતા વધવા લાગી. લલિતાની મનોરમ મૂર્તિ તેની આંખની સામે તરવા લાગી. તેની અશાંતિ ભયંકર રીતે વધી ગઇ. તે આમથી તેમ ખોલીમાં ફરવા લાગ્યો. પોતાના જીવનની ક્રાંતિમાં લલિતાનો પણ કાંઇ યોગા-યોગ સંમિશ્રિત થયલો છે એટલી તેને ખબર હતી પણ તેનું મન

આ વેળા એટલું બધું બહેકેલું હતું કે તેના પર વિનયને પોતાને પણ વિશ્વાસ આવતો નહિ. વારંવાર આંતરચક્ષુ સામે નાચતી દૂર જતી વસ્તુઓ જાણે સ્વપ્નમાં બનતી હોય એવી તેના મનની ભાવના થતી અને એક ક્ષણમાં પ્રત્યક્ષ બનેલી વસ્તુની સ્મૃતિ નષ્ટ થઇ જતી. આવા ભ્રમચક્રમાં વિનય સપડાઈ ગયો હતો.

આજે વરદાસુંદરીએ લલિતાને હર્ષિત કરવાનો નિશ્ચય કર્યો હતો. લલિતા વરદાની છોકરી હતી એ વાત ખરી; પણ મા દીકરીના સ્વભાવમાં જમીન આસમાન જેટલો ફરક હોવાને લીધે તેઓ એકમેક સાથે જોઇએ તેટલા મોકળા મનથી વાતચીત કરતી નહિ. આવી સ્થિતિમાં આજેજ લલિતા સાથે પ્રેમથી કેમ ખીલવું એ પ્રશ્ન વરદાસુંદરી સામે ઉપસ્થિત થયો. લલિતાના બાપનો પંથ તો ન્યારોજ હતો! વરદાસુંદરી તીખા સ્વભાવની સ્ત્રી હોવાથી તે લલિતાના કોઇ પણ મનોરથને મૂર્ત સ્વરૂપ લેવા દેતી નહિ. હરણબાબુ તરફથી તેને સહાય થવાની આશાજ ન્હોતી. એક સ્ત્રી જે કામ કરી શકે તે પાંચ પુરૂષથી થતું નથી એમ કહેવાય છે તે ખોટું નથી!

વરદાસુંદરી ઘેર આવી ત્યારે લલિતા તબિયત સારી નહિ હોવાથી ઉંઘી ગઇ છે એવી ખબર મળી. તે હસીને મનમાં બોલી:

"હમણાં હું તેની તબિયત સુધારી નાખું છું."

તે લલિતાના શયનગૃહમાં ગઇ. લલિતા જમીન પર એકલી ચટાઇ પાથરી સૂતી હતી.

વરદાસુંદરીને જોતાં લલિતા બેઠી થઇ અને બોલી:

"બા! તું ક્યાં ગઇ હતી?"

લલિતાના સ્વરમાં એક પ્રકારની તીવ્રતા હતી. આજ વરદાસુંદરી સતીશને લઇ વિનયને ત્યાં ગઇ હતી એ વાત લલિતાની જાણમાં આવી હતી.

"હું વિનયબાબુને ઘેર ગઇ હતી, બહેન!" વરદાસુંદરીએ જવાબ આપ્યો.

થોડીવાર પછી વરદાસુંદરી બોલીઃ

" આ જો ! "

વરદાએ લલિતાને વિનયનો પત્ર આપ્યો. તે પત્ર વાંચતાંજ લલિતા અગ્નિ જેવી તપી ગઇ. તો પણ વરદાસુંદરીએ પોતાનો હેતુ વ્યક્ત થવા દીધો નહિ. જાણે વિનયે રાજીખુશીથી પત્ર લખી આપ્યો હોય એવું તેણે બતાવ્યું.

પત્ર પુનઃ એકવાર વાંચી લલિતા બન્ને હાથોએ માથું દાબી ચટાઇપર પડી. વરદાસુંદરીને લાગ્યું કે લલિતા પોતાનો પ્રબલ મનોવેગ મારી સમક્ષ બહાર પાડતાં શરમાય છે તેથી તે તાબડતોબ બહાર નીકળી ગઇ. બીજે દીવસે બ્રહ્મસમાજમાં જતી વેળા પત્ર લેવા માટે તે ગઇ અને જુએ છે તો કોઇએ પત્રના ફાડીને ટુકડે ટુકડા કરી નાખ્યા હતા.

## પ્રકરણ ૧૯ મું.

### ગોરા અને સુચરિતા.

બીજે પહોરે સુચરિતા પરેશબાબુને ઘેર જવા તૈયારી કરતી હતી એટલામાં નોકરે એક ગૃહસ્થ આવવાની ખબર આપી.

" કોણ છે ? વિનયબાબુ કે ? " સુચરિતાએ પૂછ્યું.

" નહિ. આ તો ઘણા ગોરા અને ઉંચા છે. "

સુચરિતા ચમકી. તે બોલી.

" તેમને બાજુના ઓરડામાં બેસાડ. "

આજે સુચરિતાએ કેવાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં અને તે પહેરવામાં તેણે કેટલી કાળજી રાખી હતી તે કહેવાય એમ નથી. તેણે લેશ માત્ર કાળજી લીધી ન્હોતી એમ કહીશું તોય ચાલશે. પણ હવે નવા વસ્ત્રો પહેરવાનો વખત ન્હોતો એટલે કંપતે હાથે એક

ઓઢણી પહેરી તે બાજુના ઓરડામાં ગઇ. બારણા આગળજ ગોરાની પાદુકા પડી હતી તે પર તેનું લક્ષ ગયું નહિ. સામેજ એક ખુરશી પર ગોરા બેઠો હતો. તેની સામેના ટેબલ પર સુચરિતાનાં ચિત્રોની આલ્બમ અવ્યવસ્થિતપણે પડી હતી; પણ તે ઠેકાણે મૂકવાની શક્તિ સુચરિતામાં રહી ન્હોતી.

"આપને એકવાર મળવા માટે મારી માશી ઘણી અધીરી થઇ રહી છે. તેને તમારા આગમનની ખબર આપી આવું." એમ કહે. સુચરિતા ઘરના અંદરના ભાગમાં ચાલી ગઇ. એકલા ગોરા સાથે વાત કરતાં બેસવું તેને પ્રશસ્ત લાગ્યું નહિ.

કેટલીકવારે સુચરિતા હરિમોહિનીને પોતાની સાથે લઇ ત્યાં આવી. કેટલાક દિવસથી હરિમોહિની વિનયને મ્હોડે ગોરાના મંતવ્યો, શ્રદ્ધા, નિષ્ઠા, આચારઆદિ વિષે અનેક વાત સાંભળતી હતી. ક્યારે ક્યારે સુચરિતા ગોરાના લેખો તેને વાંચી સંભળાવતી. તે લેખો સઘળો ભાવાર્થ તો તે સમજી શકતી નહિ. પણ તે એટલું સ કે "ગોરા લોકાચારનો પક્ષ ઉંચકી તેના પુરસ્કાર માટે આચારહીન વિરૂદ્ધ લડે છે." એવી તેની ખાત્રી થઇ ચૂકી હતી. આધુનિક—આંગ્લવિદ્યા શીખેલા તરૂણોમાં આવા તરૂણ વીરલજ હોય છે. દૂર શા માટે જવું પડે? વિનય અને ગોરા જીગરજાન દોસ્તો! વિનય માટે શરૂઆતમાં ગોરાના મનમાં આદરભાવ હતો પણ પછી આચાર વિચારની ખબર પડતાં વિનય સાથે તેને વિરોધ થવા લાગ્યો. ધીમે ધીમે આ વિરોધ ઘણો વધી ગયો.

ગોરાને નજરે જોઇ હરિમોહિની અજાયબીમાં ગરકાવ થઇ ગઇ.

"આ તો ચુસ્ત બ્રાહ્મણ છે! હોમના અગ્નિ જેવો ઝગમગે છે! જાણે બીજા મહાદેવજીજ દુનિયા પર આવ્યા હોયની!" આવી અનેક ભાવના તેના મનમાં ઉત્પન્ન થઇ. ગોરા માટે એટલો પૂજ્યભાવ ઉપજ્યો કે ગોરા જ્યારે તેને ચરણે પડયો ત્યારે તેને શરમ લાગી. તે બોલી:

" મેં તમારે વિષે અનેક વાત સાંભળી હતી. તમારૂંજ નામ ગૌર કે? વાહ! તમે નામ પ્રમાણેજ ગોરા છો. મેં એક ભજન સાંભળ્યું હતું. તેમાં ચંદ્રનું તેજ એકઠું કરી તૈયાર કરેલી ભગવાનની મૂર્તિનું વર્ણન આવે છે તે હવે મને ખરૂં લાગે છે. તમને કયા મહાત્મયથી તુરંગમાં જવું પડયું તે હું જાણું છું."

ગોરા હસીને બોલ્યોઃ

" તમે મૅજીસ્ટ્રેટ હોત તો બહુ મઝા આવત."

હરિમોહિની બોલીઃ

" નહિ રે ભાઇ! હું હોત તો મારે હાથે કંઇજ થયું ન હોત. ધન્ય છે તમને! ફક્ત પરોપકાર માટે તમે કેદમાં ગયા—"

ગોરા બોલ્યોઃ

" આપણામાં ઇશ્વરશક્તિનો સંચાર થાય તો પછી લોકો સજા ખરી શકે ખરા? ઇશ્વરની કૃપા શિવાય નકામીજ ફાંસી યા કાળા પાણી સજા મરજી પડે તેને કરી શકાય કે?"

હરિમોહિની બોલીઃ

" ગૌર! તમારે માટે મારા મનમાં પૂજ્યભાવ છે. હું નવરાશે રાધારાણી પાસે તમારા લેખ વંચાવીને સાંભળતી. તે પરથી તમારે માટે મને ઘણું અભિમાન ઉપજ્યું છે અને તમે કયારે મળો એવું થતું હતું. અમારી બૈરાની જાત મુરખ! તેમાં પણ હું તો દુઃખી! તેથી શાંત ચિત્તે સાંભળેલી વાત પર વિચાર કરી શકતી નથી. પણ ગૌરબાબુ! તમારા સહવાસમાં થોડો સમય જાય તો સહજ મને જ્ઞાન પ્રાપ્તિ થાય એવી મારી ખાત્રી છે."

ગોરા શાંત ચિત્તે સઘળું સાંભળતો હતો.

" ઠીક. તમે હવે જરા નાસ્તો કરો." એમ કહી હરિમોહિની ઘરમાં નાસ્તાની તૈયારી કરવા ગઇ. સુચરિતાના આખા શરીરે કમ્પ થયો.

ગોરાએ બોલવાનો પ્રારંભ કર્યો.

" આજે વિનય તમારે ત્યાં આવ્યો હતો?"

સુચરિતાએ જવાબ દીધોઃ

" હા. "

" હું તેને તે પછી મળ્યો નથી. પણ તે તમારે ત્યાં આવ્યો હતો એવી બાતમી મને મળી હતી તે પરથી પૂછું છું. "

થોડીવાર ગોરા સ્તબ્ધ રહ્યો. સુચરિતા પણ સ્તબ્ધજ હતી.

ગોરા પુનઃ બોલ્યોઃ

" તમે વિનયના લગ્ન બ્રહ્મસમાજ પ્રમાણે કરવાની ખટપટ કરો છો તે તમે સારૂં કરો છો એમ તમને લાગે છે ? "

આ પ્રશ્ન સાંભળી સુચરિતાના હૃદયમાંના લજ્જા, સંકોચ ભય–બધું કોણ જાણે ક્યાં ન્હાસી ગયું. તે ગોરાના ચહેરા તરફ જોતી બોલીઃ

" બ્રહ્મસમાજના મત પ્રમાણે વિવાહ કરવા ઠીક નથી એવા શબ્દો મારે મ્હોડેથી નીકળશે એવી તમે આશા રાખો છો ? "

ગોરા બોલ્યોઃ

" તમારા તરફથી કોઇ પણ જવાબ મેળવવાની હું આશા રાખતો નથી એ ધ્યાનમાં રાખો. એકાદ દિવાના અગર મગરૂર માણસ પાસેથી સારી વાતની જેટલી અપેક્ષા રાખી શકાય તેટલીજ તમારી પાસેથી આ પ્રશ્નનો યોગ્ય ઉત્તર મેળવવાની હું આશા રાખી શકીશ. "

સુચરિતા મનમાં ને મનમાં સાધક બાધક બાબતોનો વિચાર કરતી હતી.

તેણે આખરે વિચાર્યું, " તમે અમને ઉડાવો છો તેમ બીજાની પણ ધુળ ખંખેરી નાંખો છો એનો અર્થ શો ? એમાંના કોઇપણ પક્ષમાં તમારી ગણના થતી નથી ? "

ગોરા બોલ્યોઃ

" નહિ. હું હિન્દુ છું. હિન્દુ એ કોઇ પક્ષ નથી, તે એક સર્વ શ્રેષ્ઠ જાત છે. એ જાતિનું મહત્વ એટલુંજ છે કે તેનું જીવિત્વ શ-

બ્દોથી સંચિત કરૂં એમ કોઇ કહે તો તેમ થવું કાલત્રયી શકય નથી. સમુદ્રને જે પ્રમાણે પાળ બાંધેલી નથી તેજ પ્રમાણે હિન્દુને કોઇ પક્ષ, પંથ યા નામથી સંબોધવામાં આવતો નથી."

સુચરિતા બોલીઃ

"હિન્દુ એ જો પંથ નથી તો તેઓને અમારી સાથે આટલો બધો વિરોધ કેમ થાય છે ?"

"મનુષ્યને ઠાર માર્યા પછી તે જીવંત કેમ રહી શકે ?"

"જેને અમે ધર્મ ગણી અત્યંત માન આપીએ છીએ તેનુંજ જો હિન્દુ અધર્મ ગણીને અપમાન કરવા લાગે તો તે ઠેકાણે અમારો શો ઇલાજ ?"

"મારૂં કહેવું એમ છે કે તમે તમારા ધર્મ પ્રમાણે જેને કર્ત્તવ્ય કહો છો તે કર્તવ્યાચરણથી અમારી હિંદુ જાતિપર કેવું ધાતક પરિણામ આવે છે તેનો તમે વિચાર કરો. એટલે તમારો ભ્રમ તમને જણાઇ આવશે. સમાજમાંના લોકોએ અંધશ્રદ્ધા અને આળસના જોરપર ભલભલા ઉત્પાત કરવા યોગ્ય નથી. જગતમાં તમારી સમાજજ સત્ય અને બીજી બધી જૂઠી એવો ધર્મ કામનો નહિ. હમણાં તમારી સમાજ જે અત્યાચાર કરે છે તેની તીવ્રતા તરફ ધ્યાન આપો તો એકાદ લૂંટારૂ ટોળીમાં અને તમારી ટોળીમાં ફેર નથી એમ કોઇને પણ લાગ્યા વિના રહેશે નહિ."

ગોરાનું બોલવું સાંભળી સુચરિતાના મનમાંની વિચાર પરંપર ક્ષણેક પર્યંત તો સ્તંભિત થવા જેવું જણાયું. ગોરાના વજ્રગંભીર સ્વરે તેના અંતઃકરણને પ્રબળ આંદોલન આપ્યું. ગોરા શું શું બોલ્યો તેની સ્મૃતિ તેને રહી નહિ; પણ ગોરા બોલે છે તે બધું સત્ય છે એવી તેના મનની ખાત્રી થઇ.

ગોરા બોલ્યોઃ

"તમારી સમાજ ગમે તેટલી બળવાન હશે તોપણ ભારત વર્ષની તેત્રીસ કોટિ પ્રજાને તમે તમારા જેવી બનાવી શકો તેટલું

સામર્થ્ય તમારામાં નથી. બોલો, અખિલ ભારતવર્ષને તમારી સમાજમાં ભેળવવાનું તમારામાં પાણી છે ? નહિ. પણ ક્ષુદ્ર અહંપણાથી તમારૂં મસ્તક તદન ફરી ગયલું છે. પરમેશ્વરે સૃષ્ટિમાં વૈચિત્ર્ય નિર્માણ કર્યું છે. આ જગતને વૈચિત્ર્યપૂર્ણ બનાવવામાં પરમેશ્વરનો કોઇ ગૂઢ નિગૂઢ હેતુ હોવો જોઇએ એ ખાત્રીથી સમજજો. વિધાતાની અઘટિત લીલા જો તમને–તમારી સમાજને સમજાય તો પછી આ અનર્થ શા માટે થાય ? એટલા માટે હવે તો બધો અહંકાર છોડો અને વિધાતાના અઘટિત ઘટનાચાતુર્યમાંનું તાત્પર્ય શોધી કાઢી તેના અનુરોધ પ્રમાણે વર્તો—"

સુચરિતા કાંઇ ન બોલતાં પોતાનું સઘળું સંભાષણ સાંભળી સ્તબ્ધ બેસી રહે છે તે જોઇ ગોરાને ઘણું આશ્ચર્ય ઉપજ્યું અને તેને માટે તેના મનમાં કરુણા ઉત્પન્ન થઇ. તે થોડીવાર સ્વસ્થ બેસી પછી મૃદુસ્વરે બોલ્યો:

" મારા બોલવાથી તમારા મનને ઘણું લાગે છે એમ જણાય છે. પણ તમે મને વિરૂદ્ધ પક્ષનો ગણી મારો તિરસ્કાર કરશો નહિ. મારે માટે તમારા દીલમાં ખરાબ ભાવ લાવશો નહિ. મારૂં ભાષણ તમારા દીલને દુખવશે એવું મેં આગળથી જાણ્યું હોત તો હું બોલ્યોજ ન હોત. તમારા અંતઃકરણમાં જે સ્વાભાવિક ઉદારતા છે તે ન ઓળખતાં મેં તમને દુઃખી કર્યાં તે માટે મને ક્ષમા કરો. "

સુચરિતાનું વદન શરમથી આરક્ત થયું. તે બોલી:

" નહિ. નહિ. મને કંઇ લાગ્યું નથી અને ભવિષ્યમાં લાગશે પણ નહિ. તમે નિઃશંકપણે બોલો. હું તમારૂં બોલવું લક્ષ પૂર્વક સાંભળું છું. "

ગોરા બોલ્યો:

" હવે મારે વધારે કાંઇ કહેવાનું નથી. તમે ભારતવર્ષ તરફ તમારી સ્વાભાવિક નજરે અને સ્વાભાવિક બુદ્ધિથીજ જુઓ એટલે થયું. ભારતવર્ષના લોકો બ્રહ્મસમાજી નથી એવી નજરે તેમને તમે જોશો

તો તેમની અવજ્ઞા કર્યા સિવાય તમને ચેનજ પડશે નહિ. પણ તમારા વિશિષ્ટ સામાજિકભાવને બાજુએ રાખી જગતનું નિરિક્ષણ કરશો તો તેમાં પવિત્રતા વાસ કરતી તમને જણાઇ આવશે. ઇશ્વરે એક સૃષ્ટિમાં ભિન્ન ભિન્ન વસ્તુઓ નીપજાવી છે. ભિન્ન ભિન્ન પંથ ઉત્પન્ન થયા છે; પણ આવડી અફાટ પૃથ્વીમાં એકજ ઇશ્વરી તત્વ સર્વત્ર ઓતપ્રોત થઇ રહેલું છે. ભારતવર્ષના લોકોની સંસ્કૃતિ પુરાતન છે. તેને સર્વપંથે સર્વ ધર્મોએ સરખુંજ માન આપવું જોઇએ. નહિ તો નાસ્તિકતાનો ઉદ્ભવ થશે એમાં જરા પણ સંશય નથી."

આ સંભાષણ સુચરિતા અધોવદને સાંભળી રહી હતી તે માથું ઉંચું કરી બોલીઃ

"ત્યારે મને શું કરવાની તમારી આજ્ઞા છે?"

"બીજું કાંઇ નથી. મારા બોલવાનો ઉદ્દેશ એજ કે હિંદુ ધર્મ કોઇ પણ મતના લોકોનું માતા પ્રમાણે રક્ષણ કરવા હમ્મેશાં તૈયાર છે. અર્થાત જગતના પ્રત્યેક મહાત્મયનું સન્માન હિંદુ ધર્મના અનુયાયીઓ પરાપુર્વથી કરતા આવ્યા છે. હિંદુધર્મ મૂઢ, શાણા, માની, અભિમાની સર્વને સરખા ગણે છે. તે જ્ઞાનના નિરનિરાળા સર્વ પ્રકારોને સરખી રીતે જુએ છે. ખ્રિસ્તી ધર્મ વૈચિત્ર્ય માનતો નથી. તે એક બાજુ ખ્રિસ્તી ધર્મ અને બીજી બાજુ અનંત વિનાશ! એ સિવાય ત્રીજું કાંઇજ નથી. એમ કહે છે. એ ખ્રિસ્તીઓના સહવાસથીજ આપણને આપણા સનાતન ધર્મ વૈચિત્ર્યનો કંટાળો આવવા લાગ્યો છે. પણ ધ્યાનમાં રાખો કે સત્યની શોધ લાગવાની હશે, કર્તવ્ય મૂર્તિનો આનંદ અનુભવવાનો હશે, પરમસહિષ્ણુત્વ શીખવું હશે તો તો સઘળાએ હિંદુને ત્યાંજ જન્મ લેવો પડશે."

ગોરાના એકલા શબ્દોજ સુચરિતાને કાને પડતા હતા એમ ન્હોતું પણ તેના શબ્દોમાં વર્ણવેલાં ખરાં ખરાં દશ્યો સાક્ષાત તેનાં આંતર ચક્ષુ સામે તાદશ થતાં હતાં. ગોરાના નેત્રમાં ભવિષ્યકાલવાચક દિવ્ય તેજ ચકચકતું હતું અને સુચરિતાના અંતરંગમાં તે તેજની પ્રભા

સ્પષ્ટપણે પ્રતિબિંબિત થતી હતી. તેથી આનંદઘેલી થઇ તે ગોરાના વદન તરફ જોઇ રહી હતી.

તે વદનપર આખી પૃથ્વીની પ્રતીભા એકત્રિત થયલી તેને જણાઇ. આજપર્યંત સુચરિતાએ અનેક વિદ્વાનોને મ્હોડે હિંદુ ધર્મના ઉદાત્ત તત્વોનું સ્પષ્ટીકરણ સાંભળ્યું હતું; પણ ગોરાના શબ્દો જેવું તેમાં પ્રતિભાશાલિત્વ ન્હોતું. તેને લાગ્યું કે ગોરાના અંગમાં કાંઇ યોગિક સામર્થ્ય હોવું જોઇએ.

એટલામાં ત્યાં સતીશ આવ્યો. સતીશ ગોરાથી ખૂબ બ્હીતો હતો. તેને જોતાં વાર તે ચોર જેવો બહેનની પાછળ જઇ ધીમેથી બ્હીતો બ્હીતો બોલ્યો:

"હરણબાબુ આવ્યા છે."

આ સાંભળીને સુચરિતા ચમકી ઉઠી. આ વેળા જાણે કોઇ તેને મારી નાખવા આવ્યું હોયની એમ તેને લાગ્યું. હવે શું કરવું અને શું નહિ તેનો તેને વિચાર થઇ પડયો. તેણે એકવાર ગોરા તરફ ફરીને જોયું. તેણે સતીશનો મૃદુસ્વર સાંભળ્યો ન હોય એમ લાગ્યું. તે દાદર ઉતરી નીચે આવી અને હરણબાબુને જોઇ બોલી:

"માફ કરો. આજે તમારી સાથે વાત કરવાની મને બીલકુલ ફુરસદ નથી."

હરણબાબુ બોલ્યા:

"કેમ? એવું તે શું કામ છે?"

સુચરિતા જરા તિરસ્કારથીજ બોલી:

"તમને મારા કામ સાથે શું સંબંધ? મને ફુરસદ નથી. બસ. જાવ. માફ કરો."

હરણબાબુ બોલ્યા:

"પણ મેં રસ્તાપરથી ગૌરમોહન બાબુનો સ્વર સાંભળ્યો હતો. તે તમારા ઘરમાં બેઠા છે કે?"

આ પ્રશ્ન સાંભળતાંજ સુચરિતાને ઘણો ગુસ્સો ઉપજ્યો. તે સંતાપથી બોલી:

"હા. બેઠા છે."

હરણબાબુ બોલ્યા:

"ત્યારે તો ઘણું સારૂં. તેમની સાથે મારે થોડીક વાત કરવાની છે. તમને જે કામ હોય તે કરી આવો. હું તેટલીવાર ગૌરબાબુ પાસે બેસું છું."

એમ કહી સુચરિતાના જવાબની રાહ જોયા વિના હરણબાબુ દાદર ચઢવા લાગ્યો. સુચરિતા હરણબાબુ તરફ ન જોતાં ત્યાંથીજ ગોરાને સંબોધી બોલી:

"માશી તમારા ભોજનની તૈયારી કરવા ગઇ છે તેને જરા મળી આવું છું."

હરણબાબુ ગોરાની નજીકની ખુરશીપર બેસી બોલ્યા:

"ગૌરબાબુ! તમે ઘણા દિવસ બીમાર રહ્યા હો એવું લાગે છે."

ગોરા બોલ્યો:

"હા. આટલા દિવસ બીમારીની ચિકિત્સા થતી હતી."

હરણબાબુ સ્નિગ્ધ સ્વરે બોલ્યા:

"અરેરે! આ બીમારીમાં તમને ઘણું શોષવું પડયું હોય એમ લાગે છે: ખરૂં?"

"નહિ. કાંઇ ખાસ નોંધવા જેવું દુઃખ નથી વેઠવું પડયું."

"ઠીક. વિનયબાબુની એક વાત મારે કહેવાની છે. કાલે વિનયબાબુ બ્રહ્મસમાજની દીક્ષા લેવાના છે તે તમે જાણો છો?"

"નહિ. હું નથી જાણતો."

"તમને શું લાગે છે? વિનયબાબુ પોતાની ઇચ્છાથી દીક્ષા લેવા તૈયાર થયા છે એમ તમને લાગે છે?"

"જે માટે વિનય દીક્ષા લેવા તૈયાર થયો છે તે સંબંધી ગમે તે તર્ક કરવા અયોગ્ય છે."

"પણ આવી અકાલે પરિપક્વ થનારી પ્રવૃત્તિથી સારાસારનો વિચાર કરવાનો અવસરજ મળતો નથી એ તત્વ આપ જાણતાજ હશો."

"પણ આવી બાબતની નકામી ચર્ચા કરવી મને બિલકુલ પસંદ નથી."

તે સાંભળી હરણુબાબુ બોલ્યા:

"તમારી અને મારી વચ્ચે પુષ્કળ મતભેદ છે તોપણ તમારે માટે મારા હૃદયમાં પૂર્ણ માન છે. હું જાણું છું કે આપનો મત–પછી તે યથાર્થ અગર અયથાર્થ હો–પણ તે લોભના પાયાપર બંધાયલો નથી હોતો. પરંતુ—"

વચમાંજ ગોરા બોલી પડયો:

"તમારી મારાપર જે અક્ષોટ શ્રદ્ધા બેઠી છે તે વિનયપરનો મારો પ્રેમ લૂંટી લેવા માગે છે! પણ તેમ કદિપણ બનશે નહિ. વિનય અને ગોરા એ બેમાં મતભેદ હશે તોપણ બન્નેના આત્મા વસ્તુતઃ એકજ છે. સંસારમાં આવા બનાવ અનેકવાર બને છે."

હરણુબાબુ બોલ્યા:

"બહુ સારૂં. હવે આ બાબતમાં વિશેષ ઉહાપોહ કરવાનું કારણ જ રહ્યું નથી. પણ હું આપને પૂછું છું કે વિનય પરેશબાબુની કન્યા સાથે લગ્ન કરવા કૂદી રહ્યો છે તેને તમે અટકાવતા કેમ નથી?"

ગોરા સંતપ્ત થઇ બોલ્યો:

"હરણુબાબુ! વિનયના જીવનની આવી નાજુક બાબતનો તમારી સમક્ષ હું પરિસ્ફોટ કરીશ એમ તમને લાગે છે કે? ગોરા વિનયનો મિત્ર છે. તમારો નહિ એ સાદામાં સાદી વાત તો તમારે સમજવી જોઇએ."

"આ વાતને બ્રહ્મસમાજ સાથે નિકટનો સંબંધ છે તેથી મેં પૂછ્યું. નહિ તો—"

ગોરા વચમાંજ બોલ્યો:

"પણ હું તો બ્રહ્મસમાજમાંનો નથી પછી તેનો લવારો મારી પાસે શામાટે કરો છો ?"

એટલામાં સુચરિતા ઉપર આવી. હરણબાબુએ તેને કહ્યું:

"સુચરિતા! તને મારે એક ખાસ વાત કહેવાની છે."

વાસ્તવિક આ પ્રસ્તાવ કરવાનું કાંઇ પ્રયોજન ન્હોતું. પણ ગોરા સાથે સુચરિતાનો સંબંધ વધતો જાય છે તે પોતે જાણે છે એમ સુચરિતાને સ્હમજાવવા માટે હરણબાબુએ આ યુક્તિ શોધી હતી. પણ તેના તે પ્રશ્નનો સુચરિતાએ કાંઇ જવાબ આપ્યો નહિ. ગોરા પણ પોતાની ખુરશીપર શાંતપણે બેઠો હતો.

હરણબાબુ પુનઃ બોલ્યાઃ

"સુચરિતા! જરા નીચે આવી જાય તો બહુ સારૂં થાય. તારી સાથે મારે એક ખાનગી વાત કરવાની છે."

પણ સુચરિતા તેનો કાંઇ જવાબ ન આપતાં ગોરા તરફ વળી બોલીઃ

"તમારી માતા સુખરૂપ છેને ?"

"હા." ગોરા બોલ્યો.

સુચરિતાએ કહ્યું:

"તેમનો સ્વભાવ ઘણો આનંદી છે."

ગોરા તુરંગમાં હતો ત્યારે સુચરિતા આનંદમયી પાસે જતી હતી તેની તેને સ્મૃતિ થઇ.

આ વખતે ગોરાએ ટેબલપરનું એક પુસ્તક ઉંચક્યું અને પહેલેથી છેલ્લે સુધી તેનાં પાનાં ફેરવવા લાગ્યો. તે જોઇ સુચરિતાનું વદન લજ્જાથી લાલ થયું. પણ ગોરા એકવાર સુચરિતા તરફ જોઇ ગાલમાં ને ગાલમાં હસવા લાગ્યો.

હરણબાબુએ પૂછ્યું:

"ગૌરમોહનબાબુ ! આ તમારાં બાલપણનાં ભાષણો જણાય છે."

ગોરા હસીને બોલ્યો.

"હા. તેજ બાલપણુ હજુ ચાલુ છે. કેટલાક માણસ બાલ્યાવસ્થામાંથી એકદમ તારુણ્યમાં જાય છે. કેટલાક બાલપણુમાંજ ક્રીડા કર્યા કરે છે. તેમાંનોજ હું એક છું."

સુચરિતા ખુરશીપરથી ઉઠી બોલી:

"ગૌરમોહનબાબુ ! તમારૂં ભોજન તૈયાર થયું છે. નીચે ચાલો. માશી તમારી રાહ જોતી બેસી રહી છે. તે હરણુબાબુ હોય ત્યાં આવતી નથી."

આ છેલ્લું વાક્ય હરણુબાબુના હૃદયમાં તીવ્ર ભાલા જેવું ભોંકાયું. હરણુબાબુને તે વિષારી તીર જેવું લાગ્યું.

ગોરા નીચે જવા લાગ્યો ત્યારે અપમાનિત હરણુબાબુ બોલ્યો:

" હું અહિંજ બેસું છું. "

સુચરિતા બોલી:

" નાહક શા માટે તસ્દી લો છો ? આજે મને વખત મળે એમ નથી. "

પણ હરણુબાબુ કાંઇ ગાંજ્યા જાય તેવા ન્હોતા. તે ત્યાંજ નફ્ટ પેઠે બેસી રહ્યા. ગોરા અને સુચરિતા નીચે ચાલી ગયાં.

હરણુબાબુ મનમાં વિચાર કરવા લાગ્યા:

" સુચરિતા બ્રહ્મસમાજથી દૂર જતી જાય છે કે શું ? તેનું અધ:પતન થાય છે કે કેમ ? હવે તેનું રક્ષણુ કરવાને કોઇજ સમર્થ નથી ? નહિ-નહિ. હવે તો કોઇ પણ પ્રકારે તેનો બચાવ કરવોજ જોઇએ. "

તરત ટેબલપરનો એક કાગળ લઇ હરણુબાબુ સુચરિતાને પત્ર લખવા લાગ્યા. આ પત્રની ધારેલી અસર થશે એવી તેની મનોદેવી સાક્ષી પૂરતી હતી. પોતે ફક્ત સત્યને ખાતર એકાદ વાક્ય લખશે તો તે કદિપણુ નિષ્ફળ જશે નહિ એવી તેની માન્યતા હતી.

. ભોજન કર્યા પછી હરિમોહિની સાથે કેટલીકવાર ગપ્પાં મારી ગોરા ઘેર જવા નીકળ્યો. પણ તેની લાકડી ઉપર રહી ગઇ હતી તે

લેવા માટે તેને ઉપર જવું પડ્યું. હમણાં સ્હાંજ પડી ગઇ હતી. સુચરિતાના ટેબલપર દીવો બળતો હતો. હરણબાબુ ચાલી ગયા હતા અને ટેબલપર સુચરિતાના નામનો એક પત્ર પડયો હતો.

તે પત્ર જોતાંજ ગોરાના મસ્તકમાં અનેક વિચાર ઘોળાવા લાગ્યા. તે હરણબાબુએ લખેલો છે એવી તેની ખાત્રી હતી. હરણબાબુની સુચરિતા પર થોડીક સત્તા છે તે ગોરા જાણતો હતો. એ સત્તા પર કોઇ બીજાનું વર્ચસ્વ ફ્રમુલાયું છે તેની તેને ખબર ન્હોતી. આજે સતીશે હરણબાબુના આગમનની વાત સુચરિતાના કાનમાં કહી ત્યારે સુચરિતા ચકિત થઇ નીચે ચાલી ગઇ અને થોડીવારમાં જ હરણબાબુને લઇ ઉપર આવી એ દેખાવ ગોરાની દૃષ્ટિએ ઠીક જણાયો નહિ. પછી હરણબાબુને તેજ ઠેકાણે રાખી સુચરિતા પોતાને પોતાની સાથે લઇ ગઇ એ સુચરિતા અને હરણબાબુના આત્મીયભાવનો બીજો પુરાવો ગોરાએ માની લીધો અને ટેબલ પર પડેલો પત્ર જોઇને તો તેના હૃદયપર આઘાત થયા જેવુંજ થયું. તે પત્રમાં કાંઇ રહસ્ય હશે કે ? પણ બહારના અક્ષર પરથી અને નામ પરથી તે અદ્ભૂત રહસ્યમય છે એવી તેણે કલ્પના કરી.

ગોરા વિચારમાં હતો એટલામાંજ સુચરિતા ત્યાં આવી. ગોરાએ તેને કહ્યું:

" હું કાલે તમારી પાસે આવીશ. "

સુચરિતા આનત મુખે બોલી:

" સારૂં. "

ગોરા જતો જતો અટકી બોલ્યો:

" સુચરિતા ! ભારતવર્ષના સ્રીમંડલમાં તમને અવશ્ય શ્રેષ્ઠ સ્થાન મળે એમ છે. પણ તમારી આસપાસ ક્યો ધૂમકેતુ ભમ્યા કરે છે તેની મને ખબર છે. હવે જેમાં તમને શ્રદ્ધા હોય ત્યાંજ તમારા પ્રેમની સ્થાપના કરો. ત્યાંજ આત્મીયભાવ બતાવો. દહીંમાંને દુધમાં પગ ન રાખો. કયું સત્ય અને કયું અસત્ય એ તમારી બુદ્ધિ ઓળખી

શકે એમ છે. ભાવી જીવનનો ક્રમ હવે તમેજ નક્કી કરો. હમણાંજ તમારી પોતાની માન્યતા પ્રમાણે વર્તવાને તૈયાર થઇ જાઓ; નહિ તો ખસી પડશો. મનુષ્યજીવનમાં સૌભાગ્યની અને દુર્ભાગ્યની એક એક લહર આવે છે. તમારા જીવનનો એ સમય નજીક આવ્યો છે. તમને ચેતાવવાનું મારૂં કર્ત્તવ્ય છે; માટે કહું છું. તમે જો તમારૂં આચરણ દ્વિધા રાખશો તો દુઃખી થશો. ”

આટલું કહી ગોરા ચાલ્યો ગયો. આ વેળા ગોરાના ગંભીર અવાજના પ્રતિધ્વનિથી ટેબલપરના દિવાની જ્યોતિ પણ જાણે કમ્પતી હતી. સુચરિતા પાષાણમૂર્તિ પેઠે નિશ્ચલ ઉભી હતી.

---

# પ્રકરણ ૧૭ મું.

## આનંદમયીના ઘરમાં.

વિનયે આનંદમયીને કહ્યું:

“ માતાજી ! હું તમને ખરૂં કહું છું કે જ્યારે જ્યારે હું દેવને નમન કરૂં છું ત્યારે ત્યારે મને ઓછું આવે છે–લાજ લાગે છે. હું એ શરમ દુનિયાને જણાવા દેતો નથી. ઉલટો દેવપૂજાપર લાંબા લાંબા લેખો લખી મૂર્તિપૂજનનો પક્ષ કરૂં છું. પણ મારૂં અંતર હું તમારી પાસે ઉઘાડી કહું છું કે મને મૂર્તિપૂજામાં કાંઇ રામ જણાતા નથી. ”

આનંદમયી બોલી:

“ તારૂં મનજ મૂળથી ચંચળ છે. એટલે તને આવી શંકાઓ થયાજ કરવાની. ”

“ એ ખરૂં. મારા મનની એવી દશા છે ખરી. હું મારા જેવુંજ આખું જગત છે એમ માનું છું એ મારી પહેલી ભૂલ. વળી ધર્મની દૃષ્ટિએ હું કર્મ તરફ જોતો નથી. સમાજની નજરે અગર અદ્વૈતની અર્ધવટ ભાવનાથી જોઉં છું.

"ધર્મમાંનું સત્ય મળે નહિ ત્યાં સુધી આવીજ મુઝવણ ચાલુ રહેશે. સમ્પૂર્ણ ભાન થયા વિના આપણા મનમાં ધર્મ માટે અભિમાન ઉત્પન્ન થતું નથી."

"મેં આજપર્યંત આપણા ધર્મનો પુષ્કળ પક્ષ કર્યો. અનેક શબ્દયુદ્ધમાં હું વિજયી થયો. પણ હવે મારી નજર બદલાઇ છે. હવે મને મારા ભૂતકાલના આચરણ માટે શરમ ઉપજે છે."

આનંદમયી બોલી:

"તેમાં હું શું કરૂં? કામ કરવા પહેલાં તારો પટપટારોજ ભારી. પછી તેમાં શાશ્વતતા ક્યાંથી હોય?"

"એટલા માટેજ હું તમારી પાસે સલાહ લેવા આવ્યો છું. ધર્મપર મને શ્રદ્ધા ઉપજે તે માટે કાંઇ ઉપાય બતાવો."

"આજેજ આટલી ઉતાવળ કરવાનું કારણ?"

"હું આવતી કાલે બ્રહ્મસમાજની દીક્ષા લેવાનો છું."

આનંદમયી વિસ્મિત થઇ બોલી:

"તેથી શું થયું વિનય? દીક્ષા લેવામાં હરકત શી છે?—પણ હિંદુ ધર્મપરથી તારી શ્રદ્ધા તદ્દન ઉઠી ગઇ છે કે? હવે તારાથી હિંદુપણું સહન થાય એમ છેજ નહિ કે?"

"હા—એમજ કહોને." વિનયે જવાબ આપ્યો.

આનંદમયીએ પુનઃ પૂછ્યું:

"શુદ્ધ અંતઃકરણે હિંદુધર્મમાં જીવન ગાળવું તારાથી બનતું નથી? વિનય! વિચાર કરીને બોલ—"

"માતાજી! જો હું હિંદુધર્મ પ્રમાણે ચાલીશ—"

"હિંદુધર્મ પ્રમાણે વીસ કરોડ લોકો ચાલે છે તો પછી તને ચાલવામાં શું હરકત છે?"

"પણ માતાજી! આપણી સમાજનાજ માણસો જો મને આચાર વિચારપરથી હું હિંદુ નથી એમ કહેવા લાગે તો પછી હું જોર જબરીથી મારી જાતને હિંદુ કહેવડાવું?"

" મને પણ આપણા લોકો ક્રિશ્ચીઅનજ કહે છે. પણ લોકો કહે તે ઉપરથી હું ક્રિશ્ચીઅન થોડી થઇ જાઉં છું ? "

આનો વિનય કાંઇ જવાબ આપતો હતો એટલામાં આનંદમયી બોલી:

" વિનય ! હું તને સલાહ આપી શકતી નથી. આ વાત જાતે વિચાર કરીને કરવા જેવી છે. તો પણ મારૂં તને એટલું કહેવું છે કે તું નાહક આ ધાંધલમાં ન પડ. "

વિનય બોલ્યો:

" પણ માતાજી ! હું કાલે દીક્ષા લઇશ એવો પત્ર શુદ્ધાં લખી નાંખ્યો છે. "

" તેની કાંઇ હરકત નહિ. પરેશબાબુને જઇને મળ અને તારી ઇચ્છા તેમને જણાવ એટલે છૂટેલું તીર પણ પાછું લઇ શકાશે. "

" પરેશબાબુને મારૂં એ કામ પસંદ નથી. તેમણે મને સંમતિ આપી નથી. "

" ત્યારે તારે ચિંતા કરવાની જરા પણ જરૂર નથી. "

" પણ માતાજી ! એકવાર એ બાબત નક્કી થઇ ગઇ તે હવે કેમે કરી ફોક થાય એમ નથી. "

" ગોરાને પૂછ્યું હતું ? "

" ગોરા મને હજુ મળ્યોજ નથી. "

" કેમ ? ગોરા ઘરમાં નથી કે શું ? "

" નહિ. તે સુચરિતાને ત્યાં ગયો એવી ખબર મળી છે. "

આનંદમયી વિસ્મિત થઇ બોલી:

" સુચરિતાને ઘેર તો તે કાલેજ ગયો હતો. "

" આજે પણ ગયો છે. "

એટલામાં આંગણામાં પાલખીવાળા ભોઇએનો પદધ્વનિ સંભળાયો. આજે લલિતા આવશે એની આનંદમયીને કલ્પના પણ ન્હોતી.

લલિતાના વદનપરથી આનંદમયીએ કલ્પી લીધું કે વિનય કાલે

દીક્ષા લેવાનો છે તેથી લલિતાને અત્યંત દુઃખ થાય છે અને તે માટે તેનો મત લેવાજ તે આજે તેની પાસે આવી છે.

આનંદમયી આશ્ચર્યથી લલિતા તરફ જોતી હતી. એટલામાં બોલવાનો પ્રારંભ કરવાના ઉદ્દેશથી લલિતા બોલી:

" માતાજી ! તમે મળ્યાં તેથી મને અત્યંત આનંદ થયો. હમણાં વિનયબાબુ અહિંયા હતાને ? "

" હા. "

" કાલે તે બ્રહ્મસમાજની દીક્ષા લેવાના છે એમ સંભળાય છે. "

" હા. અત્યારસુધી એજ વાત ચાલતી હતી. "

" પણ હું કહું છું કે વિનયબાબુ એવું શા માટે કરે છે ભલા ? એમ કરવાથી તેમને મોટો લાભ થવાનો છે એમ ? "

આનંદમયી આશ્ચર્યચકિત થઇ બોલી:

" લાભ થવાનો હશે તો ! "

" મને તો એવું કંઇ દેખાતું નથી. "

આનંદમયી કંઇ ન બોલતાં લલિતાના મુખ તરફ જોતી ઉભી રહી. લલિતા નીચું મ્હો કરી બોલી:

" આવી રીતે પારકી સમાજની દીક્ષા લેવી એટલે આપણે જાણી જોઇને આપણું અપમાન કરાવવું એવી મારી માન્યતા છે. એવું અપમાન વિનયબાબુ શા માટે વહોરી લે છે ? "

" કેમ વહોરી લે છે તે લલિતાજ જાણતી નથી, એમ ? વિનયના ધર્માંતર સાથે શું લલિતાના સુખદુઃખનો કાંઇજ સંબંધ નથી ? "

આનંદમયીનું આ માર્મિક વાક્ય સાંભળવા છતાં લલિતા કાંઇજ બોલી નહિ.

આનંદમયી પુનઃ બોલી:

" આવતી કાલનો દિવસ દીક્ષા માટે લગભગ નક્કી થઇ ગયો છે તે હવે બદલી શકાય એમ નથી એમ વિનય કહેતો હતો. "

લલિતા આનંદમયીના ચહેરા તરફ તીક્ષ્ણ દૃષ્ટિએ જોઇ બોલીઃ " નક્કી બક્કી કાંઇ થયો નથી. દિવસ બદલાવવો હોય તો તે હમણાંજ બદલાવવો જોઇએ. "

આનંદમયી બોલીઃ

" બહેન! તું મારી પાસે આમ શરમા ના. હું તારી પાસે ખુલ્લા દીલે બોલું છું. મેં વિનયને આટલીવાર એમજ કહ્યું હતું કે ધર્મ બદલતાં વિચાર કર. ઉપર ઉપરના દેખાવથી ભૂલ ન કર. પણ તે સાંભળે શાનો? બહેન! તેનો મનોભાવ તું ન સમજતી હોય એવું તો ન હોય! તે ધર્માંતર કરવા માગે છે એ ખરૂં કે ખોટું? "

લલિતા આનંદમયી તરફ સહૃદયતાથી જોઇ મૃદુ સ્વરે બોલીઃ

" માતાજી! હું તમારી પાસે શરમાતી નથી. હું ખરેખરૂં કહી દઉં છું. તમે કહોછો તેવો મારો મત નથી. મનુષ્યના ધર્મ–વિશ્વાસ શ્રદ્ધા–એમાંજ જો અધઃપાત થવા લાગે તો પછી બાકી શું રહ્યું? એવી રીતે અધઃપતન પામેલા માણુસ સાથે મારા જેવીને બનશે એમ મને લાગતું નથી. "

આનન્દમયી આનન્દિત થઇ બોલીઃ

" આબાદ મારા મનની વાત બોલી, દીકરી! મારો મત પણ તંતોતંત તારા જેવોજ છે. એક માણસ સાથે બીજાના રૂપગુણ મળતા ન હોય તો પછી વિશ્વાસ કેમ ઉપજે? અને વિશ્વાસ વિના પ્રેમ કેવો? પણ બહેન! હું વિનયને પણ ઓળખું છું ને તને પણ ઓળખું છું. વિનય પોતાનું અંતઃકરણ તારી પાસે ગૂમાવી આવ્યો છે એ મને ખબર છે. તેનું અને તારૂં મન કેવા સંબંધથી એકજીવ થયેલું છે તે હું પૂર્ણપણે જાણુંછું. પછી નાહક તારો ભાવ શામાટે છૂપાવે છે? પરેશબાબુ પાસે આ બીનાનો સ્ફોટ થયો છે કે નહિ? "

લલિતા શરમથી નમ્ર થઇ બોલીઃ

" નહિ, નહિ, કંઇ સ્ફોટ નથી થયો; પણ તેમને આ બધી વાતની ખબર છે. "

"તેમને ખબર ન હોત તો તારામાં આટલા સુંદર વિચાર, આટલી પ્રૌઢ બુદ્ધિ કયાંથી આવ્યાં હોત? હું હમણાં વિનયને બોલાવી લાવું છું. તેને ને તારે પ્રત્યક્ષ સંભાષણ થાય તેજ સારૂં. પાછળ વાત કરવામાં સાર નહિ. પણ તને એક વાત કહી મૂકું છું બહેન! વિનયને હું નાનપણથી ઓળખું છું. તેનું અને તેની સાથે તારૂં કલ્યાણ થાય એવી મારી અંતઃકરણપૂર્વકની ઇચ્છા છે. મારો વિનય કેવો સોના જેવો દીકરો છે! આવા રત્નને વરનારી ભાગ્યવતી દેવી કોણ છે તેનો વિચાર હું આજસુધી કરતી હતી. પણ દીકરી! મારા દીકરાનું નસીબ ખરેખર બહુ ચળકતું છે કે તારા જેવી વહુ મળી!"

એમ કહી લલિતાને આનન્દમયીએ વ્હાલથી ચુંબન કર્યું. અને તરત વિનયને બોલાવવા માણસ મોકલ્યો. થોડીવારમાં વિનય ત્યાં આવી ઉભો. લછમિયાને લલિતા માટે કંઇ ખાવાનું લાવવાની આજ્ઞા કરી આનંદમયી બહાર ચાલી ગઇ.

આજે લલિતા અને વિનય વચ્ચે સંકોચની છાયા પણ ન્હોતી. તેમનાં અંતરો એકમેક સાથે તદ્દન મળી ગયાં હતાં. તેમની જીવનધારા ગંગાયમુનાના પવિત્ર પ્રવાહ પેઠે એકજ પૂણ્યક્ષેત્રમાં સંમિલીત થતી હતી. તેમનાં હૃદયોમાં પ્રેમનું એવું પૂર આવ્યું હતું કે પ્રવાહને માર્ગ મળ્યો હોત તો તેથી દશે દિશા ભરાઇ જાત! સમાજે તે બન્નેનો સંબંધ માન્ય કર્યો નહિ. બન્નેનું સંમીલન થવા દીધું નહિ તો પણ તેમનાં હૃદયો પરસ્પર પ્રેમબંધનથી બંધાયલાંજ રહ્યાં હતાં. તેમનો આત્મા સંલગ્ન થઇ ગયો હતો. તેમણે પોતાના વિશુદ્ધ પ્રેમના પ્રભાવથી સમાજના સંકૂચિત અને દોષદર્શી વિચારોને ઝાંખા પાડયા હતા. લલિતા વિનય તરફ જોઇ બોલીઃ

"તમે તમારા સુખ દુઃખનો વિચાર છોડી મારો સ્વીકાર કરવા તૈયાર થયા છો તે મારાથી સહન થતું નથી. એમ ન કરતાં તમે જે ઉચ્ચ સ્થાન પર છો તેજ સ્થાને તમારા ચરણો પાસે પડી રહેવાનું મને ગમે છે."

વિનય બોલ્યો:

"તમારી જેવી ઇચ્છા હોય તેમ કરો. તેમાં મારી અસંમતિ નથી. પણ હું કહુંછું કે પ્રીતિ જો થોડોક મતભેદ સહન કરવા તૈયાર ન હોય તો જગતમાં પ્રીતિ અને પ્રભેદ એવું વાસ્તવ્ય કેવું? ગમે તે હોય! તમે કહો તે મારે માન્ય છે."

વિનય અને લલિતાના સંભાષણનો સારાંશ એ જ હતો. તેમના પવિત્ર અંતઃકરણોમાંથી હિંદુ અને બ્રાહ્મ એ ભાવ ઉડી ગયો અને ભાવી વધુવરનો માનવાત્મા એક છે, એ ભવ્ય સત્યની નિષ્કંપ દીપ જ્યોતિ તેમના સંલગ્ન અંતઃકરણમાં ઉજ્વલતાથી પ્રકાશવા લાગી.

## પ્રકરણ ૧૮ મું.

### હિંદુસમાજ મંગલધામ છે.

પરેશબાબુ ઉપાસનામાંથી પરવારી પોતાના બાગમાં બેઠા હતા. હમણાંજ સૂર્યાસ્ત થયો હતો. પશ્ચિમના ક્ષિતિજપટપર રમણિય લાલી જણાતી હતી.

આ વેળા લલિતા અને વિનય ત્યાં આવી પહોંચ્યાં અને ઉભયે પરેશબાબુને સાક્ષાત દંડવત્ પ્રણામ કર્યા.

પરેશબાબુ વિસ્મિત થયા. ત્યાં એક પણ ખુરશી ન્હોતી તેથી તેમણે બન્નેને કહ્યું:

"ચાલો, ઘરમાં ચાલો."

"નહિ. નહિ. ઉઠશો નહિ. અમે અહિંજ બેસીશું." કહી વિનય તેજ ઠેકાણે જમીનપર બેસી ગયો. લલિતા પણ પરેશબાબુના પગ પાસે બેઠી.

વિનયે કહ્યું:

"અમે બન્ને તમારા આશિર્વાદ લેવાને આવ્યાં છીએ. અમારા

જીવનની સત્ય દીક્ષા આજ છે અને તે લેવા માટે અમે ઉભય તમારી સેવામાં હાજર થયાં છીએ. "

પરેશબાબુ આશ્ચર્યચકિત થઇ વિનયના વદન તરફ જોઇ રહ્યા.

વિનયે કહ્યું:

" ઠરેલા નિયમો અને બંધનોથી હું સમાજમાં બંધાયલો રહેવાની પ્રતિજ્ઞા કરતો નથી; તો પણ જે દીક્ષાથી અમે બન્નેનાં જીવનો સત્ય એકરૂપતા ધારણ કરે છે તે દીક્ષા—એટલે આપનો આશિર્વાદજ ફક્ત અમને જોઇએ છે. અમારાં હૃદયો તમારી ભક્તિમાં વિલીન થઇ ગયાં છે. હવે અમારૂં પરમ મંગલ થાય એવો શુભ આશિર્વાદ દો. "

પરેશબાબુ થોડીવાર શાંતતાપૂર્વક વિચાર કરી બોલ્યા: " ત્યારે વિનયબાબુ ! તમે બ્રહ્મસમાજી થતા નથી ખરૂં ? "

" નહિ જી. "

" ત્યારે તમે હિંદુ સમાજમાંજ રહેવા માગો છો ? "

" જી હા. "

એકવાર પરેશબાબુએ લલિતાના મુખ તરફ નજર ફેરવી. તેમનો મનોભાવ પામી જઇ લલિતા બોલી:

" બાપા ! અમારો જે ધર્મ તે અમારી પાસે છે અને હમ્મેશાં અમારી સાથેજ રહેશે. હવે અમને અપમાન ખમવું પડે, દુ:ખ વેઠવું પડે, તો પણ અમારા ઉભયના મનમાં અગર આચરણમાં કાંઇ વૈગુણ્ય છે એવું કોઇએ સ્વપ્નમાં પણ માનવાનું કારણ નથી."

પરેશબાબુ શાંત ચિત્તે સર્વ સાંભળી લેતા હતા. લલિતા પુનઃ બોલી:

" એક વખત આપણો એવો નિશ્ચિત મત હતો કે બ્રહ્મસમાજ તેજ સત્ય જગત—તેની બહારનું બધું આકાશ પાતાળ જેવું ! બ્રહ્મસમાજથી જે વાત વિરોધી હોય તે સત્યથી પણ વેગળીજ હોવી જોઇએ. પણ આપણો એ વિશિષ્ટ મત હવે જાદુગરની લાકડી

ફરવાથી એક વસ્તુની બીજી વસ્તુ થઇ જાય તેમ બિલકુલ બદલાઇ ગયો છે. ”

પરેશબાબુ ગાલમાં ને ગાલમાં ફક્ત હસ્યા.

લલિતા બોલી:

“ બાપુજી ! મારા સ્વભાવમાં ઘણું પરિવર્તન થયું છે. બ્રહ્મ-સમાજમાં આપણી બરોબરીના જે અનેક લોકો છે તેમનો અને મારો ધર્મમત એક હોવા છતાં તેમની સાથે કોઇ પણ પ્રકારે હું સંમત નથી. બ્રહ્મસમાજ—એ મર્યાદિત અર્થવાચક નામે બીજાને તો જાણે જગતની બહારનાજ માની લીધા છે ! એ મત મને બિલકુલ માન્ય નથી. ”

પરેશબાબુ પોતાની બંડખોર કન્યાના મસ્તકપર પ્રેમથી હાથ ફેરવતા બોલ્યા:

“ વ્યક્તિગત કારણોને લીધે મનનો પ્રવાહ વહો જાય તેને સુવિચારપણું કહેવાય ખરૂં ? વંશપરંપરાથી માનવીજીવનમાં જે પૂર્વાપાર પરંપરા ચાલી આવે છે તેનું મંગલ દૃશ્ય સમાજમાં જણાઇ આવવું જોઇએ. ”

વિનય બોલ્યો:

“ હિંદુસમાજ મંગલધામ છે. ”

પરેશબાબુ બોલ્યા:

“ ત્યારે એ હિંદુસમાજ તમારો સ્વીકાર કરશે કે નહિ ? તમારા સુખ દુઃખનો ભાર પોતાના પર લેશે કે ? ”

વિનયને આનંદમયીની વાતનું સ્મરણ થતાં તે તુરત બોલ્યો:

“ હા, મારી સમાજ મારો સ્વીકાર કરે તેની જવાબદારી મારા પર છે, હિંદુધર્મ સદૈવ પોતાના ચરણમાં નવા નવા સંપ્રદાયોને આશ્રય આપતો આવ્યો છે. વાસ્તવ હિંદુસમાજ સર્વ ધર્મ સંપ્રદાયોની એકવાક્યતા કરવાને સમર્થ છે. ”

પરેશબાબુ બોલ્યા:

"એ બધી બોલવાની વાત છે તે પાર પડે ત્યારે ખરી. આગળ-થીજ મનમાં ખાંડ ખાવાથી લાભ શો ? જે સમાજ પોતાનાં સંતા-નોના પગમાં ધર્મબંધનોની મજબૂત બેડી નાંખે છે તેની પાસેથી આવી બાબતની આશા રાખવી તે ગાંડપણની નિશાની છે."

"અનુભવે બધું આપોઆપ જણાઇ આવશે. ત્યાંસુધી સમાજને નિષ્કારણ દોષ દેવો એ શાણપણ ન ગણાય."

લલિતા બોલી:

"બાપા ! એમાં મને કંઇ સમજ પડતી નથી. કઇ સમાજની ઉન્નતિ કરવી એ પ્રશ્ન હમણાં આપણી સામે નથી. માત્ર ચારે બાજુથી અમારાપર જે ટીકાનો વરસાદ નિષ્કારણ વર્ષાવવામાં આવે છે તે અમારા અંતરને વીંધી નાખે છે છતાં ઉચિત શું અને અનુચિત શું તે અમને બરાબર સમજાતું નથી. આવી કાંઇક ચમત્કારિક સ્થિતિ અમારા મનની થઇ પડી છે."

પરેશબાબુ સ્નિગ્ધ સ્વરે બોલ્યા:

"હજી થોડીવાર વિચાર કરી જુઓ—ભલે થોડો સમય વધુ થાય તો શું વાંધો છે ? હજુ તમારા મનની ચંચલતા નષ્ટ થઇ નથી."

"થોડો વખત થોભવામાં અમને કાંઇજ હરકત નથી; પણ હવે હું તમને અમારા બન્નેના હૃદયની પ્રબળતા વિષે ખાત્રી આપું છું. અમારી ઇમારત અનુભવના પાયાપર બાંધવામાં આવી છે. તેથી તે ચીરસ્થાયી રહેવીજ જોઇએ. બાપુજી ! એ બધું તમારી ચરણ સેવાનું ફળ છે." એમ કહી લલિતાએ પરેશબાબુના ચરણ પર મસ્તક મૂક્યું.

પરેશબાબુ વ્હાલથી તેના વાંસાપર હાથ ફેરવી સ્મિત કરતા બોલ્યા:

"બહેન ! તારા મનનો પ્રવાહ અયોગ્ય માર્ગે વહે છે એમ કહેવાનું સાહસ હું કરી શકતો નથી. એક વેળા મારી પણ તારા

જેવી સ્થિતિ થઇ હતી. ત્યારથી મારી માન્યતા એવી થઇ ગઇ છે કે હિંદુસમાજી અથવા બ્રાહ્મસમાજી—ગમે તે હો પરંતુ માનવ આત્મા સરખા દરજ્જાના છે."

એમ કહી પરેશબાબુ સ્વસ્થ બેઠા. આ વેળા જાણે તે અંતઃસં- શોધન કરતા હોય એવા જણાતા હતા. એવી વિચારમગ્ન સ્થિતિમાં કેટલીકવાર થયા પછી વિનયને ઉદ્દેશી તે બોલ્યાઃ

"આમ જુઓ વિનય! અખિલ હિંદુ સમાજ ધર્મ સાથે સંલગ્ન થયલી છે! તેથીજ તેના સામાજીક ક્રિયા કર્મમાં ધર્માનુષ્ઠાનનું પ્રાધાન્ય હોય છે."

આ વિષે લલિતા કાંઇજ બોલી શકી નહિ. બીજા ધર્મો સાથે બ્રહ્મ સમાજને કેવા પ્રકારનો મતભેદ છે તેની લલિતાને ખબર ન્હોતી. બન્નેના આચાર વિચારમાં—અનુષ્ઠાનમાં મોટો ફરક નથી એવો તેનો સ્વાભાવિક મત હતો.

વિનય બોલ્યોઃ

"શાલિગ્રામને સાક્ષી રાખી અમારા વિવાહ થાય છે તે માટે આપ બોલો છો કે?"

પરેશબાબુ એકવાર લલિતા તરફ દૃષ્ટિ ફેંકી બોલ્યાઃ

"હા. લલિતા એ વાતમાં સંમત છે કે?"

વિનયે લલિતાના વદન પર નજર ફેંકી. તે પરથી તેને જણાઇ આવ્યું કે લલિતાનું અંતઃકરણ સંકોચથી ભરાઇ ગયલું છે. તેનું હૃદય લલિતાની કરૂણ દશા જોઇ બળવા લાગ્યું. તે મનમાં બોલ્યો.

"એના મનની વેદનાનું બધું દુઃખ મને થાય તો ઇશ્વરનો આભાર!—" પણ વિનયની આ પ્રાર્થના ઇશ્વર સાંભળે એમ ન્હોતું.

લલિતા નીચું જોઇ બેસી રહી હતી. તે જરા માથું ઉંચું કરી બોલીઃ

"તમે ખરેખર શાલિગ્રામને માનોછો?"

વિનયે તરત જવાબ આપ્યોઃ

" નહિ. હું માનતો નથી. શાલિગ્રામ મારા દેવતા નથી. તેમને માનવાનું અમારામાં એક સામાજિક બંધન છે. એટલુંજ."

લલિતા બોલી:

" જે સામાજિક ચિન્હ માનવામાં આવે છે તેને દેવ જેવું માન આપવું જોઇએ એવો શાસ્ત્રિય આધાર છે કે ?"

વિનય પરેશબાબુ તરફ જોઇ બોલ્યો:

" હું શાલિગ્રામને માનીશ નહિ "

પરેશબાબુ ખુરશી પરથી ઉઠી બોલ્યા:

" વિનયબાબુ ! તમારા બોલવામાં મને રામ જણાતા નથી. તમારો મત તે સમાજનો મત નથી. વિવાહ એ વ્યક્તિગત વસ્તુ નથી. તે કાર્ય સામાજીક છે તેનો તમારે પૂર્ણપણે વિચાર કરવો જોઇએ. એટલા માટે થોડા દહાડા ધીરજ ધરો. આજેજ નિશ્ચિત મત પર આવવાની ઉતાવળ ન કરો."

એમ કહી પરેશબાબુ બહારના બાગમાં જઇ આમ તેમ ફેરા ખાવા લાગ્યા. લલિતા પણ બહાર જવા માટે ઉઠી અને વિનય તરફ ફરી બોલી:

" મારી ઇચ્છા જો કોઇ પણ સત્ય વાતનો વિરોધ કરનારી નથી અને તેથી અવનતીનું બીજ રોપાવાનો સંભવ નથી છતાં તે ઇચ્છા પૂર્ણ થતાં વચમાં આટલા સંકરો કેમ આવે છે તથા મનમાં આટલી બધી વ્યાકુળતા કેમ થાય છે ? સમાજનું ખરૂં સ્વરૂપ શું છે ? તેના દરબારમાં ખરા આચાર વિચારોને માન મળે છે કે ખોટાને ?

વિનય ધીમે ધીમે લલિતા પાસે આવી બોલ્યો:

" હું કોઇ પણ સમાજથી બ્હીતો નથી. આપણે ઉભય એક-મેકના પ્રેમમાં મસ્ત થઇ જીવન ગાળીશું તો આપણી એ નાની સમા-જમાં જે માધુર્ય તથા સત્યપ્રિયતા જણાશે તે બીજી કોઇ પણ સમા-જમાં નજરે પડશે નહિ."

એટલામાં વરદાસુંદરી વિનય અને લલિતા સામે આવી બોલી:

"વિનયબાબુ ? તમે દીક્ષા લેવાના નથી એવી વાત સાંભળી તે ખરી કે ખોટી ?"

વિનય બોલ્યો:

"હું દીક્ષા લઇશ. પણ તે કોઇ સત્યપ્રિય ગુરૂ પાસે લઇશ."

વરદાસુંદરી અત્યંત ગુસ્સે થઇ બોલી:

"તમે આ વિશ્વાસઘાત નથી કરતા ? દીક્ષા લઇશ—દીક્ષા લઇશ એમ કહી મને ને બધા સમાજીસ્ટોને ભમાવી હવે આવી નામર્દારી કેમ બતાવોછો ? તમે લલિતાનું સત્યાનાશ વાળવા માગો છો કે શું ?

લલિતા બોલી:

"વિનયબાબુએ દીક્ષા લેવી એવો બધા સમાજીસ્ટોનો એકમત નથી. અને વર્તમાન પત્રમાં એવું પ્રગટ પણ કરવામાં આવ્યું છે. પછી દીક્ષા લઇને શું કરે ?"

વરદાસુંદરી બોલી:

"દીક્ષા લીધા સિવાય તમારા લગ્ન શી રીતે થશે ?"

લલિતાએ પૂછ્યું:

"કેમ નહિ થાય ?"

વરદાસુંદરી બોલી:

"હિંદુ ધર્મ વિધિ પ્રમાણે તમારાં લગ્ન થવાના છે એમ ?"

વિનય બોલ્યો:

"તેમ પણ થાય. તેમાં કાંઇ અડચણ હશે તો તે હું દૂર કરીશ."

વરદાસુંદરીના મુખમાંથી થોડીકવાર સુધી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ. તે થોડીવાર વિચાર કરી બોલી:

"વિનયબાબુ! જાવ—જાવ. ફરીથી આ ઘેરે આવશો નહિ."

## પ્રકરણ ૧૯ મું.

### આ શું ધતિંગ છે?

આજે ગોરા આપેલા વચન પ્રમાણે પોતાને ઘેર આવશે એવી સુચરિતાની પાકી ખાત્રી હતી. તેના આવવાનો વખત જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ તેનું હૃદય ધડક ધડક થવા લાગ્યું. ગોરા આવવાનો છે તેથી તેના મનને જેટલો આનંદ થતો હતો તેટલોજ ભય પણ લાગતો હતો. ગોરા અને સુચરિતાનો પરસ્પર નિઃસીમ પ્રેમ હતો પરંતુ ઉભયનો સ્વભાવ વિચિત્ર હોવાથી વારંવાર ઉભયના વિચારો બદલાતા હતા.

ગઇ કાલે ગોરા સુચરિતાને ઘેર આવતાં વારજ સુચરિતાના ડીલમાં છૂરી ભોકાવા જેવું થયું હતું. તેના મનનું સમતોલપણું તે ગૂમાવી બેસવાથી તેની નાવ આમથી તેમ ડોલા ખાતી હતી. પછી ગોરાના મનમાંની અસામાન્ય ધર્મ શ્રદ્ધા જોઇને તો તેના મનમાં અતિશય ભય લાગવા લાગ્યો. પરમાત્માએ તેને એકાદ ભયંકર રણ-સંગ્રામમાં લાવીને ઉભી રાખી હતી!

હરિમોહિનીએ સુચરિતાના અંતઃકરણમાં સાકાર ઇશ્વરોપાસના ઠસાવવા માટે ગોરાને અને તેની સાથે સુચરિતાને શુદ્ધાં દેવમંદિરમાં દાખલ કીધી. ગોરાએ પૂજ્ય ભાવે વ્હાલથી દેવને નમસ્કાર કર્યા. દિવાનખાનામાં આવવા પછી સુચરિતાએ તેને પૂછ્યું:

"તમે આ દેવની ભક્તિ કરો છો કે?"

ગોરા અસ્વાભાવિક ઉત્સાહથી બોલ્યો:

"હા. એ દેવને પૂજું છું. કેમ?"

ગોરાને મ્હોડે "હા" શબ્દ સાંભળતાંજ સુચરિતા માથે હાથ ટેકવી સ્વસ્થ બેસી રહી. તેના વદન પર પ્રતિબિમ્બિત થનારી નીરવ વેદના ગોરાના અંતઃકરણને ભેદવા લાગી.

"સુચરિતા! હું ખરૂં કહુંછું. હું આ દેવની પૂજા કરૂંછું, એ દેવની હું મનઃપૂર્વક ભક્તિ કરૂંછું, એમ મારાથી કહી શકાય એમ નથી. પણ હું મારા દેશની ભક્તિ કરૂંછું, મારા દેશની પૂજા કરૂંછું, એ અક્ષરશઃ ખરૂં છે. આ સર્વ ઔપચારિક પૂજા, આ ભક્તિનો પ્રવાહ જે ધામમાં જઇ પહોંચે તે મંગલધામ પૂજનીય છે એવો મારો પ્રમાણિક મત છે. હજુ ખ્રિસ્તી મિશનરીઓ પેઠે મારી દૃષ્ટિમાં વિષારી કિરણોનો પ્રાદુર્ભાવ થયો નથી."

સુચરિતા સ્તબ્ધપણે ગોરાના વદન તરફ જોવા લાગી. ગોરા બોલ્યો:

"મારા કહેવાનો મર્મ સમજતા તને મુસ્કેલી નડે છે એ હું જાણુંછું. કોણ જાણે કેમ પણ તારી નજર હમણાં હમણાં એકાગ્ર થયલી છે. તને હમણાં સાંપ્રદાયિક સમાજ, તેના આચાર વિચાર, તેનાં પૂજ્યસ્થાનો, આદિ કાંઇ જણાતાં નથી."

સુચરિતા બોલી:

"ભક્તિ કેવી રીતે કરવી તે કહેશો? ભક્તિ કરવા પહેલાં કાંઇક વિચાર કરવો જોઇએ કે નહિ?

ગોરા ઉત્તેજીત થઇ બોલ્યો:

"અર્થાત આવા સાકાર પદાર્થોની પૂજા કરવી એટલે દેવ દેવતાની પૂજા કરવી નહિ, એવો તમારો મત છે. પણ દેશકાલાદિકનો વિચાર કરતાં આ માન્યતા કેટલી અવ્યવહારૂ છે તે આપણે હમણાં જ જોઇ લઇશું. ઇશ્વર સંબંધી એકાદ શાસ્ત્ર વાકય બોલો તો પર તમારી શ્રદ્ધા હોવી જોઇએ એમ માની આગળ ચાલીઃ હવે શાસ્ત્ર વાકય જે કાગળ પર લખેલું છે, જે શાહીથી લખેલુ તેને તમે મહત્વ આપો છો કે? ભાવની—હેતુની નિઃસીમતા વિચારો નિઃસીમતા કરતાં કેટલે દરજ્જે શ્રેષ્ઠ વસ્તુ છે!"

આ સઘળા સૂક્ષ્મ તર્કોના જવાબ દેવાનું સુચરિતાની શક્તિ બહારનું કામ હતું. પણ ગોરાનું કહેવું ખરૂં માની સ્વસ્થ બેસી રહેવા

જેટલી નિર્બલતા પણ તેના મનમાં ન્હોતી. તેના અંતઃકરણમાં ગોરાના મતનું ખંડન કરનારી ભાષાહીન રચના ચાલતી હતી.

પ્રતિપક્ષી સાથે સંભાષણ કરવા અગાઉ ગોરાના મનમાં કદિ પણ દયાનો સંચાર થયો ન્હોતો. એવી વખતે એકાદ શિકારી કુતરા જેવી મૂર્તિમંત હિંસકવૃત્તિ તેનામાં આવતી. પણ તેના હૃદયની કઠીનતા આજે સુચરિતાના નિરૂત્તરપણાથી કુસુમ કરતાં પણ કોમળ અને દયાળુ થઇ ગઇ. તે કોમળ સ્વરે બોલ્યો:

" તમારા ધર્મમત વિરૂદ્ધ હું કાંઇ બોલતો નથી. મારૂં કહેવું એટલુંજ છે કે તમે જે દેવની સાકાર ગણીને નિંદા કરો છો તેનું ખરૂં સ્વરૂપ તમે સમજી શકતા નથી. અથવા સમજવાનો પ્રયત્ન કરતાં નથી. પણ તે સાકાર દેવને ભજીનેજ જેના મનોરથ પૂર્ણ થયા છે, જેનું અંતઃકરણ તૃપ્ત થયું છે, જેનું જીવન આદર્શવત્ બની ગયું છે તેજ સાકાર મૂર્તિ મૃણ્મય છે કે ચિન્મય, મર્યાદિત છે કે અમર્યાદિત—તે બરાબર સમજે છે. "

સુચરિતા બોલી:

" પણ આવી ભાવના જેના હૃદયમાં નહિ હોય તે લોકો તો ભક્ત નામને યોગ્ય નહિજ ગણાય ને ? "

" પણ જે ભક્ત નહિ હોય તે પૂજા શા માટે કરે છે ? બ્રહ્મસમાજમાં પણ ભક્તિહીન માણસો શું કરે છે ? અને ખરૂં જુઓ તો પૂજામાં પણ મહત્તા શી છે ? સઘળું પૂજન અર્ચન એક અતલ સ્પર્શી શૂન્યધામમાં જઇ લય પામશે ! પણ નાસ્તિકોના સાહસ અતિ ભયંકર ...ય છે. જેના તેના નામ પાડવાં, અંધશ્રદ્ધા રાખવી, એજ જાણે ...મની હુશિયારી ! અહંકાર તેમનો પૂરોહિત છે ! આ લોહી તરસ્યા ...વતાની પુજા તમારા સમાજીસ્ટો તરફથી કદિ પણ નથી થતી કે ? "

આ પ્રશ્નનો કાંઇ ઉત્તર ન આપતાં સુચરિતા વિષય ફેરવી બોલી:

" ધર્મ સંબંધી તમે હમણા જે ચર્ચા કરી તે તમારા પોતાના જ્ઞાનને આધારેજ કે ? "

"ત્યારે? તમને શું લાગે છે?" ગોરા સસ્મિત બોલ્યોઃ "એ પરથી ઇશ્વરપર મને કેટલી દઢ શ્રદ્ધા છે તે સમજી લો."

આ શબ્દોથી સુચરિતાને વિશેષ આનંદ થયો નહિ. તો પણ તેના અંગમાં થતો કમ્પ ઘણો કમી થઇ ગયો. આવા ગહન વિષયપર અધિકારયુક્ત વાણીથી વાદવિવાદ કરવાની યોગ્યતા ગોરાનામાં નથી એવી ભાવના પણ તેના મનમાં જાગૃત થઇ.

ગોરા બોલ્યોઃ

"ગમે તે ભલેને તમારી સમાજની દીક્ષા લે! તેથી મને કદિ પણ ખેદ થવાનો નથી. પણ તમે લોકો અમારા હિંદુઓની અવાસ્તવ નિંદા કરો છો તે અયોગ્ય છે. તમે તમારા લોકોને મૂઢ–અજ્ઞાની કહો અથવા ખરેખર તેઓ તેવાજ છે—એમ અમે કહેવા માગતા નથી. ઉલટા તેઓ ડાહ્યા છે, જ્ઞાની છે, એવી અમારી ભાવના છે. તમે જ્ઞાની છો, તમે ખરા ભક્ત છો, એ વાત હું ઝટ કબૂલું છું. પણ અમારે માટે તમારા અંતરમાં તમે સન્માન કેમ રાખતા નથી? અમારા ધર્મ તત્વોમાં જે મહત્વ છે, અમારી ભક્તિમાં જે ગાંભીર્ય છે, તે પરની શ્રદ્ધામાંથીજ અમે દેશના હૃદયમાં જાગ્રતિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરીએ છીએ. જે જે ઠેકાણે ઉપર નિર્દિષ્ટ કરેલી સંપદા છે તે તે સ્થલે અભિમાન જાગૃત થવુંજ જોઇએ. અમે અમારૂં બ્રીદ કદિ ભૂલવાના નથી. તેની પૂર્ણતા માટે અમારો પ્રયત્ન ચાલુ છે અને તેમાં યશ મેળવવાની અમે પ્રતિજ્ઞા કરી છે! હું આજે તમારી પાસે આવ્યો છું તે એટલાજ માટે! આજે બધી વાત તમારી પાસે ઓકી નાખી એટલે મારા મનમાં થોડીક શાંતતા આવી છેઃ નહિ તો એ વિચાર રાત દહાડો મારા મસ્તકમાં દૈત્ય પ્રમાણે તાંડવ નૃત્ય કર્યા કરત. આજસુધી મારી કલ્પનાને મૂર્ત સ્વરૂપ આવ્યું ન્હોતું; પણ હવે આવવા લાગ્યું છે એ પરમ સંતોષની વાત છે. અમારા ભારતવર્ષની સર્વ આર્ય સ્ત્રીઓની કર્ણેંદ્રિયે આ ઉપદેશ અથડાય, તેમના હૃદય પર તેની છાપ પડે તેમનાં નેત્રો પ્રખર તેજથી ચમકી બને તેજ વેળા કાર્યને મૂર્ત સ્વરૂપ મળેલું ગણાશે;

પણ ફક્ત હું એકલોજ ભારતવર્ષની વ્યાપક કલ્પના કર્યા કરૂં તેથી કાંઇ વળશે નહિ. અમે પુરૂષો ભારતવર્ષની ઉન્નતિ રૂપ દીપક સળગાવવા માટે મરીશું—અવસ્ય મરીશું! પણ તમે જો જીવંત રહેશો નહિ—શરીરે નહિ પણ ગુણે જીવંત રહેશો નહિ તો તે જ્યોતિનો પ્રકાશ કોના મુખ પર પડશે? તમે સ્ત્રીઓ—પૃથ્વી પરની દેવીઓ જો એ પ્રગતિ અટકાવશો તો ભારતવર્ષમાં સૌંદર્ય કેમ આવશે?"

"હાય! એ વિજયી ભારતવર્ષ કયાં છે? એ વિજયી સુચરિતા કેટલી દૂર હતી? આ ભારતવર્ષનો સાધકભાવથી ભોળો બનેલો સાધક પણ આજસુધી કયાં હતો? એ બધા પોતાની જગ્યાએજ હતાં. હવે ભારતવર્ષ સર્વને પોકાર મારીને કહે છે કે તમારા સિવાય મારાથી એક ડગલું આગળ વધાવાનું નથી. અને તે ભારતવર્ષની કૃપાથી દબાયલો હું પણ બધાને એમજ કહું છું કે તમારા શિવાય દેશની પ્રગતિમાં એક ડગલું પણ આગળ ચલાવાનું નથી. એટલા માટે તમને જાગૃત કરવાને હું આવ્યો છું. ચાલો ઉઠો—જાગ્રત થાઓ."

સુચરિતાનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

ગોરાએ સુચરિતાના મુખ તરફ એકવાર જોયું. ઉભયનું નેત્ર મીલન થયું. સુચરિતાની દૃષ્ટિ અચલ હતી. તે આત્મવિસ્મૃત થઇ ગોરાના મુખ તરફ નિશ્ચલ નયને જોતી હતી.

સુચરિતાના તે સંકોચહીન—સંશયહીન અશ્રુધારાવર્ષિત નેત્ર યુગલ સામે પવનથી જેમ વૃક્ષવલ્લરી ડોલવા લાગે તેમ ગોરાનું આખું શરીર ડોલવા લાગ્યું. પોતાની મનઃસ્થિતિ છૂપાવવા માટે ગોરાએ પુષ્કળ પ્રયત્ન કર્યો; પણ તેનું કાંઇ વળ્યું નહિ. છેવટે તે મ્હો ફેરવી બેઠો. આ વેળા સંધ્યા સમય થયો હતો. અનંત આકાશમાં તારાઓ હમણાં હમણાંજ ચમકવા લાગ્યા હતા. તેજ નિરભ્ર આકાશ, તેજ તારકપુંજ આજે ગોરાને દૂર—દૂર બોલાવી લેતાં હતાં! તે સ્થાન આ અશાંટ ભૂતલ પરની કર્મપદ્ધતિથી. કેટલું અલિપ્ત! સામ્રાજ્યની ચડતી પડતીથી તદ્દન નિર્લેપ! તે મંગલધામમાં

ગોરાનું અંતઃકરણ ફૂલતું હતું. તેની દૃષ્ટિ અંતર્મુખ થઇ હતી. રસ્તા પરથી જતા આવતા લોકોને તે જોતોજ ન્હોતો. નગરનો કોલાહલ તેની સમાધિવૃત્તિનો ભંગ કરતો ન્હોતો. તેણે પોતાના અંતરને જોયું તો તેનો ભાવનાપ્રવાહ ગંગાજલ જેવો પવિત્ર અને નિર્મલ હતો. ફક્ત તેમાં એક વિશુદ્ધ આત્માને પોતાના પર સત્તા અપાયલી જણાતી હતી.

એટલામાં હરિમોહિનીનો અવાજ સાંભળી ગોરા ઉંઘમાંથી જાગ્યો હોય તેમ ચમકીને સ્વસ્થ થયો. તે બોલીઃ

"ભાઇ ગોરા! જતી વેળા જરા ગળ્યું મ્હો કરી જા."

ગોરા બોલ્યોઃ

"આજે નહિ. આજે મને ક્ષમા કરો. હું જાઉં છું."

ગોરા ઉતાવળો ઉતાવળો નીકળી ગયો. આ પ્રકાર જોઇ હરિમોહિનીએ આશ્ચર્યયુક્ત મુદ્રાએ સુચરિતા તરફ જોયું તો તે પણ ચાલી ગયલી જણાઇ. તે મનમાં બબડીઃ

"આ ચેટક વળી શું છે?"

થોડોક સમય ન થયો એવામાં પરેશબાબુ ત્યાં આવ્યા. પણ સુચરિતા તેમને ઘરમાં મળી નહિ. તેમણે હરિમોહિનીને પૂછ્યું: "રાધારાણી ક્યાં છે?"

હરિમોહિની વિરક્ત સ્વરે બોલી:

"કોણ જાણે! અત્યારસુધી અહિં બેસી તે ગોરમોહનબાબુ સાથે વાત કરતી હતી. હમણાં તે ઘણું કરી નીચે ફરતી હશે."

પરેશબાબુ આશ્ચર્ય પામી બોલ્યાઃ

"આવી ઠંડીમાં તે ખુલ્લી હવામાં ફરે છે?"

"આજકાલની છોકરીઓને ઠંડીથી કાંઇજ થતું નથી."

આજે હરિમોહિનીને સુચરિતા પર ક્રોધ આવ્યો હતો. તે ગુસ્સાના આવેશમાં તેણે તેને વાળુ કરવા માટે બોલાવી નહિ અને સુચરિતા પોતાના વિચારોમાં મશગુલ થઇ ગયલી હોવાથી તેને

ભોજનની સ્મૃતિ શુદ્ધાં થઇ નહિ.

પરેશબાબુ નીચે ગયા. તેમને એકાએક આવેલા જોઇ સુચરિતા શરમાવા જેવી થઇ ગઇ અને બોલીઃ

"બાપા! ચાલો. ઉપર ચાલો. અહિં ઠંડી લાગશે."

ઉપર આવી દિવાના પ્રકાશમાં સુચરિતાએ પરેશબાબુનું વદન જોયું તો તે અત્યંત કરમાયલું જણાયું. પરેશબાબુ હતાશ હૃદયે એક ખુરશી પર બેઠા અને સુચરિતા પોતાની આંખમાંનાં આંસુ તેમને ન જણાય તે માટે તેમની ખુરશીની પાછળ ઉભી રહી તેમના રૂપેરી વાળ પર વ્હાલથી હાથ ફેરવવા લાગી.

પરેશબાબુ બોલ્યાઃ

"વિનય દીક્ષા લેવાની ના પાડે છે."

સુચરિતાએ આનો કાંઇ જવાબ આપ્યો નહિ. પરેશબાબુ પુનઃ બોલ્યા:

"વિનયની દીક્ષા માટે પ્રથમથીજ મારા મનમાં પૂરતો સંશય હતો એટલે મને આમાં વિશેષ અજાયબી ઉપજતી નથી. પણ લલિતા હજુ પણ તેને પરણવા તૈયાર છે."

સુચરિતા આવેશયુક્ત સ્વરે બોલીઃ

"નહિ બાપા! એ કદિ પણ શકય નથી. લલિતા એ કબુલ કરશે નહિ."

સુચરિતાના આવેશયુક્ત શબ્દોથી પરેશબાબુને ઘણી અજાયબી ઉપજી. તેમણે તેને કહ્યુંઃ

"તું એ શા પરથી કહે છે?"

"વિનયબાબુ બ્રહ્મસમાજી થયા શિવાય લગ્ન કેમ થઇ શકે?"

"કેમ? હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે થશે."

સુચરિતા માથું હલાવી બોલીઃ

"નહિ. નહિ. લલિતાના લગ્ન હિંદુ યુવક સાથે કદિ પણ ન થવા જોઇએ."

"શાલિગ્રામને વિનય માનતો નથી."

સુચરિતા પરેશબાબુની સામે આવી બેઠી. પરેશબાબુએ તેને પૂછ્યું:

"એ વિષે તારો શું મત છે, રાધારાણી ?"

સુચરિતા ક્ષણભર વિચાર કરી બોલી:

"મારૂં કહેવું એટલુંજ છે કે એમ થાય તે સારૂં નહિ."

"શું કરવું ને શું નહિ તેનીજ મને ચિંતા થયા કરે છે."

"હવે વિચાર કરવાનો વખત નથી, બાપા!"

"મારાથી તો આ કોયડો ઉકેલાતો નથી. લલિતાના વિનય સાથે લગ્ન થાય તો તેમાં એ બેનો કાંઇ દોષ નથી અને તેમાં કાંઇ અધર્મ પણ નથી. તો પછી એ લગ્નને અયોગ્ય ગણી તેમાં અડચણ શા માટે નાખવી ? સમાજની ચર્ચા અને નિંદા સહન કરવા બન્ને તૈયાર છે તો પછી મારૂં શું જાય છે ?"

સુચરિતાએ પૂછ્યું:

"એમ શું બોલો છો, બાપા ? બધા કરતાં તમને જ સમાજની વધારે નિંદા સહન કરવી પડશે."

"તે આગળ જતાં જોઇ લેવાશે."

આશ્ચર્યચકિત મુદ્રાએ સુચરિતા બોલી:

"ત્યારે બાપા! શું તમે એ લગ્નમાં સંમતિ આપવાના?"

પરેશબાબુએ જવાબ આપ્યો:

"નહિ. હમણાં સંમતિ આપતો નથી. પણ આજે નહિ તો કાલે આપવીજ પડશે. લલિતા હાલમાં જે રસ્તે જાય છે તે રસ્તે જતાં તેને મારા શિવાય બીજો કોણ આશિર્વાદ દે અને ઇશ્વર શિવાય બીજો કોણ સહાય કરે ?"

એમ કહી પરેશબાબુ ચાલી ગયા. સુચરિતા ત્યાંને ત્યાંજ વિચારમાં લીન થઇ ગઇ. તેને પરેશબાબુનો અભિપ્રાય ગમ્યો નહિ. છતાં તે મ્હોડેથી બોલવાની તેનામાં તાકાત રહી ન્હોતી. તેના મનમાં અનેક નિરાશાજનક વિચારો ઘોળાવા લાગ્યા અને તેથી તેની માનસિક અશાંતિ વધી પડી.

## પ્રકરણ ૨૦ મું.

### પરેશબાબુનો પત્ર !

મહિમે ગોરાને કહ્યું:

"આખરે વિનયની વિદ્વતાપર પાણી ફરી વળ્યું !"

ગોરા કંઇજ જવાબ ન આપતાં મહિમના મ્હો તરફ જોઇ ઉભો રહ્યો. મહિમ ફરીથી બોલ્યોઃ

"મારાપર આમ શામાટે ગુસ્સો કરે છે ? તારા મિત્રની વાત હવે કાંઇ છૂપાવી છૂપવાની નથી."

એમ કહી મહિમે એક વર્તમાનપત્ર ગોરાના હાથમાં મૂક્યું. તેમાં વિનયની બ્રહ્મસમાજની દીક્ષા સંબંધી એક મસાલેદાર અગ્રલેખ પ્રગટ થએલો હતો. જે વેળા ગોરા કારાગૃહમાં હતો તે વેળા તેના સરલહૃદયી બંધુને બ્રહ્મસમાજમાંના કોઇ કન્યાના પિતાએ અનેક પ્રલોભનો બતાવી વશ કરી લીધો અને સનાતન હિંદુધર્મથી તેને વંચિત કર્યો એવો તે લેખનો મર્મ શક્ય તેટલી સુંદર અને આવેશ-યુક્ત ભાષામાં પ્રતિપાદિત કરવામાં આવ્યો હતો.

"આમાંનું મને કાંઇ ખબર નથી." એમ ગોરા બોલ્યો પણ તેના તે શબ્દોપર મહિમને જરાપણ વિશ્વાસ આવ્યો નહિ. તે વિન-યના અત્યાચારની ચર્ચા કરવા લાગ્યો. અંતે તે બોલ્યોઃ

"વિનયે પ્રથમ સ્પષ્ટપણે શશિમુખી સાથે વિવાહ કરવાની સંમતિ આપી અણીને વખતે ના પાડી ત્યારેજ તેનો વિનાશકાળ નજીક આવ્યો છે એવી મારી ખાત્રી થઇ હતી."

એટલામાં અવિનાશ ત્યાં દોડતો દોડતો આવ્યો અને બોલ્યોઃ

"ગોરબાબુ ! આ શું ગોટાળો છે. છેવટે વિનયબાબુ—"

અવિનાશના મુખમાંથી પૂરતા શબ્દો પણ બહાર પડી શક્યા નહિ. તેને વિનયની લાંછિત સ્થિતિ જોઇ અપરિમિત આનંદ થયો

હતો. જોતજોતામાં અવિનાશના પક્ષના મુખ્ય મુખ્ય માણસો ત્યાં ભેગા થવા લાગ્યા. અને વિનય સંબંધી કાંઇ કાંઇ વાતો થવા લાગી. આ મંડળીમાં બહુમતિએ એક ઠરાવ પસાર થયો કે પ્રસ્તુત બનાવમાં વિસ્મય થવા જેવું કાંઇ ન્હોતું કારણ કે વિનયબાબુના મનનું દ્વિધાત્વ અને દૌર્બલ્ય સ્પષ્ટપણે જણાઇ આવ્યું હતું. વસ્તુતઃ વિનયે બ્રહ્મ-સમાજમાં–પ્રતિપક્ષમાં–કાયા વાચા અને મનસા આત્મસમર્પણ કર્યું ન્હોતું. કોઇ બોલ્યું કે વિનયથી ગોરાના કરડા આચાર વિચાર નહિ પળાવાથી તેણે તેમ કર્યું. કોઇએ આ અપયશનો ભાર વરદાસુંદરીપર તો કોઇએ લલિતાપર નાખ્યો. આ પ્રકાર વિનયથી સહન થયો નહિ. તે કકળતા અંતઃકરણે ગોરાને ચરણે પડી બોલ્યોઃ

"લોકો ગમે તે બોલે; પણ આપણે તો એક શરીરના બે હાથ છીએ."

ગોરા વિનય સાથે પ્રેમપૂર્વક વર્તે છે એવું જાણ્યા પછી લોકો તેની સ્પષ્ટ મશ્કરી કરતાં બંધ થયા; પણ તેમના અંતઃકરણમાં "ધર્મ-ભ્રષ્ટ–ભ્રષ્ટાભ્રષ્ટ–" એ ભયંકર કલ્પના પૂર વેગથી થન થન થન નાચી રહી હતી. તેઓમાંનો એક આગેવાન આગળ આવી બોલ્યોઃ

"અમે વિનયબાબુ જેવા વિદ્વાન નથી અને અમારી બુદ્ધિ એમના જેટલી તીવ્ર નથી. પણ ગોરબાબુ! અમે એકવાર જે મત લીધો હોય તે જીવ જતાં પણ છોડતા નથી. આજે એક ધર્મ, કાલે બીજો, પરમ દહાડે ત્રીજોજ; એવો પ્રકાર અમારે હાથે કદિ પણ બને નહિ. પછી ભલે તમે અમને મૂર્ખ કહો–કમઅક્કલ કહો–ગમે તેવા કહો."

આ અવાસ્તવ વાદવિવાદનો ગોરાએ કિંચિત પણ જવાબ આપ્યો નહિ. તે પ્રત્યેકનું બોલવું સ્વસ્થ ચિત્તે સાંભળી લેતો હતો.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ધીમે ધીમે એક પછી એક એમ સહુ પોતપોતાને ઘેર જવા લાગ્યા. વિનય દાદર ચઢી ઉપર જવા લાગ્યો એટલામાં ગોરાએ બહારથી બૂમ પાડી.

"વિનય!"

વિનય નીચે ઉતરી ગોરા સાથે તેના ઘરમાં ગયો. ગોરાએ તેને પૂછ્યું:

"વિનય! તારે હાથે કંઇ અન્યાય થયો છે એવું મને પણ લાગતું નથી. હું પણ તારો અપરાધી નથી. તો પછી તું મારો આમ ત્યાગ કેમ કરે છે?"

આજે ગોરાને ને પોતાને ખૂબ ઝામી જશે અને તેમની વચ્ચે ગરમાગરમ વાદવિવાદ થશે એમ સમજી વિનયે અગાઉથીજ પોતાનું મન મજબૂત કરી રાખ્યું હતું. પણ આ શું? ગોરા તો પ્રેમથી ગદ્દગદ્દ થઇ તેની સાથે વાત કરતો હતો! ગોરાની આવી પ્રેમાર્દ્ર કરૂણ દશા જોઇ વિનયનું હૃદય છિન્ન વિચ્છિન્ન થઇ ગયું. તે ગદ્દગદ્દ સ્વરે બોલ્યો:

"ભાઇ ગોરા! હું તારો ત્યાગ કરીશ એવું તું મનમાં શુદ્ધાં લાવીશ નહિ. જીવનવ્યાપારમાં અનેક વેળા કંઇકંઇ ફેરફાર ને ઉથલ પાથલ થાય છે—અનેક બાબતનો નાદ લાગે છે ને છૂટે છે; પણ ગમે તેમ થાય તોપણ મિત્રતાનો ત્યાગ થાય ખરો! તુંજ કહે જોઉં, ભાઇ!"

ગોરા ક્ષણભર સ્તબ્ધ રહી બોલ્યો:

"વિનય! તેં બ્રહ્મસમાજની દીક્ષા લીધી કે?"

"નહિ. ગોરા! મેં દીક્ષા લીધી નથી અને લેવાનો પણ નથી. હું હવે એ બાબતપર ધ્યાનજ આપતો નથી."

"ત્યારે?"

"ત્યારે શું? તેથી શું થવાનું છે? હું બ્રહ્મસમાજની દીક્ષા લઉં તેથી અત્યંત તુમુલ વાગ્યુદ્ધ થવાનો સંભવ જણાય છે એટલે એ વાતજ મેં સદંતર છોડી દીધી છે."

"પણ પહેલા તારા મનનું વલણ કેવું હતું અને હમણાં કેવું છે?"

ગોરાનો પ્રશ્ન સાંભળી વિનયના હૃદયે પુનઃ વાદવિવાદ માટે

કમ્મર કસી. તે બોલ્યોઃ

" અગાઉ કોઇ માણુસ બ્રહ્મસમાજી થાય છે એવું સાંભળતાં જ મારા મનમાં કંઈનું કંઇ થતું. આ ભયંકર સંતાપ કેમ ટાળવો તે માટે હું પ્રબલ પ્રયત્ન કરતો પણ હજુ મારૂં મન મારે સ્વાધિન નથી. મારો મત એવો છે કે ધર્મપંથ સામે ધર્મપંથ, યુક્તિ સામે યુક્તિ, દલીલ સામે દલીલ—એવી રીતે વાગ્યુદ્ધ થાય તો તે ચાલે પણ બુદ્ધિ સાથે ક્રોધનો સામનો શરૂ થયો તો બન્નેને દંડ થવો જ જોઇએ. "

ગોરા બોલ્યો:

" હવે હિંદુ બ્રહ્મસમાજી થાય તો તને ગુસ્સો આવતો નથી. પણ બ્રાહ્મ હોઇ પ્રાયશ્ચિત લઇ હિંદુ થાય તો તને ગુસ્સો આવે છે. તારી આગલી અને હાલની પરિસ્થિતિમાં એટલોજ ફેર જણાઇ આવે છે. "

" તું આ શાંત ચિત્તે બોલતો નથી, ગોરા! મારાપર ગુસ્સે થઇ બોલે છે. "

ગોરા બોલ્યોઃ

" હું ગુસ્સાથી બોલતો નથી—શ્રદ્ધાપૂર્વક બોલુંછું. એમ થવું યોગ્ય છે. અને તારે ઠેકાણે હું હોત તો મેં પણ એમજ કર્યું હોત. બહુરૂપી માણસ જૂદાજૂદા સ્વરૂપ ધારણ કરે છે તેમાં અને આ ધાર્મિક પોષાકમાં કાંઇજ ફરક નથી. તમે બ્રહ્મસમાજી થાઓ, મુસલમાન થાઓ, ક્રિશ્ચિયન થાઓ, તેથી એકાદ નવીન અવયવ તમારા શરીરમાં ફૂટતો નથી કે જેટલા હોય તેમાંથી કોઇ કમી થતો નથી; સત્યાસત્યની પરિક્ષા કરવા માટે અને સત્યનો સ્વીકાર કરવા માટે બુદ્ધિસામર્થ્યના પાઠબળની જરૂર છે. અને તેમાં કાંઈ ભૂલ થઇ તો કુદરતનો અથવા તેણે નીમેલા અધિકારીનો દંડ સહન કરવો પડે છે. આપણી બુદ્ધિની ઉજ્વલતા પ્રમાણે સત્યની કિંમત કોડી જેટલી અથવા રત્ન જેટલી થાય છે! "

થયું! બન્નેનું વાગ્યુદ્ધ શરૂ થઇ ગયું. એકમેકના સવાલ જવાબ ઉભયના હૃદયોને બાણની પેઠે વીંધવા લાગ્યા. છેવટે વિનય ઉભો થઇ બોલ્યોઃ

"ગોરા! તારા ને મારા સ્વભાવ તથા ગુણમાં જન્મથીજ કાંઇ ભેદ છે. આજસુધી તે મતભેદ સ્પષ્ટ રીતે બહાર નીકળ્યો નહિ એટલુંજ! આટલા દહાડા હું નમતું મૂકતો હતો એટલે બધું ઠીકઠીક ચાલતું પણ જ્યારે પણ તારી નજરે મતભેદ જણાઇ આવે છે ત્યારે સમાધાન કે નાખતી કરવાનો વિચારજ તારા મગજમાં આવતો નથી. તારી સાથેની મિત્રતાનો સંબંધ અબાધિત રહે તે માટે મારા સ્વતંત્ર આચાર વિચારનો મેં તારા આચાર વિચાર આગળ ભોગ આપી જોયો પણ આજસુધી મારા એ પ્રયત્નમાં મને જરાપણ યશ મળ્યો નહિ અને ભવિષ્યમાં મળવાનો સંભવ પણ નથી."

ગોરા બોલ્યોઃ

"હવે તારૂં કહેવું શું છે તે મને ખુલ્લે ખુલ્લું કહી દે."

"આજે હું એકાકી થયોછું. હવે સમાજરાક્ષસ સામે જે માણસનો ભોગ આપવામાં આવે છે તેને બચાવવા–તેના ગળામાંનો ફાંસો મારા ગળામાં નાખવાનું–પછી જીવ રહે કે જાય–મારૂં કર્ત્તવ્ય કર્મ છે. એ કર્ત્તવ્યથી હવે હું પરાઙ્‌મુખ થઇ શકીશ નહિ."

"મહાભારતમાં એક બ્રાહ્મણનો નાનો છોકરો બકાસુરનો વધ કરવાને દોડ્યો હતો એવુંજ તારૂં આ ધીરોદાત્તપણું નથી જણાતું, વિનય? તે છોકરાના ખડગથી બકાસુર મરે તો તારા હાથમાંના ખડગથી લોકોના સંકટોનો નાશ થાય."

"મારે હાથે બકાસુર મરશે કે નહિ તે કહી શકતો નથી. પણ બકાસુર મને ખાઇ જશે એવું તો માનતોજ નાઃ પ્રત્યક્ષ અનુભવ થાય ત્યાંસુધી એટલું કહેવામાં હરકત નથી."

"વિનય! તું રૂપક આપીને વાત કરે છે એટલે મારા જેવા મંદ બુદ્ધિના માણસથી તેનો અર્થ સમજાતો નથી."

"તારા જોવાને અર્થ સમજવામાં મુસ્કેલી પડે એમ નથીઃ પણ "હું સમજું છું" એમ કહેવું કદાચ કઠીન લાગતું હશે ! જે માણસ સ્વતંત્ર મતનો હોય છે તે બીજાના વિચારોના બંધનો કદિપણ સહન કરી શકતો નથી તે મારા કરતાં તું વધારે સારી રીતે સમજતો હશે. મેં હવે દાનને પ્રતિદાન કરવા જેવું આચરણ શરૂ કર્યું છે. જ્યાં સુધી સમાજ મારા શત્રુનું રક્ષણ કરશે, મારી સાથે દ્વેષ કરશે ત્યાં સુધી હું સમાજ સાથે દ્વેષ કરીશ. સમાજ જો હવે પછી મારી માણસમાં ગણના કરશે નહિ તો હું પણ તેની ફળફુલ લઇને પૂજા કરવાનો નથી. સમાજ એટલે બેધારી તલવાર ! તે બધાપર સરખીજ ફરે છે એમ હું સમજીશ."

"સાંભળ્યું છે કે તું બ્રહ્મસમાજની દીક્ષા લેવાનો છે ?"

"નહિ."

"લલિતા સાથે પરણવાનો ખરોને ?"

"હા."

"ત્યારે શું લગ્ન હિંદુ વિધીથી કરશે ?"

"હા."

"પણ તેમાં પરેશબાબુની સંમતિ છે."

"આ તેમનો પત્ર જો !" કહી વિનયે એક પત્ર ગોરાના હાથમાં આપ્યો. ગોરાએ તે પત્ર આખો વાંચ્યો. તેમાં છેવટના ભાગમાં નીચે પ્રમાણે લખેલું હતુંઃ—

"મારા સારા નરસાનો એમાં કાંઇ સવાલ નથી અને
"મારી ઇચ્છા અનિચ્છા પણ નથી. અમારી સમાજ એટલે
"શું, અમારો વિશ્વાસ કોના પર છે, એ બધું તમે જાણો છો.
"લલિતાને બાળપણથી કઇ પદ્ધતિનું શિક્ષણ મળેલું છે અને
"કેવા સંસ્કારમાં તે નાનપણથી ઉછરી છે તે પણ તમને કહેવું
"પડે એમ નથી. મારા મન સંબંધી તમે તમારા મનમાં
"બળતાજ વિકલ્પ લાવશો નહિ. તદન નિશ્ચિંત રહો. તમારા

" પર મારી પૂર્ણ શ્રદ્ધા છે. તમારા બન્નેના લગ્નમાં વિઘ્ન
" નાખનારૂં કોઇ પણ ધર્મસંમત કારણ નથી. સમાજ તમારો
" અયોગ્ય છળ કરશે; તો પણ તેના પર લક્ષ આપશો
" નહિ. એજ ઉત્તમ! છતાં કહેવાનું એટલુંજ કે તમે સમાજ
" બંધનને ઓળંગી આગળ જશો તો અતિરેક કરવાનો દોષ
" તમારે માથે આવશે. તમારો પરસ્પર જે પ્રેમ છે તે અનંત
" કાળ પર્યંત ટકી રહો એવી મારી ઇચ્છા છે. આ નવીન
" સંબંધથી તમારે વીર બનવું જોઇશે નહિ; તો સમાજ તમને
" કચરી નાખશે. સમાજ તમને સર્વ સાધારણક્ષેત્રમાં વર્તવા
" દેશે નહિ પણ હારી ન જતાં તમારે નિશ્ચયપૂર્વક આગળ
" વધવું જોઇશે; નહિ તો સમાજ તમારી છાતી પર ચઢી
" બેસશે. તમારા ભાવી શુભાશુભની ચિંતા મારા મનમાં
" રાત્રિ દિવસ થયા કરે છે; પણ એ ચિંતાથી તમારા કર્ત્તવ્યમાં
" બંધન નાખવાનો અધિકાર મને નથી. એટલા માટે મનમાંના
" ભય અને ચિંતાના યોગથી તમારા ધીરોદાત્ત જીવનક્રમમાં
" વિરોધ લાવવાની મારી ઇચ્છા નથી. તમને જે યોગ્ય અને
" ન્યાયપૂર્વક જણાય તે પ્રમાણે તમે બેલાશક વર્તો, તેમાં
" પરમાત્મા તમને યશ આપશે. પરમેશ્વરે સૃષ્ટિ નિર્માણ કરી
" ત્યારે કોઇ પણ અવસ્થાને મર્યાદામાં બાંધી રાખી ન્હોતી.
" તે અવસ્થાની પરિણતિ થઇ તેને નવા નવા સ્વરૂપો પ્રાપ્ત
" થાય એવીજ તેની યોજના છે. તમે એ ઇશ્વરાજ્ઞાની જ્યોતિથી
" તમારી બુદ્ધિની મશાલ સળગાવી ધીમે ધીમે વિકટ માર્ગે
" આક્રમણ કરો છો. તે સર્વ શક્તિમાન પ્રભુ જગતનો
" સ્વામિયો છે તેજ તમને સરળ માર્ગ બતાવશે. તમે ચિર-
" કાલ પર્યંત અમારે પગલે પગલે ચાલો એવી અયોગ્ય સલાહ
" હું તમને કદિ પણ આપીશ નહિ. હું તમારા જેવડો હતો
" ત્યારે મેં ભર વરસાદમાં કિનારા પરની નૌકા નદિમાં છોડી

"મૂકી હતી પણ કોઇએ મારો નિષેધ કર્યો ન્હોતો. તેજ
"પ્રમાણે સમાજની પ્રતિકુળ ટીકાના પ્રવાહમાં તમે તમારી
"જીવનનૌકા બેલાશક છોડી દો. લોકો ગમે તેમ બોલશે પણ
"અંતે તમારા સત્ય પક્ષનો જય થશે એમાં સંશય નથી.
"પ્રયત્નાંતી પરમેશ્વર" એ વાકય હમેશાં ધ્યાનમાં રાખો.
"પ્રયત્ન કરવો એ આપણું કામ છે અને યશ આપવો તે
"પ્રભુનું કામ છે. તમે તમારૂં કર્ત્તવ્ય બજાવો એટલે પ્રભુને
"તેનું કર્ત્તવ્ય કરવુંજ પડશે. અપયશ મળે, નિરાશા મળે,
"દુઃખ સોસવું પડે-તેથી નસિબ પર આધાર રાખી સ્વસ્થ
"બેસશો તો તમારે હાથે કંઇજ થશે નહિ. આત્મસમર્પણ
"કરનારાએ આગળ પાછળ જોવું જોઇએ નહિ. સંસ્મૃતિ
"નદિનું પાણી હમેશાં સ્વચ્છ વહેતું રાખવું જોઇએ. એ નદીના
"કિનારા પર ઉભા રહી અનેક શત્રુ તીરોનો વર્ષાવ કરશે
"તેમનાં બાણોની નેમ તમારે હમેશાં ચૂકવવી પડશે અને તે
"કાર્ય તમારે હાથે સંતોષકારક રીતે પાર પડશે એવી મારી
"ખાત્રી છે. જે દિવ્ય શક્તિ તમને બન્નેને સ્વચ્છંદીપણાથી
"અને દુઃસાધ્ય સંકટથી દૂર રાખે છે તેને ભક્તિભાવે પ્રણામ
"કરી તમે બન્નેને હું તેની સેવામાં અર્પણ કરૂં છું. તે તમારૂં
"જીવન સુખમય કરશે-તમારા મનની ચિંતા-ગ્લાનિ સર્વનો
"નાશ કરશે. તમારા જીવનને શાંતિ અને સુખથી ભરશે. તેજ
"દિવ્ય શક્તિ તમને હાલના વિકટ માર્ગે જવાને આવાહન
"કરે છે અને તેજ તમને યશના ઉચ્ચ શિખર પર લઇ જઇ
"છોડશે! તેથી કહું છું કે ચાલો-તે શક્તિની પાછળ પાછળ
"ચાલો-ડગમગવાનું કાંઇ કારણ નથી!"

હમ્મેશાં તમારો,
પરેશ.

આ પત્ર વાંચી ઘણી વાર સુધી ગોરા તદન સ્તબ્ધ રહ્યો.

આખરે વિનયે તેને કહ્યું:

" પરેશબાબુએ પોતાની સંમતિ આપી તે પ્રમાણે ગોરા! તારે પણ સંમતિ આપવી પડશે. "

ગોરા બોલ્યો:

" પરેશબાબુએ સંમતિ આપી તેનું કારણ એ છે કે જે કિનારાથી નદિનો પ્રવાહ ફેરવવામાં આવે છે તે કિનારો નદીનોજ હોય છે. પણ હું સંમતિ આપતો નથી કારણ કે મારો કિનારો નદીના પ્રવાહનું રક્ષણ કરનારો છે. પરેશબાબુની પોતાની છોકરી તને પરણવા તૈયાર છે એટલે પરેશબાબુ તેની ઇચ્છા વિરૂદ્ધ કેમ થાય? મારૂં તેમ નથી. મારે તો મારા માર્ગભૂલા બંધુને રસ્તા પર લાવવો છે. તેથી મેં મારા સંમતિપ્રવાહને યોગ્ય બંધ બાંધી મર્યાદામાં રાખ્યો છે. પછી તું મારી નિંદા કરશે તો તેની પણ ચિંતા નથી. આ આપણો અનાદિ આર્યાવર્ત ! આજે તેની કેવી શોચનીય દશા થઇ છે તે કહેતાં મને શરમ ઉપજે છે. એ સ્થિતિ ફક્ત અવિચારથીજ ઉત્પન્ન થઇ છે, સમજ્યો વિનય ? "

" એટલે શું મારા લગ્ન તને પસંદ નથી ? "

" બીલકુલ નહિ. "

" બીજું— "

" બીજું તારી સંગત પણ મને પસંદ નથી એટલે હું તારો ત્યાગ કરીશ. "

" હું તારો મુસલમાન મિત્ર હોત તો ? "

" તો વાત જૂદી હતી ! પોતાના અને પારકામાં એજ ભેદ છે. જ્યાં સુધી કોઇપણ મનુષ્ય આપણો હોય ત્યાં સુધી તેના સારામાઠા સંબંધી—તેના આચરણ સંબંધી—આપણને અભિમાન રાખવું પડે છે. તેજ માણસ પારકો થયો એટલે દૂર થયો—એકદમ દૂર! એમ કહેવાને હું હમેશાં તૈયાર હોઉં છું. "

" તારા ઉપદેશથી મારા મનનું વલણ બીલકુલ બદલાવાનું

નથી. હું મારે જ રસ્તે જઇશ. પછી તે માટે કોઇ ગમે તે કહો. જગતની પરવા ક્યારે કરવી જોઇએ? જગત્ આપણી પરવા કરે તો !—"

"વિનય! પતંગ દીવાની જ્યોતિપર ઉડે છે ત્યારે આવીજ ધાંધલ કરે છે. હવે હું તને વિશેષ કહેતો નથી."

વિનય ખુરશીપરથી ઉઠી બોલ્યોઃ

"એ પણ ઠીક! હવે હું જાઉં છું. એકવાર માતાજીને મળીને જાઉં."

વિનય બહાર ગયો–ન ગયો એટલામાં મહિમ પાન ચાવતો ચાવતો અંદર આવ્યો અને બબડતો ફફડતો ગોરા તરફ જોઇ બોલ્યોઃ

"કેમ બધું પાણીમાં ગયુંને? એમ થવાનું બ્રહ્માએજ નીર્મ્યું હતું. તોપણ હું કેટલાક દિવસથી તને કહ્યા કરતોતો કે સાવધ રહે–સાવધ રહે. પણ તે વેળા મારૂં કહેવું કોડીના મુલનું જણાયું હતું. તે વખતે શશિમુખી સાથે વિનયના વિવાહ થવા દેવાનું મેં કહ્યું ત્યારે તેં મ્હોમાંથી એક શબ્દ પણ કાઢ્યો નહિ. પણ ડાહ્યો કાગડો બે પગે બંધાય! તેનો તને અનુભવ થયો."

ગોરાએ આનો કાંઇ જવાબ આપ્યો નહિ. મહિમ પુનઃ બોલ્યોઃ

"હવે વિનય કાબુમાં રહે એ શક્ય નથી. તેનું ગમે તે થાઓ. પણ શશિમુખી સાથે તેના લગ્ન થવાના છે એવું નાહક જગત્માં પડઘમ ઠોકાય છે. માટે હવે તેના લગ્ન લંબાવવામાં કાંઇ સાર નથી, કેમ? તારૂં મ્હો કેમ પડ્યું? ગોરા! શશિમુખીના સંબંધનો ભાર હું હવે તારાપર નાખતો નથી. મારૂં લાગ્યું હુંજ ભોગવી લઇશ. મેં લગ્ન નક્કી શુદ્ધાં કરી નાખ્યા છે. હવે તને શાની બ્હીક છે?"

"કોની સાથે નક્કી કર્યા?"

"તારા જીવજાન દોસ્ત અવિનાશ સાથે!"

"તે કબૂલ થયો છે કે?"

"કબૂલ! તે તારો વિનય થોડોજ છે! અવિનાશ તારો ભક્ત છે એટલે તારા કુટુંબમાં પોતાનો સંબંધ થતો હોય તો એ તક તે

શામાટે જવા દે? વાત કાઢતાં જ તે હર્ષઘેલો થઇ નાચવા લાગ્યો અને બોલ્યો: 'અહા! મારૂં ભાગ્ય! એ મારૂં પૂર્વ સુકૃત! મારૂં ગૌરવ!' પછી પહેરામણી લેવા દેવાની વાત કાઢી તો તે કાનપર હાથ મૂકી બોલ્યો કે માફ કરો. એવી વાત મારી પાસે કરશો નહિ. એટલે મેં કહ્યું ઠીક છે. એ વાત તમારા વડીલને પૂછી જોઇશ. તરત હું તેના બાપ પાસે ગયો. તો બાપ દીકરાના સ્વભાવમાં મને ઘણો તફાવત જણાયો. તેણે એકદમ કાનપર હાથ મૂકયા નહિ. ઉલટા મારેજ કાનપર હાથ મૂકવા પડયા. હવે ગમે તેમ કરી પૈસા મેળવ્યા વગર ચાલવાનું નથી. અવિનાશનું પૂછે તો તે પડયો પિતૃભક્ત! પિતાહિ પરમં તપઃ એજ તેનું વ્રત! હવે તું તેને બે બોલ કહી જો—"

ગોરા બોલ્યો:

"પહેરામણીની બાબતમાં તેનો મત કંઇજ ઉપયોગનો નથી."

"તે તો ચોકખુંજ છે. બાપ આગળ દીકરાનું શું ચાલે?"

"પણ એકમેકનાં વચન લીધાં છે કે?"

"હા."

"દિવસ પણ નક્કી કર્યો છે?"

"હા. માહ માસની પૂર્ણિમા નક્કી થઇ ગઇ છે. અવિનાશનો બાપ કહે છે કે અમારે કાંઇ હીરા મોતીના દાગીના છોકરા માટે જોઇતા નથી. પણ સોનાની કંઠી, વીંટી, કડું ઇત્યાદિ દાગીના તો આપવા જ જોઇએ. રૂપાની થાળી જોઇએ. હજુ સોનાચાંદીના ભાવ ચઢયા નથી એટલે લઇ લીધી—"

"પણ આટલી ઉતાવળ કરવાનું કંઇ કારણ? હજુ થોડા દહાડા થોભો તો?"

"બીજી તો કઇ હરકત નથી: પણ બાપા દહાડે દહાડે પથારી વશ થતા જાય છે. તેમનો હવે ઘડીનો ભરોસો નથી એ તું ક્યાંથી જાણે? તું તેમના તરફ ધ્યાન આપે તો ને? ડૉકટર પથ્ય પાળવાનું કહે છે ને બાપાના ધાર્મિક વિચારોમાં દરરોજ નવા નવા અંકુરો

ફૂટતા જાય છે. હમણાં હમણાં તેમને સંન્યાસીનો સાથ મળ્યો છે એટલે દરરોજ ત્રણ વાર સ્નાન કરે છે, પછી આસનબદ્ધ થઇ યોગ સાધે છે, પ્રાણાયમ પણ શરૂ થયા છે. હવે મરતા મરતા સઘળી એસ્ટેટ ઓંકારાનંદમાં સ્વાહા કરી નાખે એટલે પત્યું! હમણાં પણ શું? પેન્શનના બધા પૈસા સાધુ સન્યાસીમાંજ સ્વાહા થઇ જાય છે. કાલે મેં બાપા પાસે જરા વાત કાઢી; પણ પત્થરપર પાણી! બાપાના પૈસા જેને પૈસાની ખરી જરૂર હોય તેને કદિપણ કામ લાગવાના નથી. મને અજાયબી ઉપજે છે તે એજ કે લોકોના બાપ છોકરાને કોડી કોડી ભેગી કરી આપે છે ને આપણા બાપા માગવા જઇએ તો પ્રાણાયમ શરૂ કરે છે! હવે હું તે શું કરૂં? છોકરીને ગળે બાંધી નદીમાં પડી જીવ આપું?"

## પ્રકરણ ૨૧ મું.

### સુચરિતા અને ગોરા.

હરિમોહિનીએ પૂછ્યું.

"રાધારાણી! કાલે રાત્રે તેં કાંઇ ખાધું કેમ નહિ?"

સુચરિતા વિસ્મિત થઇ બોલી:

"કેમ? ખાધું તો હતું!—"

હરિમોહિની નજીકજ પડેલી થાળી તરફ આંગળી કરી બોલી.

"ક્યાં ખાધું છે? આ થાળી તો જેવી ને તેવી પડી છે. એ સારૂં નહિ, રાધારાણી! હું તારા પરેશબાબુને આરંભમાં પારકા જેવા ગણતી હતી પણ મારી તે ભૂલ હતી. તે લાખ રૂપિયાના માણસ છે. તેમને જોતાં વાર પરમ શાંતિ મળે છે. આ વાતની તેમને ખબર પડશે તો તેઓ શું કહેશે?"

હરિમોહિનીના બોલવાનો મર્મ સુચરિતા સમજી. તેથી તેને જરા શરમ ઉપજી.

તેણે હરિમોહિનીને કહ્યું:

" માશી ! કાલે ગૌરમોહન આવ્યા હતા એ તો તું જાણે છે. તેમની સાથે વાત કરવાના નાદમાં હું ખાવાનું ભૂલી ગઇ હતી. કાલે તું જો પાસે હોત તો ઘણી વાત તને સાંભળવાની મળત. "

હરિમોહિનીને જે વાત સાંભળવાનું પસંદ હતું તે વાત ગોરાના મ્હોંમાંથી કદિપણ નીકળતી નહિ. તેને ભક્તિરસની વાત સાંભળવાનું બહુ પ્રિય હતું પણ ગોરાને મ્હોડે એવી વાત ક્યાંથી હોય ? તેની વાતમાં ભક્તિરસ ન હોય તો પછી તે હરિમોહિનીને શી રીતે ગમે ? ગોરાની વાત એટલે પ્રતિપક્ષીની દલીલોનું ખંડન—વાગ્યુદ્ધ—વાદવિવાદ ! એ સિવાય ગોરાના મ્હોમાં બીજી વાતજ નહિ. તેનું કથન પ્રતિપક્ષી કબૂલ કરે ત્યારેજ તેને જંપ વળતો. ત્યાંસુધી તે શબ્દબાણ છોડવા ચાલુજ રાખતો. આવી વાદગ્રસ્ત વાત હરિમોહિની જેવી પરમાત્માની નિઃસીમ ભક્તિ કરનારી બાઇને કેવી રીતે ગમે ? એવામાં ગોરા દિવસે દિવસે સુચરિતાના અંતરમાં વિશેષ સ્થાન મેળવતો જાય છે એવું જોઇને તો હરિમોહિનીના હૃદયમાં ગોરા માટે તિરસ્કાર વધવા લાગ્યો. આચાર—વિચાર, મત, ધર્મ, વિશ્વાસ, અવિશ્વાસ—આદિ વિષયોમાં સુચરિતા પૂર્ણ સ્વતંત્ર હતી. તેના મનપર દાબ રાખવો એ હરિમોહિનીની શક્તિ ઉપરાંતનું કામ હતું. હરિમોહિની અને સુચરિતાનો સંબંધ પણ થોડા દહાડાનોજ હતો ! તેથી સુચરિતા જેટલું પરેશબાબુને માન આપતી તેટલું કોઇને પણ આપતી નહિ. ગોરાનો સુચરિતાપરનો પ્રેમ મોહમય છે. યેન કેન પ્રકારેણ તેને પોતાના તરફ આકર્ષવી એવો તેનો ઉદ્દેશ છે, એવી હરિમોહિનીની કલ્પના હતી. સુચરિતા પાસે બે પૈસા છે, તેનાપર ગોરાનો ડોળો લોભાયો છે, એવો પ્રબલ સંશય તેના મનમાં હતો તેથી તે બન્નેમાં ભેદભાવ ઉત્પન્ન કરી તેમનો સ્નેહ સંબંધ તોડી નાખવાની હરિમોહિનીએ કમ્મર કસી.

આજે સુચરિતાને ઘેર જવાનું કાંઇ કારણ ન્હોતું અને તેનો

પૂર્વ સંકેત પણ ન્હોતો; પણ ગોરાનું અંતર દ્વિધાભાવ બિલકુલ જાણતું ન્હોતું. તે એકાદ કામ કરવા તૈયાર થતો ત્યારે તેને બીજા ત્રીજા કશા વિચાર આવતા નહિ.

પ્રાતઃકાલે ગોરા સુચરિતાને ઘેર આવ્યો ત્યારે હરિમોહિની પૂજા કરવામાં ગૂંથાઇ હતી. સુચરિતા પોતાના બેસવાના ઓરડામાં સામાન સાફસુફ કરતી હતી. એટલામાં સતીશ દોડતો આવ્યો અને ગોરબાબુ આવવાની ખબર આપી. પણ આ ખબરથી તેને કંઇજ વિશેષ લાગણી થઇ નહિ. જાણે ગોરા આજે પોતાની પાસે આવશેજ એવી તેને અગાઉથીજ ખાત્રી હોયની !

ગોરા ખુરશીપર બેઠા પછી બોલ્યો:

" છેવટે વિનયે પ્રેમને છોડયો. "

" કેમ ? એવું શું થયું ? તેમણે હજુ બ્રહ્મસમાજની દીક્ષા લીધી નથી. " સુચરિતા બોલી.

" તે બ્રહ્મસમાજમાં ગયો હોત તો પણ મારા સ્નેહમાં અંતર પડયો ન હોત. તે હિંદુસમાજમાં છે એજ બહુ ખરાબ વાત છે. એના કરતાં તે અમારી સમાજને સદંતર છોડી જાય તેજ ઘણું ઉત્તમ ! "

સુચરિતા તીવ્ર સ્વરે બોલી:

" તમે તમારી સમાજની આટલી બધી તરફદારી કરો છો તેનું શું કારણ ? તમારૂં એ અભિમાન સ્વયંસ્ફૂરિત છે કે લોકોની સ્તુતિ માટે તમે એવો ડોળ કરો છો ? "

" હાલની પરિસ્થિતિ એવી છે કે, કોઇ પણ સાચું કૃત્ય ખોટું જેવું જણાય છે. તો પછી તમારી પણ ગેરસમજ થાય તેમાં નવાઇ શી ? આજની આજુ બાજુની પરિસ્થિતિ જોશો તો તે મારા મતથી ઘણી વિરૂદ્ધ છે. પછી મારો ખરો પક્ષ લોકોની નજરે ખોટો કેમ નહિ દેખાય ? પણ વસ્તુતઃ મારા મુખમાંથી નીકળતો દરેક શબ્દ સ્વયંસ્ફૂરિતજ હોય છે. "

" તો પછી વિરૂદ્ધ પરિસ્થિતિને તમે અનાવશ્યક અને અન્યાયી કેમ ઠરાવો છો ? સમાજ જો કાલચક્રનો અવરોધ કરતી હોય તો તેનો આઘાત તેણે સહન કરવોજ જોઇએ. "

" સમાજને પાણીના પ્રવાહ પેઠે બંધ બાંધી જોઇએ તે દિશાએ વાળી શકાય છે. સમાજના પ્રવાહનો આઘાત સહન કરવા જેટલું બંધન રૂપી પત્થરોમાં હોવું જોઇએ. તમને શું લાગે છે ? કંઇક અવિચારથી હુંબોલતો હોઉં એમ તમને લાગતું હોય તો તે તમારી ભુલ છે. મેં સમાજની સારી માઠી દશાનો ઘણો વિચાર કર્યો છે. પણ વસ્તુ જોતાં ચિકિત્સક ભાવના મનમાં ન રાખતાં શ્રદ્ધા રાખવી એવો મારો મત છે. "

" શ્રદ્ધા રાખવાથી ખરૂં સત્ય આપણને જણાશે કે ? મને એમ લાગે છે કે શ્રદ્ધાપૂર્વક વર્તવાથી તો એકાદ અગ્રાહ્ય વસ્તુ—તેના પર શ્રદ્ધાનો ઢોળ ચઢવાથી—અમૂલ્ય વસ્તુ થઇ સમાજને ગળે વળગશે. દાખલા તરિકે પત્થરની મૂર્તિઓ પર આપણે વિશ્વાસ રાખવો એમ ? મૂર્તિ સત્ય છે એવી આપની કલ્પના છે કે ? "

ક્ષણ ભર વિચાર કરીને ગોરા બોલ્યોઃ

" મારા મનને જે ખરૂં લાગ્યું તે મેં તમને કહ્યું. પણ તમારાં નેત્રો યુરોપીય સંસ્કૃતિથી તેજસ્વી થયલાં છે અને તેની સાથે મારો પૂર્ણ વિરોધ છે. તેથી હું નિષ્કારણ વાદવિવાદ કરવાની ભાંજગડમાં પડતો નથી. ધર્મ સંબંધમાં અધિકારયુક્ત વાણીથી બે બોલ કહેવાની યોગ્યતા મારામાં નથી તો પણ મૂર્તિ પૂજા—સાકાર દેવની પૂજા—એ અમારા સનાતન ધર્મનું પરિણત પ્રમેય નથી એવું વિધાન પ્રત્યક્ષ અનુભવ લેનારા આ ગોરાના મુખમાંથી કદિ પણ નીકળવાનું નથી. "

સુચરિતા બોલીઃ

" ગ્રીસ, રોમ વિગેરે દેશોમાં અગાઉ મૂર્તિપૂજા પ્રચલિત હતી ને ? "

ગોરા બોલ્યોઃ

"તે દેશોમાં લોકોમાં જેટલી ભક્તિભાવના હતી તેના કરતાં સૌંદર્યલાલસા વિશેષ હતી. પણ આપણી કલ્પના જ્ઞાન અને ભક્તિના સંમેલનથી સનાતન તત્વમાં રંગાઇ જનારી છે. તમે આપણા દેવતાઓમાંથી રાધાકૃષ્ણ લો, શંકર પાર્વતી લો તો તેઓ ફક્ત "ઐતિહાસિક" જ નહિ પણ તેના કરતાં ઉંચી પાયરી પર સ્થાપિત થયલાં તમને જણાઇ આવશે. તેઓ ચિરંતન તત્વજ્ઞાનના ભંડાર જેવા ગણાય છે. ભક્તિનો આવો અતકર્ય અને મંગલ મહિમા ગ્રીસ અગર રોમના ઇતિહાસમાંથી વાંચવાને મળશે ખરો ?"

સુચરિતા બોલી:

"કાલના પરિવર્તન સાથે ધર્મ અને સમાજનું પરિવર્તન થાય છે એ તત્વ તમને માન્ય છે ?"

"શા માટે માન્ય ન હોય ? પણ તે પરિવર્તન પાગલ માણસના આચરણ જેવું હોય તો કામ ન આવે! નાનું બાલક ક્રમેક્રમે મોટું થાય, મોટા માણસો વૃદ્ધ થાય; પણ મનુષ્યો વધતાં વધતાં કૂતરાની યોનીમાં જાય છે ખરા? ભારતવર્ષની ઉત્ક્રાંતિ ભારતવર્ષનેજ રસ્તે થવી જોઇએ. તે ઠેકાણે અંગ્રેજી સંસારનું અનુકરણ લાવી મૂકશો તો તેથી નુકશાનજ થશે. આપણા દેશમાં અપાર ઐશ્વર્ય-અપાર શક્તિ ગર્ભિત રહેલી છે તે તમારી નજરે બતાવવા માટે મેં જન્મ લીધો છે. મારૂં જીવન એટલા માટેજ સરજાયું છે. તમે મારો ભાવાર્થ સમજ્યાં કે ?"

"હા. સમજી; પણ આવી વાત મેં અગાઉ કદિ જોઇ ન્હોતી ને સાંભળી પણ ન્હોતી. તેથી સમજતા જરા વાર લાગે છે. સ્રી જાતિની ગ્રહણ શક્તિ તીવ્ર હોય છે એમ કહેવાય છે તે કથનમાં કંઇ નામ હોય એવું મને લાગતું નથી."

"છટ્‌છટ્‌ ! એમ શું બોલો છો ? આજસૂધીમાં મેં અનેક વિદ્વાનો સમક્ષ મારો મત રજુ કર્યો હતો અને તે તેઓ સમજ્યા હતા. પણ તમારી ગ્રહણ શક્તિ તો તેઓ કરતાં પણ તીવ્રતર છે.

મેં પ્રથમારંભેજ એ ભવિષ્ય ભાખ્યું હતું. એટલા માટેજ મારા અંતરની ભાવના હું આજે તમારી પાસે ખુલ્લી કરૂં છું. આજે મારૂં સર્વ જીવન કૃત કર્મોનો જવાબ દેવા તમારી સમક્ષ આત્મસ્ફૂર્તિથી ઉભું છે. મને લેશ માત્ર સંકોચ થતો નથી."

"તમે આવું બોલો છો તેથી મારૂં અંતર ઘણું વ્યાકુળ થાય છે. તમે મારી પાસેથી કેવી આશા રાખો છો, તે આશા મારાથી પૂર્ણ થશે કે, મારી શ્રદ્ધાની યોગ્યતા કેટલી છે, એમાંનું કાંઈજ હું જાણતી નથી. ઉલટું આજે તમને મારા પર જે વિશ્વાસ આવ્યો છે તે મારી અયોગ્યતાથી ઉડી જશે કે કેમ તે વિષે મને ભય ઉપજ્યા કરે છે."

ગોરા બોલ્યો:

"એમ કરવાની કાંઇ જરૂર નથી. તમારામાં કેટલી અદ્‌ભુત શક્તિ છે તે હું તમને બતાવી દઇશ. તમારે ઉત્કંઠિત થવાનું કંઇ કારણ નથી. તમારી યોગ્યતા પ્રકાશમાં લાવવાનું કામ મેં માથે લીધું છે. તમે તમારે નિશ્ચિત રહો."

આ સાંભળી સુચરિતા કાંઇ બોલી નહિ. પણ તેના વદન પર કૃતજ્ઞ ભાવ છવાયલો જણાયો. ગોરા પણ સ્તબ્ધ બેઠો હતો. ઘણી વાર ઉભય મૌન રહ્યાં. એક શબ્દ પણ કોઇના મુખમાંથી નીકળ્યો નહિ. બહાર રસ્તા પરથી જરી પુરાણા વાળો "જરી...પુરાણા...લુગડાં-છત્રી-વાસણ-કપડાં-કાંઇ છે કે ?" એવી મોટેથી બુમ પાડતો ચાલી ગયો.

આ વેળા હરિમોહિની પૂજા પાઠ કરી રસોડામાં જતી હતી. સર્વ સ્તબ્ધ હોવાને લીધે અંદર કોઇ માણસ હશે એવો ભાસ શુદ્ધાં તેને થયો નહિ. પણ તેણે અંદર ડોકિયું કરી જોયું તો ગોરા અને સુચરિતા તદ્દન સ્તબ્ધ બેઠેલાં જણાયાં. ઉભય એકમેક તરફ જોતાં પણ ન્હોતાં ને બોલતાં પણ ન્હોતાં. આ દેખાવ જોતાંજ તેને પગથી માથા સુધી આગ લાગી ગઇ. પણ ક્રોધનો આવિર્ભાવ બહાર ન બતાવતાં તે બોલી:

"રાધારાણી! આજે એકાદશી છે. મારી તબિયત પણ સારી નથી. તું રસોઇ કર. હું ત્યાં સુધી ગૌરબાબુ પાસે બેસું છું."

સુચરિતા માશીના મનનો ભાવ સમજી ખિન્ન હૃદયે રસોડામાં ગઇ. હરિમોહિની અંદર આવતાં વાર ગોરાએ તેને નમસ્કાર કર્યા. પણ તે જોઇ કંઇજ ન બોલતાં તે એક ખુરશી પર બેઠી. થોડીવાર સુધી બેમાંથી કોઇ કંઇ બોલ્યું નહિ. પછી હરિમોહિનીએ ગોરાને કહ્યું:

"ગૌર! તમે બ્રહ્મસમાજની દીક્ષા ના લેતા."

ગોરા બોલ્યો:

"નહિ લઉં."

"ત્યારે આપણા હિંદુ સમાજને તમે કેમ માનતા નથી?"

"માનું છું તો ખરો. નાહક શા પરથી કહો છો?"

"તો પછી તમારે હાથે આવું વર્તન કેમ થાય છે?"

ગોરા હરિમોહિનીના પ્રશ્નનો કાંઇ જવાબ ન આપતાં તેના ચેહેરા તરફ જોઇ રહ્યો.

હરિમોહિની બોલી:

"હવે રાધારાણી મોટી થઇ છે. તમે કાંઇ તેના સગાવ્હાલા નથી. તો પછી તમારો તેની સાથે આટલો બધો ગાઢ સંબંધ કેમ? તે ગમે તેવી પણ બાઇ માણસ! ઘરનું કામકાજ છોડી તેણે પણ નહિ નહિ તે ચાળા કરવાની શી જરૂર? તમે પણ તેને તેમ કરવાનું ઉત્તેજન શા માટે આપો છો? તમને લોકો વિદ્વાન-જ્ઞાની કહે છે અને તમારી શાસ્ત્ર શુદ્ધવર્તણુંકની પ્રશંસા કરે છે. પણ શાસ્ત્ર સંમત માણસોને હાથે કદિ આવાં કામ થયાં છે કે? શાસ્ત્રમાં તમારા વર્તનને કંઇ આધાર મળે છે કે?"

હરિમોહિનીનું ભાષણ સાંભળી ગોરાના હૃદયને આઘાત થયા જેવું થયું. આજસુધીમાં કોઇએ પણ સુચરિતાના સંબંધમાં તેના પર આવો દોષ મૂક્યો ન્હોતો. તે થોડીવાર વિચાર કરી બોલ્યો:

"તે બ્રહ્મસમાજની કન્યા છે. લોકો સાથે આમ હળીમળીને

ચાલવા માટે તેને કોઈ હસશે નહિ એવી મારી કલ્પના હતી. ”

હરિમોહિની બોલી:

“તે ભલે બ્રહ્મસમાજી હોય! પણ તેથી તમારૂં આચરણ નિર્દોષ થયું કે? આજે લોકો તમારા શબ્દો પર વિશ્વાસ રાખે છે, તમારી વાણીથી લોકોમાં જાગૃતિ ઉપજે છે. પછી આવી રીતનું વલણ રાખશો તો તમને લોકો વધુ માન કેવી રીતે આપશે? જુઓ તો ખરા! કાલે અરધી રાત સુધી તમે તેની સાથે ગપ્પાં માર્યાં તો પણ તમારી વાતજ પુરી થઇ નહિ: ને આજે સ્હવાર થતાં તો પહેલા તમેજ આવી હાજર થઇ ગયા! સ્હવાર પછી નથી તેણે ઝાડુ કાઢયું કે નથી રસોઇ પર ધ્યાન આપ્યું! આજે મને અગિયારસનો અપવાસ છે પણ તેણે કામમાં મને જરા પણ મદદ કરી નથી. તેનું આવું આચરણ કઇ જાતનું ગણી શકાય ભલા? તમારા ઘરમાં શુદ્ધાં બાઇ માણસો હશે! તે પોતાના કામધંધા છોડી આમજ તમારી પાસે શિક્ષણ લેવા બેસે છે કે?”

આ પ્રશ્નનો ગોરા પાસે કાંઇજ જવાબ ન્હોતો. પણ પોતાની પડતી બાજુ ઢાંકી દેવાના ઉદ્દેશથી તે બોલ્યો:

“નાનપણથી મને આવા વર્તન માટે કદિ અણગમો ઉપજી ન્હોતી. એમ હોવા છતાં લોકોની આંખે એ અયોગ્ય જણાતું હોય તો હું લાચાર છું.”

“તેના મનના પૂર્વ સંસ્કાર ગમે તેવા હશે પણ મારી હયાતી સુધી તો એ માથું ઉંચકી શકે એમ નથી. મેં એને ઘણી બાબતમાં તો ઠેકાણે આણી દીધી છે. એ પરેશબાબુને ત્યાં હતી ત્યારે મારી પેઠે ચાલતી અને હિંદુ થવા વલખાં મારતી. ત્યાર પછી અમે અહિં આવ્યાં. એટલે વિનય સાથે વારંવાર મેળાપ થવા લાગ્યો. ત્યારથી બધી બાજી ફેરવાઇ ગઇ. હવે વિનય બ્રહ્મસમાજની દીક્ષા લેવાનો છે! બ્રહ્મસમાજીની કન્યા સાથે લગ્ન કરવાનો છે એવી વાત પણ સાંભળી છે! હશે! આ જમાનામાં જે નહિ થાય તે ઓછું! વિનય પછી

હરણબાબુ નામના એક ગૃહસ્થ આવજાવ કરવા લાગ્યા. તે આવતાં વારજ હું મારી રાધારાણીને લઇ રસોડામાં જઈ બેસતી. એમ કરતાં કરતાં તે પણ આવતા બંધ થયા. પણ હવે સુચરિતાની બુદ્ધિ ફરી છે એમ મને જણાય છે! તેથી ભાઇ! હું તમને હાથ જોડીને કહું કે મારી રાધારાણીની જીંદગી ધૂળમાં ન મેળવો. દુનિયામાં મારા જે હતા તે બધા પ્રભુના દરબારમાં ગયા છે. તેમાંથી આ એક છોકરી રહી છે! એ બિચારીને મારા સિવાય બીજા કોઇનોજ આશરો નથી. તમે તેનો કેડો છોડો. એને ઘેરે બીજી કેવી કેવી સુંદર છોકરીઓ છે! લાવણ્ય છે, લીલા છે. બન્ને બુદ્ધિવાન અને સારી શીખેલી ભણેલી છે. તમને તરૂણ છોકરીઓ સાથેજ વાત કરવાની રૂચી હોય તો ત્યાં જઇ ખુશીથી કલાકો સુધી ગપ્પાં મારો. તમને કોઇ મના કરશે નહિ."

ગોરા એકદમ સ્તંભિત થઇ ગયો. હરિમોહિની થોડીવાર થોભી બોલી:

"મને એના લગ્ન માટે હવે ચિંતા થયા કરે છે. એ હવે ઉમ્મરમાં આવી છે. તમારો મત શું એવો છે કે એ જીંદગી ભર કુમારિકાજ રહે? છે! એમ કદિ પણ બનશે નહિ. ગૃહધર્મ, સંસાર-એટલે સ્ત્રીઓનો મોક્ષ!"

ગોરા અને હરિમોહિની બેમાંથી કોઇ સ્ત્રીને જીવન ભર કૌમાર વ્રત પળાવવાના મતનું ન્હોતું. પણ સુચરિતા સંબંધી ગોરાએ હજુ વિચારજ કર્યો ન્હોતો. સુચરિતા કોઇ પણ ગૃહસ્થની ગૃહિણી થઇ સંસારમાં ગુલતાન થઈ જશે એ વાત જાણે આજસુધી ગોરાના લક્ષમાંજ આવી ન્હોતી! સુચરિતા જીવન ભર છે તેવીજ દશામાં રહેશે એવી તેની ભાવના હતી.

ગોરાએ પૂછ્યું:

"તમને એના લગ્નની એટલી બધી ચિંતા શા માટે લાગે છે? ખરૂં પૂછો તો એટલી કાળજી રાખવાનું કંઇજ કારણ નથી."

"એના સુખદુઃખની ચિંતા મારા સિવાય બીજા કોને થાય ભલા?"

"હિંદુસમાજની રીતિથી એના લગ્ન થઇ શકશે?"

"તેમ થાય તો ઘણું સારૂં! એ જો સીધે રસ્તે ચાલે તો તો સોના કરતાં પીળું. તેના આજ સુધીના સહવાસથી તથા તેના ગરિબ સ્વભાવ પરથી તે નવ્વાણું ટકા તો મારી મરજીની વિરૂદ્ધ નહિ જાય એવી મારી ખાત્રી છે."

હવે વિશેષ ઉહાપોહ કરવામાં કાંઇ સાર નથી એવી ગોરાની ખાત્રી થઇ ગઇ તો પણ આત્મસંયમન કરી શક્યો નહિ. તેણે પૂછ્યું:

"તમે કોઇ જમાઇ પસંદ કરી રાખ્યો છે કે?"

"તે બધું નક્કી થઇ ગયું છે. જમાઇ ઘણોજ સારો છે. વળી તે કોઇ પારકો માણસ નથી! કૈલાસ–મારો નાનો દિયર! થોડા દહાડા પહેલાંજ તેની પહેલી બાયડી મરણ પામી. હવે કોઇ સારી કન્યા મળે તોજ બીજીવાર લગ્ન કરવા એવો વિચાર હોવાથી હજુ સુધી કૈલાસના બીજીવારના લગ્ન થયા નથીઃ નહિ તો એવો વર ક્યાં મળે? રાધારાણી તેને બરાબર યોગ્ય છે."

ગોરાના મનમાં જેમ જેમ વિચાર તરંગ ઉઠવા લાગ્યા તેમ તેમ તે કૈલાસ વિષે નિરનિરાળા પ્રશ્નો પૂછવા લાગ્યો.

હરિમોહિનીના સઘળા દિયરોમાં કૈલાસે સર્વ કરતાં ઉચ્ચ પ્રતીનું શિક્ષણ સંપાદન કર્યું હતું. તેણે કઇ પરિક્ષા પસાર કરી હતી તે હરિમોહિની કહી શકે તેમ ન્હોતું. પણ આખા કુટુંબમાં કૈલાસ વિદ્વાન અને સુશિક્ષિત તરિકે પ્રસિદ્ધ હતો. એકવાર ગામના પોષ્ટ માસ્તર વિરૂદ્ધ સરકારમાં અરજ કરવાની હતી તે કૈલાસે અંગ્રેજીમાં એવી સફાઇથી લખી હતી કે તે વાંચતાંજ ખુદ પોષ્ટનો સુપરિનટેનડંટ તકરારનો નીકાલ કરવા આવ્યો હતો. કૈલાસનું અંગ્રેજી ભાષાપરનું આવું અદ્‌ભૂત વર્ચસ્વ જોઇ સઘળા ગામડિયાઓ તેના પર ફીદા ફીદા થઇ ગયા હતાઃ અને આવું ઉચ્ચ અંગ્રેજી જ્ઞાન મેળવવા છતાં

તેણે હિંદુના આચાર વિચાર—સ્નાન—સંધ્યાદિને તિલાંજલી આપી દીધી ન્હોતી. સ્વધર્મ પર તેને પૂર્ણ શ્રદ્ધા હતી.

કૈલાસ સંબંધી સઘળી વાતચીત થઇ રહ્યા પછી ગોરા હરિમોહિનીને પ્રણામ કરી દાદર ઉતરી નીચે જવા લાગ્યો. ગોરાનાં પગલાંનો અવાજ સાંભળી સુચરિતા બારણામાં આવી. પણ ગોરા તેના તરફ ન જોતાં બહાર ચાલ્યો ગયો. સુચરિતા પણ દીર્ઘ નિઃશ્વાસ નાખી પુનઃ રસોડામાં ચાલી ગઇ.

ગોરા ગલીના નાકાપર ન્હોતો પહોંચ્યો એટલામાં તેને હરણુબાબુ મળ્યા. તેમણે પુછ્યું:

" કેમ ? આજે સ્હવારના પહોરમાં ? "

ગોરાએ કાંઇ જવાબ આપ્યો નહિ. હરણુબાબુએ પુનઃ પૂછ્યું:

" સુચરિતાને ઘેર જઇ આવ્યા લાગો છો ! તે છે કે ? "

" હા. " કહી ગોરા આગળ ચાલવા લાગ્યો.

હરણુબાબુએ ઠેઠ સુચરિતાના ઘરમાં જઇ રસોડામાં ડોકિયું કરી જોયું. રસોડામાંથી બહાર નીકળી જવાનો રસ્તો ન્હોતો અને હરિમોહિની પણ નજીક ન્હોતી.

હરણુબાબુએ પૂછ્યું:

" હમણાં ગૌરબાબુ તારા ઘર પાસેજ મળ્યા. તે અત્યારસુધી અહિંજ હતા એમ લાગે છે. "

આનો કંઇ જવાબ ન આપતાં સુચરિતા મનમાં ને મનમાં બબડતી ફફડતી મ્હો ફેરવી બેઠી; પણ હરણુબાબુ એમ હાર ખાય તેવા ન્હોતા. તે ત્યાંજ ઉભો રહી સુચરિતા સાથે સંભાષણ કરવા લાગ્યો. હરિમોહિનીએ થોડેક દૂરથી બે ત્રણવાર ખોંખી જોયું પણ તેનો કંઇ ઉપયોગ થયો નહિ. હરણુબાબુ સમક્ષ જવાને તેને કંઇ હરકત ન્હોતી પણ એવા આચરણથી હરણુબાબુના ઉત્સાહમાં ભરતી આવશે અને પછી સુચરિતાને આત્મરક્ષણ કરવું ભારી થઇ પડશે એવી તેની પાકી ખાત્રી હતી. એટલા માટે હરણુબાબુને જોતાં વાર તે ચાલી જતી અને બની શકતો પ્રયત્ન કરી સુચરિતા સાથે હરણુબાબુને

વિશેષ વાત કરવાનો પ્રસંગ ન મળે તેની ખાસ ખબરદારી રાખતી.

હરણબાબુએ સુચરિતાને પૂછ્યું:

"સુચરિતા ! તું હમણાં કયે માર્ગે ચાલી જાય છે અને છેવટે કયે સ્થળે જઇ પહોંચશે તે બોલ જોઉં ! આજે નવીજ વાત મેં સાંભળી. વિનય સાથે લલિતાના લગ્ન થવાના તે નક્કી થયું: વાત જૂનીજ છે—પણ દિવસે દિવસે તેને નવું સ્વરૂપ પ્રાપ્ત થતું જાય છે. એ કોના પ્રયત્નનું ફળ ભલા ?"

સુચરિતાને નિરૂત્તર બેસી રહેલી જોઇ હરણબાબુએ નમ્ર અને ગંભીર સ્વરે કહ્યું:

"એ તારાજ પ્રયત્નનું ફળ !"

પોતાનું તીવ્ર વાગ્બાણ સુચરિતાથી સહન થશે નહિ એવી હરણબાબુની કલ્પના હતી પણ તે ખોટી ઠરી. સુચરિતા મોન રહી કાંટાથી કાંટો કાઢે છે. એમ જોઇ હરણબાબુ પુનઃ ગંભીર સ્વરે અંગુલિ નિર્દેશન કરી બોલ્યો:

"સુચરિતા ! હું પુનઃ કહું છું કે આ અનર્થનું કારણ તુંજ છે ! તું આ અન્યાયથી બ્રહ્મસમાજની અપરાધી થઇ છે એમ તને નથી લાગતું ?"

સુચરિતાએ વધાર કરવા માટે તેલ નાંખ્યું. થોડીવારમાં તેલ સણસણવા લાગ્યું.

હરણબાબુએ કહ્યું:

"તેં પોતે વિનયબાબુ અને ગૌરમોહનબાબુને તારે ઘેરે બોલાવ્યા અને તેમને ગમે તેમ સ્વચ્છંદતાથી વર્તવા દીધા! હવે આપણી સમાજના બંધુઓને બદલે એ બે જણ તારા ગળાના હાર બન્યા છે, હું તને પ્રથમથીજ સાવધ કરતો આવ્યો છું પણ તેં મનપર લીધું નહિ ! તેનું પરિણામ આજે શું આવ્યું છે તે જો! હવે લલિતાને માર્ગપર લાવવાનું સામર્થ્ય કોનામાં છે? લલિતાના અન્યાયી વર્તનથીજ આ બધી વિપત્તિ આવી પડી એવો જો તારો મત હોય

તો તે ભૂલભર્યો છે. હું આજે પુનઃ તને સાવધ કરૂં છું. લલિતાનું તો હવે થવાનું તે થઇ ગયું ! હવે તારી વારી આવવાની છે. આજે લલિતાના દુર્દૈવ માટે તને ચોક્કસ પશ્ચાતાપ થતો હોવો જોઇએ. પણ તું તારા પોતાના અધઃપાત તરફ નજર કરતી નથી. હજુ પણ આશા છે ! સુચરિતાને માર્ગપર આણવાની આશા છે. સુચરિતા ! એક દિવસ આપણે બન્નેએ આશાનો કેવો ઉચ્ચ મિનારો મનમાં ને મનમાં બાંધ્યો હતો ! આપણા જીવનનાં ભાવી કર્ત્તવ્યો કેટલાં ઉજ્વલ હતાં ! બ્રહ્મસમાજની ભાવી રૂપરેષા આપણે કેવા સ્વરૂપમાં આંકી હતી ! આપણો સંકલ્પ શું હતો અને તેની પરિપૂર્ણતા માટે આપણે દરેક ઘડીએ કેવા કેવા ઉપાય યોજતા હતા ! આ બધી મનોભાવના બળીને ભસ્મિભૂત થઇ ગઇ કે ? આ સર્વ આશાની ઉંચી ઉંચી હવેલીઓ જમીનદોસ્ત થઇ ગઇ કે ? નહિ—તેમ થવું શકય નથી. આપણા અંતઃકરણમાં હજુ પણ આશાદીપક ટમ ટમે છે. જો ! એકવાર મારા પ્રફુલ્લ ચહેરા તરફ જો ! એટલે હું કહું છું તે ખરૂં છે કે ખોટું તેની ખાત્રી થશે.”

આ વેળા ચુલાપર સણસણતા તેલમાં સુચરિતાએ શાક નાખ્યું એટલે ચર્રર્ર અવાજ થવા લાગ્યો. સુચરિતાએ દૃઢ સ્વરે હરણબાબુને કહ્યુંઃ

“ હું હિંદુ છું.”

હરણબાબુએ હતબુદ્ધ થઇ પૂછ્યુંઃ

“ તું હિંદુ ? ”

“ હા. હું હિંદુ. ”

“ ગૌરમોહનબાબુ સ્હવાર—બપોર—સાંજ જોયા વિના ગમે ત્યારે તારી પાસે દોડી આવે છે તે તને દીક્ષા દેવાજ આવતા હશે ! ”

સુચરિતા મ્હોં ફેરવ્યા વગરજ બોલીઃ

“ હા. હું તેમની પાસે દીક્ષાજ લઉં છું. તેઓ મારા ગુરૂ છે. ”

આજસુધી પોતે સુચરિતાનો ગુરૂ છે એવી હરણબાબુની ખાત્રી હતી. આજ સુચરિતાના બોલવાપરથી તેનો પ્રેમ ગોરાપર છે એવું

જણાઇ આવ્યું તોપણ તેને વિશેષ ખરાબ લાગ્યું નહિ. પણ તેની પાસે આજસુધી વસેલી ગુરૂપણાની લક્ષ્મી આજે ગૌરબાબુની અર્ધાંગી બની તે જોતાંજ હરણબાબુના હાથપગનું જોર નાસી ગયું.

તે બોલ્યો:

"ગૌરબાબુ તારા ગુરૂ ખરા. પણ લોકો તેમ માનતા નથી. તને એમ લાગે છે કે ગૌરબાબુને ગુરૂ કરવાથી હિંદુ સમાજ તને પોતાના ધર્મમાં લેશે ?"

સુચરિતા બોલી:

"તે કાંઇ હું જાણતી નથી. હું સમાજ બમાજ કંઇ જાણતી નથી. ફક્ત હું હિંદુ છું. એટલી મને ખબર છે."

"તું આટલા દિવસ અવિવાહિત રહી તેથી હિંદુ બની એવી તારી ભાવના છે કે ?"

"બીજી વાતની ચિંતા કરવાનું તમારે કારણ નથી: ફક્ત એટલું તમે ધ્યાનમાં રાખો કે હું હિંદુ છું."

"પરેશબાબુ પાસેથી તેં જે શિક્ષણ સંપાદન કર્યું હતું તે બધું તેં આજે ગૌરબાબુને ચરણે અર્પણ કર્યું !"

"મારો ધર્મ હું જાણું છું. તે સંબંધી લોકો સાથે બડબડ કરવાની મારી ઇચ્છા નથી. પણ તમે યાદ રાખજો કે સુચરિતા હિંદુ છે."

હરણબાબુ સંતપ્ત થઇ બોલ્યો:

"તું તારા હિંદુત્વનું ગમે તેટલું ગુમાન રાખશે પણ તેનો કાંઈ ઉપયોગ થવાનો નથી. તે હું તને આજ ઘડીએ કહી રાખું છું. તું હું હિંદુ, હું હિંદુ, એવી મોટેથી બુમ મારતી ફરશે તો પણ ગૌરબાબુ તારો બીલકુલ સ્વીકાર કરવાના નથી. ગુરૂત્વનો ડોળ કરવો સહેલો છે. પણ તને ગૃહિણી બનાવવાનું સાહસ ગૌરબાબુ કરશે એમ સ્વપ્નમાં પણ ન માનતી."

સુચરિતા રસોઇનું કામ રહેવા દઇ વીજળીક વેગે બારૂણા આગળ આવી બોલી:

" આવી નિંદા તમે શા માટે કરો છો ? "

" હું કહું છું કે ગોરબાબુ તારી સાથે લગ્ન કરશે નહિ. "

" લગ્ન ? હું તો કહું છું કે તે મારા ગુરૂ છે. પછી લગ્નની વાત શી ? "

" તારા બોલવાનો અર્થ હું એવો સમજ્યો હતો. "

" હવે દયા કરી તમે તમારે ઘેર જાઓ. મને આમ ત્રાસ ન દો. હું આજે તમને કહી દઉં છું કે હું હવે પછી ફરીથી તમને કદિ પણ મળીશ નહિ.

" હવે તું મને શાની મળે ? હવે તો તું પરદાનશીન થઇ ! હિંદુ રમણી ! અસૂર્ય સ્પર્શરૂપા ! હવે પરેશબાબુના પાપનો ઘડો પૂરો ભરાઇ ગયો. આવા ઘડપણમાં પણ તેમને કૃત કર્મોના ફળ ભોગવવાં પડશે એમાં શંકા નથી. પણ એમાં શું ? ભવિતવ્યતા આગળ કોઇનો ઇલાજ ચાલતો નથી. વારૂ હવે હું જાઉં છું. "

સુચરિતાએ રસોડાનાં બારણાં બંધ કર્યાં. અને તે ડુસકે ડુસકે રોવા લાગી. તેણે શોકાવેગ અટકાવવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો પણ તેમાં તેને સફળતા મળી નહિ. તે નિશ્વાસપર નિશ્વાસ છોડવા લાગી.

હરિમોહિની લપાઇને બન્નેનું સંભાષણ સાંભળતી હતી. આજે તેણે સુચરિતાને મ્હોડે જે વિચાર સાંભળ્યા હતા તે ખરેખર આશાજનક હતા. તેનું મસ્તક ભ્રમિત જેવું થયું. તે બોલી:

" મેં આજસુધી એક નિષ્ઠાથી મારા ગોપીવલ્લભની પૂજા કરી હતી તે ફોકટ જાય ખરી ? "

તરત હરિમોહિની દેવઘરમાં ગઇ અને ગોપીવલ્લભને સાષ્ટાંગ નમસ્કાર કરી બોલી:

" પ્રભુ ! તારા હાથમાં બધાની લાજ છે, મારા વ્હાલા ! "

આજસુધી દેવને નમસ્કાર કરતાં હરિમોહિનીની આંખોમાંથી આનંદાશ્રુ વહેતાં પણ તેની મુખમુદ્રા આજે અત્યંત આરક્ત થઇ ગઇ હતી. તેનાં નેત્રોમાંથી અગ્નિ વર્ષાવ થતો હતો.

## પ્રકરણ ૨૨ મું.

### આનંદરાશી.

ગોરા સુચરિતા સાથે જેટલી પ્રેમાળ વૃત્તિથી વર્તતો તેટલી સ્નેહાળતા તે કોઇના પ્રત્યે પણ બતાવતો નહિ. આજ સુધી શ્રોતાઓ સમક્ષ તે પોતાના મતોનું પ્રતિપાદન કરતો હતો પણ સુચરિતા સામે તો તેનું પોતાનું હૃદય ઉઘાડું કરતો હતો. આ આત્મપ્રકાશના આનંદથી તેનો સંકલ્પ પરિપૂર્ણ થયો હતો. આ નૂતન સૌંદર્યશ્રીએ તેના જીવનને કંઇ ઔર બનાવી દીધું હતું. તેની અસામાન્ય તપસ્યા જોઇનેજ જાણે તે સૌંદર્યદેવી તેના પર સંતુષ્ટ થઈ હોયની!

આવા આનંદાતિશયથી બેહોશ થયલો ગોરા નિત્ય સુચરિતા પાસે આવતો; પણ આજે હરિમોહિનીનું સંભાષણ સાંભળ્યા પછી એકાદ ઉંડી ગુફામાં ઉંઘી ગયલા માણસને જગાડવાથી તેના મનની જેવી ચમત્કારિક સ્થિતિ થાય તેવીજ ગોરાની અવસ્થા થઇ હતી.

ગોરા ઘેર આવી પહોંચ્યો ત્યારે મહીમ દરવાજા સામે રસ્તાપર ઉભો રહી તમાકુની ચપટી મ્હોમાં નાંખતો હતો. આજે તેની ઓફીસમાં રજા હોવાને લીધે તે નવરો હતો. ગોરા તેની નજરે પડતાં વાર તે તેની પાછળ પાછળ ગયો અને બોલ્યો:

"ગોરા! ઉભો રહે. તને એક વાત કહેવાની છે."

મહીમ ગોરાને પોતાની ઓરડીમાં લઇ જઇ બોલ્યો:

"ગોરા! વિનય માટે તને અજાયબી ઉપજતી નથી?"

"ભય રાખવાનું કંઇ કારણ નથી."

"પણ જો તેમ થશે તો હું વિનય સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખવાનો નથી. હું તને આગળથી કહી રાખું છું."

"તેવો સંબંધ રાખવાની કાંઇજ જરૂર નથી."

"પણ માતાજી વચ્ચે કંઇ ભળતુંજ કરી મૂકશે તો તે ઠીક

કહેવાશે નહિ. આપણે આબરૂદાર ગૃહસ્થ! આપણે બાળબચ્ચાંવાળું કુટુંબ સંભાળીને રહેવાનું છે! આવી હાલતમાં જો બ્રહ્મસમાજનું લશ્કર આપણા ઘરમાં ઘુસવા પામશે તો આખું વાજુંજ ફરી જશે."

"નહિ. નહિ. એવી બ્હીક રાખવાની જરૂર નથી."

મહીમ બોલ્યો:

"શશીના લગ્ન કરવાની ફાંસ મારા ગળામાં લાગેલી છે. આપણા વહેવાઇ એકલી વહુજ લઇ જવાના નથી પણ પેસાનો ઢગ પણ લઇ જવાના છે—એટલુંજ નહિ પણ પહેલાં દ્રવ્ય ને પછી વહુ એવી વાત છે! વહુ એટલે શું? આજે તરૂણી, કાલે પ્રૌઢા અને પરમ દહાડે ખલાસ! પણ સોનાનું તેમ નથી. તે તો ચીરકાલ ટકી રહે છે. વહેવાઇની નજર વહુ પર નથી પણ સોના પર છે. પણ તે પડ્યો વહેવાઇ! એટલે તેનો પડતો બોલ મારે ઝીલવોજ જોઇએ. તેમનો છે વર પક્ષ અને આપણો તો વધુ પક્ષ! વધુ પક્ષે વર પક્ષમાં નોકર ચાકર જેવા રહેવું જોઇએ. માટે આવી હાલતમાં વળી વિનયના દુરાચરણનું સંકટ આવ્યું તો બાર વાગી જશે! મારી શશિમુખીનું લગ્ન થઇ જાય ત્યાં સુધી હિંદુપણાની લાજ રાખ! પછી જોઇએ તો મુસલમાન થા—ખ્રીસ્તી થા—તેમાં મારૂં કંઇ જવાનું નથી."

ગોરા જવા લાગ્યો: તેને રોકી મહીમ પુનઃ બોલ્યો:

"મારૂં કહેવું એમ છે કે તું શશિમુખીના લગ્નમાં વિનયને નિમંત્રણ કરે તો કામ નહિ ચાલે. તેને જો બોલાવશે તો જરૂર પંચાત થવાની; એટલા માટે માતાજીને પણ અત્યારથીજ સાવધ રહેવાનું કહી રાખ. નહિ તો અણીને વખતે ઘોટાળો થશે."

ત્યાર પછી ગોરા આનંદમયીને ત્યાં ગયો. આનંદમયી ખુરશી પર બેસી આંખો પર ચશ્મા ચઢાવી કંઇ લખતી હતી પણ ગોરાને જોતાંજ લખવાનું બંધ કરી તે બોલી:

"બેસ."

ગોરા બેઠા પછી થોડીવાર રહીને આનંદમયી બોલી:

"તને મારે થોડીક વાત કહેવી છે. વિનયના લગ્નની વાત તને મળીજ હશે ?"

ગોરા કંઇજ બોલ્યો નહિ.

આનંદમયી બોલી:

"વિનયના કાકા વિનય પર ઘણા ગુસ્સે થયા છે. તે હમણાં હમણાં તો વિનયના ઓળાથી પણ અભડાઇ જાય છે. હવે વિનય અને લલિતાના લગ્ન થવાના તે પરેશબાબુને ઘેરે પણ થશે કે નહિ તેની શંકા છે. એ બધાના મનમાંથી દ્વેષ કાઢી નાખવા માટે વિનયનો બંદોબસ્ત કરવાની જરૂર છે. વિનયનો બંદોબસ્ત એટલે શું ? તેને કોઇનો પણ આશ્રય હોવો જોઇએ એટલે ઘરના બીજા માળ પરની ખાલી જગ્યા ભાડુતો છોડી ગયા છે ત્યાંજ વિનયના વિવાહની તૈયારી કરીએ તો અનાયાસે બધું કામ પાર પડી જશે."

ગોરાએ પૂછ્યું.

"તેમાં અનાયાસે કેમ થશે !"

આનંદમયી બોલી;

"તેના વિવાહની વ્યવસ્થા મારા શિવાય બીજું કોણ કરવાનું હતું ? તેના લગ્નનો દિવસ નક્કી થયો એટલે બધી તૈયારી હું બેઠી બેઠી કરાવીશ."

"એ બધું ખરૂં માતાજી ! પણ તમે કહો છો તેમ થવાનું નથી."

"કેમ નહિ થાય ?"

ગોરા બોલ્યો:

"નહિ માતાજી ! તેના લગ્ન આ ઠેકાણે થાય તે શકય નથી. હું કહું તે જરા સાંભળી લો. વિનયના મત પ્રમાણે થયલા લગ્ન આપણે માન્ય કરતા નથી એટલે આટલી લપ્પન છપ્પન શા માટે જોઇએ ? કલકતા શહેરમાં જગ્યાનો શું દુકાળ છે ? વળી વિનયનું પોતાનું ઘર પણ છે."

કલકતામાં અનેક ઘરો છે અને વિનયનું પોતાનું ઘર પણ છે

તે આનંદમયી જાણુતી હતી પણ વિનય પોતાના સગા વ્હાલાંને છોડી સ્મશાન જેવા ભયાનક ઘરમાં એકલોજ લગ્ન કરે એ બીના આનંદમયીના કોમળ હૃદયને કોરી ખાતી હતી. એટલા માટેજ તેણે પોતાના ઘરની બાજુની જગ્યા વિનયના લગ્ન માટે મુકરર કરી હતી.

આ વાતમાં ગોરાને અસંમત થયલો જોઇ તે બોલી:

" તને મારી યોજના પસંદ ન હોય તો બીજી જગ્યા ભાડે રાખ. મને જરા આપદા વેઠવી પડશે. પણ તેની ફીકર નહિ. બધાને જે ગમે તેજ સારૂં."

ગોરા બોલ્યો:

" માતાજી! તમારાથી એ લગ્નમાં ભાગ લઈ શકાશે નહિં."

" આ વળી તારો કેવો આગ્રહ ગોરા! તું હમણાં આવું આવું શું બોલે છે! વિનયના લગ્નમાં હું ભાગ નહિ લઉં તો કોણ લેશે?"

" તેમ થવું શક્ય નથી, માતાજી!"

" ગોરા! વિનયના વિચાર સાથે તારા વિચાર મળતા નથી તેથી તું શત્રુત્વ સાધવાનો?"

ગોરા ઉત્તેજીત સ્વરે બોલ્યો:

" માતાજી! તમારો આક્ષેપ અન્યાયી છે. વિનયના લગ્નમાં હું આગેવાની નથી લઇ શકતો તેથી મને સુખ થોડુંજ થાય છે! વિનય પર મારો કેટલો પ્રેમ છે તે તમે જાણો છોજ. પણ આ પ્રશ્ન પોતાની પસંદગી કે ના પસંદગીનો નથી. શત્રુતા અગર મિત્રતાને અહિં કાંઇ સંબંધ નથી. સર્વ પરિસ્થિતિનું પરિણામ ધ્યાનમાં લઇનેજ વિનય આ કાર્ય કરવા ઉદ્યુકત થયો છે. મેં તેની સાથે ભેદ ભાવ નથી રાખ્યો પણ તેણે મારી સાથે દગો કર્યો છે! આવી સ્થિતિમાં છે તે કરતાં વિશેષ સખ્ય શક્ય નથી અને વિશેષ થાય એવી મારી ઇચ્છા પણ નથી. ચાલવા દો! સદાવ્રતખાનામા એક બુઢ્ઢી નહિ જમે તો તેથી સદાવ્રત બંધ નથી થવાનું!"

આનંદમયી બોલી:

" ગોરા ! વિનય સાથે તારો ગમે તેવો વિરોધ હશે તો પણ તેના લગ્નમાં સહાય કર્યા સિવાય મારાથી સ્વસ્થ બેસી રહેવાશે નહિ. "

બોલતાં બોલતાં આનંદમયીનાં નેત્રોમાંથી ખળખળ અશ્રુઓ નીકળી પડયાં. તે જોઇ ગોરાના અંતઃકરણમાં ગંભીર વેદના થવી શરૂ થઇ. તેણે આનંદમયીને કહ્યું:

" માતાજી ! તમે સમાજમાં છો અને સમાજનાં ઋણી છો તે યાદ રાખો. "

" ગોરા ! મેં તને અગાઉ કહી દીધું હતું કે સમાજ સાથેનો મારો સંબંધ તદ્દન તૂટી ગયલો છે. સમાજ મારો તિરસ્કાર કરવાનો હોય તો ભલે કરે. મને તેની પરવા નથી. "

" માતાજી ! તમારા શબ્દો મારા હૃદયપર ઘા જેવા લાગે છે. "

આનંદમયી પોતાનાં અશ્રુપ્લાવિત નયનોએ ગોરાના સર્વાંગને સ્પર્શ કરતી બોલી:

" ગોરા ! તારા હૃદયને ઘા ન થાય એવી રીતે વર્તવાનું સામર્થ્ય મારામાં નથી. '

ગોરા ઉભો થઇ બોલ્યો:

" ઠીક. હું હમણાં વિનય પાસે જાઉં છું અને તેને આ બધી વાત કહું છું. પણ મને હજી લાગે છે કે વિનયને હાથે આવું અન્યાયી કાર્ય થાય તે સારૂં નહિ. એ કેવળ સ્વાર્થપરાયણતા છે. "

આનંદમયી હસીને બોલી:

" ઠીક છે. જા, તારે જે કરવાનું છે તે કર, જા. "

આજે એકાદશી હતી એટલે કૃષ્ણદયાળ બાબુને રસોઇ કરવાની જરૂર ન્હોતી. તે હમ્મેશાં એકાદશીનો ઉપવાસ કરતા. આજે તે સંહિતાનો બંગાલી અનુવાદ હાથમાં લઇ મૃગચર્મપર બેસી તેનો પાઠ કરતા હતા. એટલામા આનંદમયી તે ઠેકાણે આવી. તેને અકસ્માત અંદર આવેલી જોતાંજ તે એકાએક ચકિત થયા. આનંદમયી તેમનાથી થોડાક અંતરપર બેસી બોલી:

"જુઓ! જબરો અન્યાય થાય છે."

કૃષ્ણદયાળબાબુએ સાંસારિક ન્યાયાન્યાયને તદ્દનજ તિલાંજલિ આપી દીધી હતી. તેમણે ઉદાસિન ભાવે પૂછ્યું:

"કેવો અન્યાય ?"

આનંદમયી બોલી:

"ગોરાને હવે સ્વતંત્ર રાખવો યોગ્ય નથી; નહિ તો અનર્થ થશે."

ગોરાએ જે દિવસે પ્રાયશ્ચિતની વાત કાઢી હતી તેજ દિવસે કૃષ્ણદયાળ બાબુના મનપર આવી લાગણી થઇ હતી. પણ પછી યોગ સાધનાની અનેક ક્રિયાપ્રક્રિયામાં ગુલતાન થઇ જવાથી તે મોહમાયાની વાત તદ્દન ભૂલી ગયા હતા.

આનંદમયી બોલી:

"શશિમુખીના વિવાહની વાતચીત થાય છે: મને લાગે છે કે તેના લગ્ન ફાલ્ગુનમાંજ થશે. આપણા ઘરમાં એ લગ્ન થાય તો મારે સર્વ કામ કરવા માટે આગેવાની લેવી પડશે. પણ આવી હાલતમાં હું શશીના વિવાહમાં શી રીતે જાઉં ? તમેજ કહો. ગોરાનો અન્યાય રોજરોજ વધતો જાય છે. આવા છોકરા સાથે હું હવે કેમ વર્તું ? તમે મને કાંઇપણ ઉપાય બતાવો. મેં મારૂં અંતઃકરણ તમારી પાસે તદ્દન ખુલ્લું કર્યું છે."

કૃષ્ણદયાળ બાબુની તપશ્ચર્યા ભંગાવવા માટે ઇંદ્ર દેવે આ વળી વિઘ્ન ક્યાંથી મોકલ્યું! આજકાલ તેની તપસ્યાને અતિ ઘોર સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. તેમનો આહાર દિવસે દિવસે અત્યંત કમી થતો જતો હતો. આવી સ્થિતિમાં આ નકામું વિઘ્ન ક્યાંથી ઉપસ્થિત થયું?

કૃષ્ણદયાળ બોલ્યા:

"તું દિવાની થઇ જણાય છે. મને એ ભાંજગડમાં કંઇજ સમજ પડતી નથી. જા. તારા મનમાં આવે તેમ તું કર અને ગોરાના મનમાં આવે તેમ ગોરાને કરવા દે. મને કંઇ પૂછ નહિ."

આનન્દમયી બોલી:

"છોકરો આવડો મોટો થયો હવે તેના ભાવી આયુષ્યની કાંઇ યોજના—"

"જેમ થવાનું હશે તેમ થશે." કૃષ્ણદયાળ બાબુ વચમાંજ બોલ્યા.

કૃષ્ણદયાળ બાબુએ પોતાની એસ્ટેટ—ઘરબારની સઘળી વ્યવસ્થા કરી રાખી હતી. અને તેથીજ તે નિશ્ચિંત થયા હતા. જગતમાં શું થાય છે અથવા પોતાના બાઈડી છોકરાં શું કરે છે તેની પરવા તે કદિપણ કરતા નહિ.

થોડીવાર પછી આનંદમયી ઉભી થઇ બોલી:

"તમારૂં શરીર કેવું થઇ ગયું છે તે તો જરા ધ્યાનમાં રાખો."

કૃષ્ણદયાળ બાબુ ખડખડ હસી પડયા. થોડી વારે મોટા સ્વરે તેમણે કહ્યું:

"શરીર!"

આ વિષયપર તે પછી કાંઇ વાદ થયો નહિ. થોડીવારમાં કૃષ્ણદયાળબાબુ સંહિતા વાંચવામાં લીન થઇ ગયા.

મહિમ બહારના ઓટલાપર પરમાર્થના ગહન તત્વપર સંન્યાશીઓ સાથે વાદવિવાદ કરતો બેઠો હતો. તેના શબ્દો કૃષ્ણદયાળ બાબુને કાને આવ્યા. સંસારી માણસને મુક્તિ છે કે નહિ એવો પ્રશ્ન તેણે સાધુ મહારાજને પૂછયો હતો અને અત્યંત વિનીત ભાવે, વ્યાકુલ સ્વરે પોતાના બન્ને હાથો જોડી ભક્તિયુક્ત અંતરે આ શંકાનું સમાધાન કરવા માટે યતિ મહારાજની વિનવણી કરતો હતો. તેના ચહેરા પરની ઉત્સુકતા, શબ્દોમાંની લીનતા, ઉભા રહેવામાં અને યતિ તરફ પ્રેમાળ નજરે જોવામાં જણાઇ આવતી સરલતા જોતાં આજે તેણે જાણે ફક્ત મુક્તિની શોધ માટેજ પોતાનું જીવન સર્વસ્વ અર્પી દેવાનો નિશ્ચય કર્યો હોયની એવો ભાસ થતો હતો! સંસારી માણસને મુક્તિ નથી, પણ સ્વર્ગ છે એમ કહી મહિમને સમજાવવાની સંન્યાશીએ યુક્તિ રચી પણ મહિમના જીવનું સમાધાન થયું નહિ.

તેને મુક્તિ જોઇતી હતી. સ્વર્ગની તેને કિમ્મત ન્હોતી. એકવાર છોકરી પરણીને સાસરે જાય કે સન્યાસી મહારાજની સેવામાં દિવસ ગાળી મુક્તિનો લાભ મેળવવો એવી તેની પ્રબલ ઇચ્છા હતી. પણ કન્યાના લગ્ન એટલે કાંઇ બચ્ચાની રમત છે કે ?

## પ્રકરણ ૨૩ મું.

### પરેશબાબુ.

"રાંડયા પછીનું ડહાપણ" એ ન્યાય પ્રમાણે ગોરા મોડેથી ભાનપર આવ્યો. પોતે આત્મવિસ્મૃત થયો છે એમ તેને લાગ્યું ! તે વેળા તેનો ચહેરો જોવા જેવો થયો હતો. તે સમાજને ભૂલીને ક્ષુદ્ર પણ પ્રબલ મોહનો ભોગ થયો હતો તેનું કારણ તે પોતાના મનમાં સમજ્યો.

પ્રાતઃકાલે સૂર્યોદય થતાં વાર નૈમિત્તિક કર્મો આટોપી તે પરેશબાબુને ઘેર આવ્યો. ત્યારે પરેશબાબુ નવરાજ બેઠા હતા. તેમને જોતાંજ ગોરાના મસ્તકમાં વીજળી ચમકવા જેવું થયું. પરેશબાબુ સાથે ગોરાનું અંતઃકરણ એટલા આવેગથી એકજીવ થયું હતું અને તે ઉભયમાં એવો ગાઢ આત્મભાવ વસતો હતો કે તે આત્મભાવનો પ્રવાહ ગોરાના હૃદયમાં જોસથી વહેવા લાગ્યો. પરેશબાબુને નમસ્કાર કરી તે બેઠો.

પરેશબાબુએ તેને પૂછ્યું:

"વિનયના લગ્નને લગતી વાત તમે જાણતાજ હશો ?"

ગોરાએ જવાબ આપ્યો:

"હા."

"તે બ્રાહ્મમત પ્રમાણે લગ્ન કરવા તૈયાર નથી."

"તેમ હોય તો તે બીલકુલ નજ પરણે તેજ વધુ સારૂં."

આ સાંભળી પરેશબાબુએ સ્મિત હાસ્ય કર્યું અને થોડીવાર પછી તે બોલ્યા:

"અમારી સમાજમાંનો કોઇપણ ગૃહસ્થ આ લગ્નને માનપ્રદ ગણવાનો નથી. વિનયના કુટુંબીજનો પણ પ્રસન્ન હોય એમ મને લાગતું નથી. મારી કન્યાનો પક્ષ લેનારામાં ફક્ત હું એકલો અને વિનયનો પક્ષ લેવામાં એકલા તમે! એટલા માટેજ હું એ વિષે તમારી સાથે વાત કરવા ઇચ્છતો હતો."

"પણ એ બાબતમાં મારો મત પણ શું કામનો? હું એ ભાંજગડમાં જરાપણ ભાગ લેતો નથી.

પરેશબાબુએ વિસ્મયપૂર્વક ગોરાના વદનનું નિરિક્ષણ કરતાં કહ્યું:

"તમે એમાં ભાગ લેતા નથી?"

પરેશબાબુની આવી સ્થિતિ જોઇ ગોરાનું મન સંકૂચિત થયું પણ તત્કાળ તે સંકોચને દૂર કરી અગાઉ કરતાં પણ વધુ દઢ સ્વરે બોલ્યો:

"હું એમાં શા માટે પડું?"

"તમે અને વિનયબાબુ બન્ને મિત્ર છો—બંધુ જેવા છો—તે હું જાણું છું. એ બંધુત્વ માટે પણ તમારે વિનયબાબુના લગ્નમાં ભાગ લેવો જોઇએ!"

ગોરા બોલ્યો:

"હું તેનો ભાઇ ખરો પણ બંધુત્વ એટલે સંસારનું એક બંધન અને તે પણ બહુ પ્રબલ નહિ—"

પરેશબાબુએ પૂછ્યું:

"ગોર! વિનયના આચરણમાં અન્યાય છે, અધર્મ છે, એવું તમને લાગે છે?"

ગોરા બોલ્યો:

"ધર્મની બે દિશા છે. એક નિત્ય ધર્મ અને બીજો લૌકિક ધર્મ! જે સ્થલે ધર્મ સામાજિક નિયમોને અનુસરતો હોય છે ત્યાં તેની અવહેલના થતી નથી."

"સામાજિક નિયમો અસંખ્ય છે. તે બધા ધર્મને અનુસરતા છે એમ કેમ કહી શકાય ?"

પરેશબાબુએ ગોરાના વિચાર સામે બીજો વિરોધી વિચાર રજુ કર્યો પણ ગોરાના હૃદયમાં સારાસારનુંજ મંથન ચાલતું હતું. છેવટે મંથન કરતા કરતા તેણે એક સિદ્ધાંત તારવી કાઢયો:

"આપણને જો નિયમોના બંધનોથી સમાજ સાથે બાંધવામાં આવ્યા નહિ હોય તો આપણે ફસી પડવાનો ઘણો સંભવ છે. કારણ-કે સમાજનિયમોનો ઉદ્દેશ ગૂઢ હોય છે. તે જાણવાનું સામર્થ્ય આપણા બધામાં હોય છે એવું નથી. સમાજનું સ્વરૂપ ઓળખવું એ આપણી શક્તિ બહારનું કામ છે."

પરેશબાબુએ શાંત ચિત્તે ગોરાનું ભાષણ સાંભળી લીધું. છેવટે ગોરો બોલતો બંધ થઇ સ્વસ્થ બેઠો ત્યારે પરેબાબુએ કહ્યું:

"તમારા બોલવાનો આશય મારા ધ્યાનમાં આવ્યો. કોઇપણ સમાજમાં બ્રહ્મદેવનો કાંઇ પણ ખાસ હેતુ હોય છે એ વાત તો સત્ય છે! એ હેતુ સર્વનેજ સ્પષ્ટપણે જણાય છે એમ નથી; પણ તે સ્પષ્ટ કરીને તેમાંનું રહસ્ય જાણવું તે તો મનુષ્યનું કર્ત્તવ્ય છે. ફક્ત પહાડ પત્થર અથવા ઝાડપાન પેઠે અચેતન રહી પરિસ્થિતિના આઘાત ખમવા એ માનવજીવનનું ધ્યેય નથી."

"પણ મારૂં કહેવું એમ છે કે તમે સમાજ સાથે પવિત્ર અંતઃ-કરણે વર્તો તોજ તમને તેમાંનું ગૂઢ રહસ્ય સમજાશે પણ જો તેની સાથે વિરોધ કરશો તો તેનું નહિ પણ તમારૂંજ નુકસાન થશે."

"વિરોધ અને સંશય સિવાય સત્યની પરીક્ષાજ થતી નથી." પરેશબાબુ બોલ્યા:

"હું વ્યક્તિગત સ્વાતંત્ર્યને મહત્વ આપું છું. જે વ્યક્તિનું હિત તેજ સમાજનું હિત! સમાજનું કલ્યાણ થવા માટે પ્રથમ વ્યક્તિ માત્રનું કલ્યાણ થવું જોઇએ."

એમ કહી પરેશબાબુ ઉઠયા. તે સાથે ગોરા પણ ખુરશી છોડી ઉભો થયો. પરેશબાબુએ કહ્યું:

"જો બની શકે તો વિનયને લલિતાનાં લગ્ન બ્રહ્મસમાજ વિધિથી થાય તો સારૂં એવો મારો મત છે. તમે વિનયના મિત્ર છો એટલે આ કાર્ય ઉત્કૃષ્ટ રીતે પાર પાડવું એ તમારૂં કર્તવ્ય છે. આ સ્થલે પોતાપણા કરતાં બંધુત્વનું મહત્વ વધારે છે. પણ તે ભૂલી જઈ તમે પણ વિનયનો ત્યાગ કરવા તૈયાર થશો તો પછી બધો ભાર મારા પર આવી પડશે અને લાચારીએ મારે તે ખમવો પણ પડશે."

પરેશબાબુ આમ બોલ્યા તો ખરા પણ વિનય અને ગોરાની મિત્રતા ખરેખરી તુટી હશે એવી તેમની માન્યતા ન્હોતી. બાકી વરદાસુંદરીએ તો તેમની વિરૂદ્ધ થવાનું બીડુંજ ઝડપ્યું હતું. બ્રહ્મસમાજના બધા સભાસદો તેમના દુશ્મનો થયા હતા. સર્વ બ્રહ્મસમાજીઓ આ અણીના વખતે પોતાના પ્રતિપક્ષીને છુંદી નાખવા માટે હથિયારબંધ થઇ બેઠા હતા. તેઓએ ગોરા અને વિનયને બે પત્રો મોકલ્યા હતા. તેમાં નહિ નહિ તે ધમકી અને ગાળો દેવામાં આવી હતી. આ બધી બચ્ચાંની રમત હતી એમ કહીશું તો ચાલશે.

પરેશબાબુ બહાર નીકળ્યા તો સામે અવિનાશ અને બીજા બે ગૃહસ્થોને ઘરમાં જતા તેમણે જોયા. પરેશબાબુ તરફ જોઇ તેઓ ધીમે ધીમે હસવા લાગ્યા.

ગોરા પ્રાયશ્ચિત લેવાનો હતો તેની વ્યવસ્થા કરવા માટેજ ગોરાની આ મિત્ર મંડળી આવી હતી. તેઓમાં માંહેમાંહે એ બાબતની ચર્ચા થતી હતી. એ મંડળી પર ગોરાનો વિશ્વાસ હતો. આ પ્રાયશ્ચિત લેવામાં ફક્ત તુરંગવાસનુંજ પાતક નષ્ટ કરવાનો તેનો ઉદ્દેશ હતો એમ ન્હોતું: પણ અંતઃકરણ નિર્મળ કરી નવોજ દેહ ધારણ કરી કર્મક્ષેત્રમાં પ્રવિષ્ટ થવાની તેની ઇચ્છા હતી. પ્રાયશ્ચિતની યોજના નક્કી થઇ ગઈ હતી અને દિવસ પણ ઠરી ચુકયો હતો. પૂર્વ પશ્ચિમના પ્રાંતોમાંથી વિખ્યાત પંડિતોને નિમંત્રણ પત્રિકા મોક-

લવાનું કામ ચાલતું હતું. ગોરાના પક્ષનો જે અગ્રણી હતો તેની પાસે દ્રવ્યનો પણ સારો સંચય થયો હતો. તેની મિત્ર મંડળીને તો એમ લાગતું હતું કે ગોરાનું પ્રાયશ્ચિત એક રાષ્ટ્રિય મંગલ સમારંભ રૂપ છે. અવિનાશે ગોરા માટે દુર્વા, ફૂલો, ધનધાન્ય-ભેગું કરવાનું કામ પોતાના માથા પર લીધું હતુંઃ પંડિત મહાશયોને મોકલવા માટે જે આમંત્રણ પત્રિકા છાપવામાં આવી હતી તેપર એક સંસ્કૃત શ્લોક હતો અને તે સોનેરી સાહીથી મુદ્રાંકિત કર્યો હતો.

## પ્રકરણ ૨૪ મું.

### હિંદુ સમાજ.

હરિમોહિનીએ પોતાના દિયર કૈલાસ પર એક પત્ર લખ્યો હતો. તેનો તેણે જવાબ આપ્યો હતો તે નીચે પ્રમાણે હતોઃ

" ગંગાસ્વરૂપ પૂજ્ય ભાભી! સાષ્ટાંગ દંડવત્ પ્રણામ વાંચશો. તમારો સુખ સમાચારનો પત્ર મળ્યો. વાંચી ચિંતા દુર થઇ છે. તમે એક કન્યા સંબંધી વૃત્તાંત લખ્યું તે જાણ્યું. તમે તે કન્યાની ઉમ્મર ૧૪-૧૫ની જણાવો છો તેની હરકત નહિ. તેની સંપતિ વિષે તમે લખ્યું પણ તે સંબંધીની વ્યવસ્થા વડીલોની રીત પ્રમાણે કરવી એમ મને લાગે છે. એને તમે અને તે કન્યા પણ અનુમતિ આપશે એવી આશા છે. કુમારિકાના મનનો પ્રવાહ હિંદુ ધર્મ તરફ છે એવું તમે લખ્યું તે વાંચી મને ઘણો આનંદ થયો છે. પણ તે આજ સુધી બ્રહ્મસમાજીને ઘેર ન્હાનેથી મોટી થઇ છે એ વાત ગુપ્ત રહે એવી ગોઠવણ કરવી પડશે. માટે તમે એ વાત કોઇની આગળ કહેશો નહિ. આવતી પૂર્ણિમાએ ચંદ્રગ્રહણ છે એટલે ગંગાસ્નાનનો યોગ છે. તે દિવસે સવડ મળશે તો છોકરી જેવા આવીશ. તો તેવી વ્યવસ્થા કરશો તો સારૂં!"

આટલે દહાડે સાસરે જવાનો પ્રસંગ આવેલો જોઈ હરિમોહિનીને અજાયબી થઇ. જેમ જેમ પૂર્ણિમા નજદીક આવતી ગઇ તેમ તેમ તેના અંતરનો આવેગ વધતો ગયો.

હરિમોહિનીએ હવે સુચરિતાને તૈયાર કરવાની કમર કસી. હમણાં તે પૂજાના વખતમાંથી પણ વખત કાઢી સુચરિતા પર ધ્યાન આપવા લાગી. આથી આઠે પહોરજ સુચરિતાની સામે હરિમોહિની રહેતી હોય એવું તેને લાગ્યું.

ગોરા હવે પોતાને મળવા આવતો નથી તેનું કારણ હરિમોહિનીએ તેને કાંઇ કડવો બોલ કહ્યો હશે એમ સુચરિતા માનતી હતી. તે મનમાં બોલી:

"ઠીક છે. તે નહિ આવે તેથી શું? નહિ આવે તો પણ મારા ગુરૂ તો તેજ."

ગોરાની તેજપૂર્ણ મૂર્તિનું દર્શન કરવાની અગર મેઘગર્જના જેવાં તેનાં ગંભીર વાક્યો સાંભળવાની સુચરિતાની ઇચ્છા તૃપ્ત થઇ ન્હોતી. આ માનસિક ઉત્કંઠાની અસર ધીમે ધીમે તેના શરીરપર થઇ અને તે ક્ષયરોગી જેવી ફીક્કી પડતી ગઈ. વિચાર કરતાં કરતાં તે હતાશ થઇ પોતાનાજ મનમાંજ બબડી:

"કેટલાય લોક તેમના દર્શન કરતા હશે, તેમની અમૃત વાણી સાંભળતાં હશે? પણ તેમના દર્શન તથા ભાષણમાંનું માધુર્ય તેઓ ક્યાંથી ઓળખી શકશે?"

એક દિવસ લલિતા સુચરિતાને ઘેર આવી. લલિતા તેને ગળે વળગી ગદ્દગદ્દ થઇ બોલી:

"બહેન! સુચરિતા બહેન!"

"શું છે લલિતા?" સુચરિતાએ પૂછ્યું.

"કાંઇ નહિ. બધું ઠીક ચાલે છે."

"કયો દિવસ નક્કી થયો?"

"સોમવાર!"

" ક્યાં ? "

" તે મને ખબર નથી. બાપાને ખબર છે. "

સુચરિતા લલિતાને ગોદમાં લઇ બોલી:

" હવે તો સુખી થઇને, બ્હેનાં ! "

" કેમ નહિ થાઉં ? "

" તને જે જે મેળવવાની ઇચ્છા હતી તે બધું તને મળ્યું. હવે બોલવાની કે રીસાવાની તને જરૂર નથી. પણ તારો એ ઉત્સાહ કાયમ ટકશે કે કેમ તેની મને ભીતિ લાગે છે. "

લલિતા હસીને બોલી:

" કેમ ? મારી સાથે લડનારા લોકોનો શું દુકાળ છે ? હવે તો મને બહાર મ્હોં બતાવવું ભારી થઇ પડશે ! "

સુચરિતા લલિતાના ગાલ પર ધીમેથી તમાચો મારી બોલી:

" તે તો ખરૂં ! હવે આજ કટાકટીનો વખત છે. હું હમણાં વિનયબાબુને કહી દઉં છું કે ખરી લડાઇનો વખત આજ છે ! માટે સાવધ રહુજો—"

" હવે સાવધ થવાનું શું છે ? અમે સાવધજ છીએ. " લલિતાએ જવાબ આપ્યો: " પણ સુચી બહેન ! એક વાત કહું ? "

" કહેને ! "

" સાંભળ ત્યારે. બહેન ! આટલા દહાડા તને હું તારા નમ્ર સ્વભાવ માટે દોષ દેતી હતી. અને મારાથી તે સહન પણ થતું ન્હોતું. એ આટલા દિવસ મેં તને કહ્યું ન્હોતું પણ આજે કહું છું. જે વેળા ગોર મોહન બાબુ આપણે ઘેર આવ્યા—નહિ, બહેન ! એમ વાત ઉડાવ નહિ—મારે જે કહેવાનું છે તે આજે હું કહેવાની. તારી પાસે મેં આજ સુધી કંઇજ છૂપાવ્યું ન્હોતું. પણ આજ વાત મેં કેમ હૃદયમાં દાટી રાખી હતી તે દેવ જાણે. એ માટે મારા અંતરને દુઃખ થાય છે. તે હવે તને કહી દેવા વિના મારાથી રહેવાતું નથી. જ્યારે જ્યારે ગોરમોહનબાબુ આપણે ઘેર આવે છે ત્યારે ત્યારે મને ઘણો

ક્રોધ આવે છે. એનું શું કારણ હશે? તને એમ લાગે છે કે હું અજાણપણે ગુસ્સે થાઉં છું? નહિ. તું તેમના પર પ્રેમ રાખતી હતી તે મારાથી જોવાતું ન્હોતું એમ? નહિ—સુચી બહેન! મને પુરતું બોલી લેવા દે—"

સુચરિતા લલિતાના મ્હો પર હાથ મૂકી બોલી:

"લલિતા! હું તને પગે પડું છું. આ વાત બંધ કર. એ વાત સાંભળવા કરતાં પૃથ્વી માર્ગ આપે ને હું શમાઇ જાઉં તે સારૂં."

"કેમ બહેન? કેમ નહિ?"

"નહિ. નહિ. નહિ. ગાંડી જેવી ગમે તેમ ન બોલ. જે વાત મનમાં ન હોય તે વિચારમાં કે બોલવા ચાલવામાં પણ શા માટે?"

લલિતા સુચરિતાના શરમાળપણાથી વિરક્ત થઇ બોલી:

"મેં પુષ્કળ વિચાર કર્યો છે અને આજે હું તને કહું છું—"

સુચરિતા લલિતાના હાથને ઝટકો મારી બહાર ચાલી ગઇ પણ લલિતા તેની પાછળ દોડતી જઇ તેને પકડી બોલી:

"વારૂ. વારૂ. હવે હું નથી બોલતી."

"કદિ પણ ન બોલતી."

"એટલી મોટી પ્રતિજ્ઞા તો નથી કરી શકતી. યોગ્ય લાગશે તો બોલીશ. નહિ તો નહિ બોલું-બસ!"

આજકાલ હરિમોહિની પોતાના પર જોઇએ તે કરતાં વિશેષ લક્ષ રાખે છે તે સુચરિતા જાણતી હતી, પણ તે કંઇ બોલી શકતી નહિ. મનમાં ને બળીને બેસી રહેતી પણ બહારથી તે આનંદી દેખાવાનો પ્રયત્ન કરતી. લલિતા ચાલી ગયા પછી તે પોતાની ઓરડીમાં આવી બેઠી અને બન્ને હાથે માથું દબાવી ભૂતકાળનું સ્મરણ કરી રડવા લાગી. એટલામાં નોકર દીવો લઈ આવ્યો. તેના પર તે ખીજવાઇ. આ વેલા હરિમોહની સંધ્યાકાળની પૂજા કરતી હતી. પૂજા પૂરી થયા પછી તેણે બારણામાંથી જ બુમ પાડી.

"રાધારાણી!"

સુચરિતા કાંઇ બોલી નહિ. વસ્ત્રના પાલવથી આંખો લુછતી તે ઉભી થઇ.

હરિમોહિનીએ પૂછ્યું:

"શું ચાલે છે ?"

આનો પણ સુચરિતાએ કંઇ જવાબ આપ્યો નહિ. હરિમોહિનીના સ્વરમાં કઠોરતા આવી.

"તારા આવા હાવભાવનો મર્મ મને સમજાતો નથી."

સુચરિતાએ પૂછ્યું:

"માશી! તમે રાત દહાડો મારાપર ચોકી શામાટે રાખો છો?"

"કેમ રાખું છું તે તું જાણુતી નથી ? ખાવાપીવાનું ભાન, ધંધો ધાપો સૂઝે નહિ, વાત કરવી રૂચે નહિ—એ લક્ષણુ સારાં કે ? હું કંઇ નાદાન બચ્ચું નથી. હું કંઇ સમજતી નથી એમ તું સમજે છે કે ?"

સુચરિતા વિરક્ત સ્વરે બોલી:

"માશી! તમે કંઇજ સ્હમજતાં નથી એમજ હું કહું છું. તમે મારી કોઇપણુ વાતને આવું ભયાનક સ્વરૂપ આપો છો તે મારાથી સહન થતું નથી."

"હું નથી સમજતી તો ચાલ્યું: તું તારે સમજ્યા કર એટલે થયું."

સુચરિતા દ્દઢ સ્વરે બોલી:

"તમારી સાથે લડવાની મારી ઇચ્છા નથી. પણુ માશી! તમારી ગેર સમજ થઇ હતી તેથીજ તમે ગોર બાબુનું અપમાન કર્યું ! તેમનો તિરસ્કાર કર્યો ! તમે તેમને માટે કાઢેલા કુતર્કો તદ્દન ખોટા છે. તમે ખરેખર અન્યાય કરો છો. તમે આમ ખાઇ પીને મારી પાછળ કેમ લાગ્યાં છો ? મેં તમારૂં શું બગાડ્યું ?" બોલતાં બોલતાં સુચરિતાનો સ્વર ગદ્દગદ્દ થઇ ગયો. તે બીજા ઓરડામાં ચાલી ગઇ.

સુચરિતાનું આ ભાષણુ સાંભળી હરિમોહિની તદ્દન હત બુદ્ધ થઇ ગઇ. તે મનમાં બબડી:

"બાપરે! આવો શીશાદ તો મેં બાપ જનમમાં જોયો નથી."

સુચરિતાને થોડીવાર વિચાર કરવા દીધા પછી હરિમોહિની તેને જમવા બોલાવવા ગઇ અને સુચરિતા પણ તેના શબ્દને માન આપી ગઇ. જમતાં જમતાં હરિમોહિની બોલી:

"રાધારાણી! હવે હું ઘરડી થઇ. નાનપણથી મારૂં જીવન હિંદુ ધર્મનું સેવન કરવામાં ગયું છે. અન્ય ધર્મનો શબ્દ પણ કદિ મારે કાને પડયો નથી. તું એમાંનું કંઇ જાણતી નથી. તું સાદી ભોળી છોકરી છે એટલે ગોરમોહન તારો ગુરૂ થઇ તને પોતાની કળ પ્રમાણે ચલાવે છે. મેં કોઇ કોઇવાર તેનું ભાષણ સાંભળ્યું છે. પણ તેમાં તેના પોતાના અનુભવનું કાંઇ નથી. આ શાસ્ત્ર અને પેલી રૂઢી! એ સર્વ મારા ગુરૂએ મને કહેલું છે. હું તને કહું છું, રાધારાણી! હમણાં તારે એમાંનું કંઇ કરવાનું કારણ નથી. જ્યારે યોગ્ય સંધિ પ્રાપ્ત થશે ત્યારે મારા ગુરૂ દેવજ તને મંત્રોપદેશ દેશે. તારે બીલકુલ બ્હીવાનું કારણ નથી. હું તને હિંદુ સમાજમાં પ્રવિષ્ટ કરાવી દઉં છું. તું બ્રહ્મસમાજીના ઘરની હો કિંવા ગમે તે હો. લોકોને તેની શી ખબર? તારી ઉમર જરા મોટી છે ખરી; પણ હિંદુઓમાં પણ હવે ઉમ્મરે પહોંચેલી કન્યાઓ થોડી નથી. તારે દુઃખી થવાનું કંઇ કારણ નથી. વળી પૈસાથી બધું સિદ્ધ કરી શકાય છે. કૈવર્તની કન્યા કાયસ્થની બૈરી થઇ તે પૈસાના જોર પર! એવા તો અનેક બનાવ મેં મારી આંખોએ જોયલા છે. હું તને એક સન્માનિત હિંદુ ગૃહસ્થ સાથે પરણાવી આપીશ. તારે તારા ગુરૂના ઉપદેશ પ્રમાણે વર્તી દુઃખમાં સબડવાનું કાંઇ કારણ નથી."

હરિમોહિનીનું આ વાક પાંડિત્ય શરૂ થયા પછી સુચરિતાની ખાવાની રૂચી તદનજ મંદ પડી ગઇ અને એક એક કોળિયો તેને ઝેર જેવો લાગ્યો પણ તે મહા મુશકેલીએ મ્હોમાં કોળિયો મૂકતી રહી કારણ કે ખાવાનું બંધ કરવાથી હરિમોહિનીનું બીજું રામાયણ શરૂ થશે એ તે જાણતી હતી.

સુચરિતા કંઇ બોલી નહિ ત્યારે હરિમોહિની સમજી કે પોતાનો

જય થયો. તે પરજ તેણે આશાનો નવો મિનારો બાંધ્યો. "હિંદુ થવા માટે સુચરિતાએ પ્રાયશ્ચિત લેવાની કાંઇ આવશ્યકતા નથી. થોડાક પૈસા બેચાર જણને આપ્યા કે કામ થઇ જશે." હવે તેને ગોરાનું બોલવું અતિ અપ્રયોજક લાગવા માંડ્યું. ગોરાનું ગુરૂત્વ વિષયલાલસાના પાયા પર ઉભેલું છે એવી હરિમોહિનીની કલ્પના હતી. આથી બેંકનો ચૅક અને સુસ્વરૂપ કન્યાની સહાયથી લગ્નનો કિલ્લો જેટલો જલદી સર કરાય તેમ સારૂં એવો તેણે નિશ્ચય કર્યો. સુચરિતાનું મન કેમ વાળી લેવું તેનો વિચાર કરતાં કરતાં હરિમોહિનીને એક ઉપાય સુઝ્યો. તે સુચરિતાને પાસે બેસાડી પોતાના સાસરાના વૈભવના—પોતાના દિયર કૈલાસના સદ્દગુણોના ભાટચારણ પેઠે ગુણગાન ગાવા લાગી. લોકો તેને કેટલું માન આપે છે, સમાજમાં તેનું વર્તન કેવા પ્રકારનું છે તેનું રસભરિત વર્ણન સુચરિતાના કર્ણોએ અથડાવા લાગ્યું. તેના અતકર્ય દિવ્ય ઉપદેશથી કેટલા દુરાચારી સદાચારી બન્યા, કેટલા મુસલમાન હોવા છતાં માંસાહાર છોડી દઇ હિંદુ પ્રમાણે વર્તવા લાગ્યા, કેટલા લોકોને પ્રગતિનો આનંદદાયક માર્ગ સુઝાડ્યો—વિગેરે અનેક વાતો કરી કૈલાસનાં પરાક્રમો સુચરિતાના મનપર ઠસાવવાનો હરિમોહિની તનતોડ પ્રયત્ન કરવા લાગી.

પરેશબાબુ સમક્ષ કામનો ઢગલો મોટો હોવાથી કેટલાક દહાડા તેમનાથી સુચરિતાને મળવા જવાયું નહિ. સુચરિતા દરરોજ પરેશબાબુની કાગને ડોળે રાહ જોતી અને તે નહિ આવતા અત્યંત દુઃખી થતી. પરેશબાબુ સાથેનો પોતાનો આત્મભાવ ગમે તે કરવાથી પણ વિછિન્ન થવાનો નથી એવી સુચરિતાની પાકી ખાત્રી હતી. પણ આજકાલ સમાજમાં તેને માટે અને લલિતા તથા વિનયને માટે જે ચકચાર થતી હતી તેથી તેમના મનનું સમતોલપણું જળવાશે કે કેમ તેને માટે તેને ભય લાગતો હતો. હરિમોહિનીએ તેને અત્યંત સતાવવા માંડી હતી. આ બધાં કારણોને લીધે તેનું ચિત્ત અસ્વસ્થ થયું. તે વરદાસુંદરીના ક્રોધની પરવા ન કરતાં પરેશબાબુને મળવા ગઇ.

આ વેળા સૂર્ય પશ્ચિમ દિશા તરફ જતો હતો. પરેશબાબુ પોતાના ઘર સામેના ઉદ્યાનમાં એકલા વિચાર કરતા આમતેમ ફરતા હતા.

તેમની પાસે સુચરિતા ગઇ. પરેશબાબુએ સુચરિતાના ચિંતાતુર વદન તરફ જોઇ કહ્યું:

"કેમ છે રાધા?"

સુચરિતા કાંઈ બોલી નહિ. પરેશબાબુ પુનઃ બોલ્યા:

"સોમવારે લલિતાના લગ્ન થવાના છે તેથી આટલા દહાડા તારી પડપૂછ કરવાનો પણ વખત ન્હોતો મળ્યો, રાધા!"

સુચરિતાએ પૂછ્યું:

"કેમ બાપા?"

સુચરિતાના આ પ્રશ્નનો કાંઇ ઉત્તર ન આપતાં પરેશબાબુ તેના મ્હો તરફ જોઇ તટસ્થ ઉભા રહ્યા. હવે સુચરિતા ધીરજ રાખી શકી નહિ. તે બોલી:

"મારા મનમાં પરિવર્તન થયું છે એવી તમે કલ્પના કરો છો ને?"

"હા. એમ કંઇ થયું છે ખરૂં." પરેશબાબુ બોલ્યા.

"બાપા! તમારી પાસે દીલ ખોલવા માટે આટલા દિવસથી હું તમારી રાહ જોતી હતી પણ તમે આવ્યા નહિ એટલે આજે હું જ તમારી પાસે આવી. મારી તમારાપર દૃઢ શ્રદ્ધા છે. હું મારૂં હૃદય તમારી પાસે નહિ તો કોની પાસે ખાલી કરૂં?"

"તે મ્હોડે કહેવાની જરૂર નથી! તારા મનમાં જે ભાવ હોય તે મનમાંજ રહેવા દે. તે બોલી બતાવવામાં સાર નથી."

સુચરિતા બોલી:

"તે ખરૂં પણ મારી મનોભાવના કેટલી પ્રબલ છે તે હું તમને કેમ કહું? મેં હવે નવીન જીવન ધારણ કર્યું છે. મારા અંગમાં નવીન ચેતન આવ્યું છે. આજસુધી મને ભવિષ્ય કાળ સાથે કંઇ સંબંધ ન્હોતો. પણ એજ ભવિષ્યકાળ આજે મારા હૃદયમાં મૂર્તિમંત ઉભો

છે. મારાપર દેશની કાંઇપણ જવાબદારી છે એનો અનુભવ મને હવે થવા લાગ્યો છે. મારી મનોવૃત્તિમાં આશ્ચર્યકારક ક્રાંતિ થવા પામી છે. બાપા! હું તમને ખરેખરૂં કહું છું કે હિંદુ શબ્દ આજસુધી મને કડવો ઝેર જેવો લાગતો હતો. પણ આજે હું અભિમાનથી કહું છું કે હું હિંદુ છું. આ નુતનલબ્ધ હિંદુત્વથી મને અપૂર્વ આનંદ થાય છે."

પરેશબાબુ કંઈ બોલ્યા નહિ.

સુચરિતા પુનઃ બોલવા લાગી.

"હવે મને અગાઉના મારા ચમત્કારિક સ્વભાવ માટે અત્યંત શરમ આવે છે."

પરેશબાબુને સુચરિતાનું ભાષણ સાંભળી અત્યંત આશ્ચર્ય ઉપજ્યું. તે મનમાં બોલ્યાઃ

"હવે સુચરિતાના અંતઃકરણમાં સ્વયંસિદ્ધ ઉપદેશનો પ્રકાશ પડે છે. આ ઉપર ઉપરનો દેખાવ નથી પણ શાશ્વત અસર છે."

સુચરિતા બોલીઃ

"બાપા! હું મારા દેશથી, મારી જાતથી દૂર પડેલી એક અભાગી ક્ષુદ્ર છોકરી છું. હવે હું હિંદુ છું. તે હિંદુને પણ ખરૂં લાગશે કે કેમ? હું હિંદુ છું ખરી—લોકો ગમે તે બોલે!"

પરેશબાબુ હસીને બોલ્યાઃ

"એટલે રાધારાણી! હું પોતાને હિંદુ કહેવડાવતો નથી તેથી હું હિંદુ નથી એવી તારી માન્યતા લાગે છે? રાધા! હું હિંદુ પણાથી બ્હીતો નથી પણ હિંદુઓ મારો કિંવા આપણા બ્રહ્મસમાજીઓનો હિંદુ તરિકે સ્વીકાર કરવાને તૈયાર નથી. અને બીજું કારણ એ છે કે આપણા ધર્મમતો હિંદુ ગણાનારા લોકોના ધર્મમતો સાથે મળતા નથી એટલે કોઇ આપણને હિંદુ કહેતું નથી એટલુંજ."

આ સાંભળી સુચરિતા કાંઇ બોલી નહિ. પરેશબાબુ આગળ બોલ્યાઃ

" રાધારાણી ! એ કારણો મહત્વનાં છે એવું નથી. તે નહિ માનીએ તો પણ ચાલે. આ કારણ ફક્ત ઉપચાર અર્થે છે. પણ એક આંતરિક કારણ મહત્વનું છે. હિંદુ સમાજમાં દાખલ થવાનું આપણે માટે દ્વાર નથી. હિંદુ સમાજ સર્વને પ્રાપ્ય નથી. જે હિંદુ કુળમાં જન્મ લે તેજ હિંદુ ધર્મમાં દાખલ થઇ શકે. "

સુચરિતા બોલી:

" બધીજ સમાજ એવી હોય છે. "

પરેશબાબુ બોલ્યા:

" નહિ. મુસલમાન સમાજમાં દાખલ થવાની જોઇએ તેને રજા છે. ખ્રિસ્તી સમાજના દરવાજા પણ બધા માટે રાત દહાડો ખુલ્લા છે. ખ્રિસ્તી સમાજમાં બધાનો દરજ્જો સરખો ગણાય છે; પણ હિંદુ સમાજનું તેવું નથી. તેમાં દાખલ થવાનો દરવાજો નથી; પણ તેમાંથી બહાર જવાના હજારો દરવાજા છે. "

સુચરિતા બોલી:

" તો પણ બાપા ! તેથી હિંદુ સમાજનો હ્રાસ થયો નથી; બધું બરાબર ચાલે છે. "

" સમાજનો હ્રાસ થયો છે કે નહિ તે જણાતાં કાલાવધિ લાગે છે. અગાઉ હિંદુ સમાજમાં દાખલ થવાનો એક નાની બારી જેવડો દરવાજો હતો ત્યારે આ દેશમાંની અનાર્ય જાતિ હિંદુ સમાજમાં પ્રવિષ્ટ થતી હતી. તેમજ મુસલમાની અમલમાં પણ લોકોના આચરણને પ્રતિબંધ ન હોવાથી અને કાયદાનો નિર્બંધ ન હોવાને લીધે તેજ સ્થિતિ કાયમ રહી હતી. પણ હવે અંગ્રેજી અમલમાં જેનું તેનું મહત્વ કાયદાથી સુરક્ષિત થયું છે. તેથી કૃત્રિમ ઉપાયોથી હિંદુ સમાજમાં દાખલ થવું અશક્ય થયું છે. પણ હિંદુઓમાંથી કેટલા લોકો ધર્મ છોડી બીજા ધર્મમાં જાય છે ? તેનું કારણ હિંદુધર્મ પેઠે બીજા ધર્મોએ પોતાના દ્વાર બંધ નથી કર્યા તે છે. બીજા ધર્મોના દ્વાર બધા માટે સર્વદા ઉઘાડા રહે છે. "

સુચરિતા વ્યથિત થઇ બોલી:

" બાપા! આ પરિસ્થિતિમાં ફેરફાર કરવો એ આપણું કર્તવ્ય નથી ? આપણે પણ હિંદુ સમાજનો ત્યાગ કરી તેનો હ્રાસ કરવામાં મદદ કરવી એમ ? મને તો એમ લાગે છે કે આપણે આપણી હિંદુ સમાજની ઉન્નતિ માટે મુઠ્ઠીમાં જીવ રાખી ઝઝુમવું જોઇએ. "

પરેશબાબુ સ્નેહભરિત હૃદયે સુચરિતાના મસ્તકપર હાથ ફેરવી બોલ્યા:

" રાધારાણી ! એનું રહસ્ય નિરાળુંજ છે. હિંદુ સમાજે આપણો બહિષ્કાર કર્યો, આપણો તિરસ્કાર કર્યો તેથીજ હવે આત્મ રક્ષણ કરવું તેને અશકય થઇ પડ્યું છે. આજે હજારો લોકો હિંદુ થવા માટે વલખાં મારતાં હશે પણ હિંદુઓ તેને પોતાની સાથે ભળવા દેતા નથી. હિંદુ સમાજ પોતાના દ્વાર જો ખુલ્લા કરશે નહિ તો તેનો આમજ ક્ષય થઇ જશે એમાં સંશય નથી. "

એટલામાં એક માણસે આવી પરેશબાબુના હાથમાં એક ચીઠ્ઠી મૂકી. પણ આ વખતે તેમની પાસે ચશ્મા ન્હોતા એટલે તેમણે તે સુચરિતાને વાંચવા આપી.

સુચરિતાએ તે પત્ર તેમને વાંચી બતાવ્યો. તે પત્ર બ્રહ્મસમાજની એક કમીટી દ્વારા આવ્યો હતો અને તે પર અનેક સમાજીસ્ટોની સહીઓ હતી. તે પત્રનો ભાવાર્થ નીચે મુજબ હતો:—

"પરેશબાબુએ બ્રાહ્મમત પ્રમાણે લલિતાના લગ્નમાં સંમતિ આપી છે તે સંબંધી આ કમિટી અસંમતિ દર્શાવે છે. તો પણ આ વિષે આવતા રવિવાર પહેલાં તેમણે પોતાનો ખુલાસો કમિટીને જણાવવો જોઇએ. "

પરેશબાબુએ પત્ર ખીશામાં મૂકી દીધો. સુચરિતા બોલી:

" બાપા ! ઉપાસનાનો સમય થયો. આજે હું તમારી સાથે ઉપાસના કરીશ. "

તરતજ તે પરેશબાબુનો હાથ પકડી ઉપાસનાની જગ્યાએ ગઇ.

ત્યાં આસનો મૂકેલાં હતાં અને એક દીપક સળગાવેલો હતો. પરેશબાબુએ ઉપાસના કરી પણ તે તદ્દન નીરવ હતી. ઉપાસના પૂરી થયા પછી તેમણે ગદ્દગદ્દ કંઠે પરમેશ્વરની કરૂણા યાચી અને બહાર આવ્યા. ઉપાસના ગૃહના બારણા આગળજ લલિતા અને વિનય સ્તબ્ધ બેઠેલાં નજરે પડયાં. પરેશબાબુને જોતાંવાર ઉભયે તેમને પ્રણામ કર્યા અને તેમની ચરણધુલ મસ્તકપર ચઢાવી. પરેશબાબુએ તેમના મસ્તકપર હાથ મૂકી પ્રેમાલ સ્વરે શુભ આશિર્વાદ દીધો. પછી તેણે સુચરિતાને કહ્યું:

"બહેન! આજે કામ ઘણું છે. કાલે તારે ઘેર આવીશ."

પરેશબાબુ પોતાના દિવાનખાનામાં ચાલ્યા ગયા. તે ગયા પછી કોણ જાણે કેમ સુચરિતાની આંખમાંથી આંસુ નીકળી પડયાં. તે એકાદ પૂતળી જેવી વરંડામાં ઉભી હતી. લલિતા અને વિનય સ્તબ્ધપણે તેના મુખ તરફ જોતા હતા.

થોડીવાર પછી સુચરિતા ઘેર જવા નીકળી ત્યારે વિનય તેની પાસે આવી બોલ્યો:

"સુચી બહેન! તમે અમને આશિર્વાદ નહિ આપો?"

તરત લલિતા સહ વિનયે સુચરિતાને નમસ્કાર કર્યા. સુચરિતા અશ્રુરૂદ્ધ કંઠે કંઇ બોલી પણ તે પોતે પણ તે સાંભળી શકી નહિ.

પરેશબાબુએ ઉપાસના પૂરી કર્યા બાદ પોતાના દિવાનખાનામાં આવી બ્રહ્મસમાજની કમિટીને નીચે પ્રમાણે પત્ર લખ્યો:

"લલિતાના વિવાહ મારેજ કરવા પડશે અને તે વિનયબાબુ સાથે થવાનું નક્કી થયું છે તે પ્રમાણે થશેજ. આ માટે કોઈ મને દોષ દેશે તો તે ન્યાયયુક્ત ગણાશે નહિ. મારી લલિતા સંપૂર્ણ નિર્દોષ છે અને વિનયે પણ કાંઇ અનુચિત કર્યું હોય એમ મને લાગતું નથી. લોકો તેમને દોષિત કહે તેથી તેઓ તેવા થવાનાં નથી. ઇશ્વર પાસે મારી એટલીજ પ્રાર્થના છે કે તેણે મને સર્વ પંથોમાં માન મળતું હોય એટલામાંજ પોતાની સેવામાં ઉપાડી લેવો એટલે મને સમાજનો ત્રાસ વેઠવો પડે નહિ."

## પ્રકરણ ૨૫ મું.

### " લલિતા મારૂં ઘર છોડી જાય છે."

સુચરિતાએ પરેશબાબુને મ્હોડેથી જે વાત સાંભળી હતી તે ગોરાને ક્યારે કહું એવું તેને થતું હતું. જે ભારતવર્ષપર ગોરાનો અસંત પ્રેમ હતો, જે ભારતવર્ષ એક વેળા પ્રગતીના શિખરપર પહોંચ્યું હતું—તે હમણાં તદ્દન નિકૃષ્ટ સ્થિતિમાં આવી ગયું છે, તે ભારતવર્ષને આજે ક્ષયરોગ લાગુ પડયો છે, એ જાણે ગોરાને ખબરજ ન હોયની એવું માની સુચરિતા તેને આ અપૂર્વ વાત કહેવાને ઉત્સુક બની રહી હતી!

ગોરા પોતાને માટે લોકોની થયલી માન્યતા ખોટી ઠરાવી પોતાની આબરૂ રાખશે એવી સુચરિતાની પૂરે પૂરી ખાત્રી હતી.

એટલામાં સતીશ દોડતો દોડતો આવી સુચરિતાની સામે ઉભો રહ્યો:

સુચરિતા તેની હડપચી પકડી બોલી:

" શું કહે છે બખ્ત્યાર?"

સતીશ બોલ્યો:

" સોમવારે લલિતા બહેનનાં લગ્ન છે. આજે હું વિનયબાબુને ઘેર જઇ આવું. તેમણે મને બોલાવેલો છે. ઘણા દિવસથી તેમને ત્યાં ગયો નથી."

" માશીને પૂછી જોયું?"

" હા. પૂછ્યું."

" પછી તેણે શું કહ્યું?"

" તે તો ગુસ્સે થઇ બોલી, ' હું કાંઇ જાણું નહિ. તારી બહેનને પૂછ, જા!' બહેન! તું મને અટકાવ ન કરતી. તું મારા અભ્યાસની કાળજી ન કર. ત્યાં હું સારો અભ્યાસ કરીશ. હું દરરોજ ભણવા બેસીશ. કદિ પણ ભૂલીશ નહિ."

" તું નાહક મસ્તી કરીને ફરિયાદ લાવશે. "

" નહિ બહેન! હવે ફરિયાદ નહિ લાવું. "

" પણ તારા કૂતરાને કેમ લઇ જાય છે ? "

" કેમ નહિ લઉં ? તેને તો લઇ જવોજ જોઇએ. વિનયબાબુએ કૂતરાને સાથે લાવવાનું તો ખાસ કહેલું છે. તેના નામની એક લાલ રંગની છાપેલી ચીઠ્ઠી જૂદી આવેલી છે. તેમ મને પણ મારૂં વાજું લઇને આવવા કહેલું છે. બહેન! મારૂં વાજું બહાર કાઢી આપ! મારે તે લઇ જવું પડશે. આપ ! હું કંઇ ભાંગી નાખવાનો નથી. આપ ! "

" બેસ, બેસ, હવે સમજી. તું વાજું લઇ વિનયબાબુના લગ્નમાં વગાડવાનો ! મને જાણે તારો ભાઇ ને તને તો લગ્નમાં બેંડવાળો ગણી બોલાવ્યો ! શાબાશ છે એ પરોણાગતને ! "

સતીશ ઉત્તેજીત સ્વરે બોલ્યોઃ

" નહિ. તેમ કદિ પણ થશે નહિ. "

આ વાતપર સતીશને વિશ્વાસ આવ્યો નહિ ત્યારે સુચરિતા તેનું માથું હલાવતી બોલીઃ

" બખત્યાર ! તું સુદ્ધાં મોટો થયા પછી આવુંજ કરીશને ? બોલ, સતીશ ! મોટો થઇ તું શું કરશે ? "

એનો જવાબ સતીશના ઓઠપર આવ્યો હતો. તેનો ક્લાસ માસ્તર તેના વર્ગપર હમ્મેશાં હકુમત ચલાવતો તેમ પોતે પણ મોટો થયા પછી બીજા છોકરાઓપર સત્તા ચલાવે એવી તેની પ્રબલ ઇચ્છા હતી. તેણે અગાઉથીજ મનમાં યોજના ઘડી રાખી હતી, ' હું મોટો થઇશ ને પછી માસ્તર બનીશ. છોકરાઓને ભણાવીશ ને માસ્તર જેમ ઠોઠ નિશાળીઆને ફટકાવી કાઢે છે તેમ હું પણ ફટકાવી કાઢીશ. '

સુચરિતાએ તેને કહ્યુંઃ

" સતીશ ! આપણે કામ કરવુંજ હોય તો આપણી સામે કામનો તો ડુંગર પડેલો છે. તે આપણે બન્ને જણ મળી કરી નાખીએ. તને

શું કહું ! સતીશ ? આપણા ભારતવર્ષ કરતાં શ્રેષ્ઠ દેશ પૃથ્વીપર બીજો કયો છે ભલા ? "

પોતાને અમુક વાતની સમજ પડતી નથી એવું કબૂલ કરવાનું સતીશ શીખ્યોજ ન્હોતો. તે બોલ્યો:

" હા...... "

સુચરિતાને એકજ તાન લાગ્યું હતું. તે બોલી:

" આપણો આ દેશ, આપણી જાત કેટલી શ્રેષ્ઠ છે તે તું સમજે છે ? જો ! આપણો દેશ કેવો વૈભવસંપન્ન છે ! એને સર્વ રાષ્ટ્રોનો નેતા બનાવવા માટે હજારો વર્ષથી વિધાતા મથન કરે છે. આ દેશમાં કેટલાએ મહાપુરૂષ જન્મ્યા હતા અને હમણાં પણ જન્મે છે ! અહિં કેટલા મહાયુદ્ધો થયાં હતાં, સ્ફૂર્તિદાયક વાંગમયનો તો જાણે અહિં વરસાદજ વરસે છે. કેટલાક લોક તપસાધના કરે છે. અહિંના ધર્મનું શ્રેષ્ઠત્વ પણ કેટલું છે ! બધા પોતપોતાની શક્તિ અનુસાર ભારતવર્ષને જગન્નિયંતાનો મુકુટમણિ કરવા માટે ઝઝુમે છે. તે આ ભારતવર્ષ ! સતીશ ! હું જે કહું છું તે બરાબર ધ્યાનમાં રાખ. આ કાને સાંભળી બીજા કાને કાઢી નાખતો નહિ. હું કહું છું તે તારે સમજવુંજ જોઇએ. સમજ નથી પડતી એમ કહે તે ચાલવાનું નથી. હું તારૂં કંઇપણ બહાનું સાંભળવાની નથી. તું હમ્મેશાં મનમાં એમ માન કે મહદ પુણ્યોને પ્રતાપે આ સર્વશ્રેષ્ટ દેશમાં હું જન્મ્યો છું. મારે મનપૂર્વક દેશની ભક્તિ કરવી જોઇએ અને સમય આવ્યે પ્રાણ ખર્ચીને પણ દેશનું કામ કરવું જોઇએ. "

સતીશે પૂછ્યું:

" અને બહેન તું શું કરવાની ? "

" હું પણ એજ કરવાની ! તું મને સહાય કરશે ને ? "

સતીશ ડોકું ધુણાવી બોલ્યો:

" હા. "

સુચરિતાનું અંતઃકરણ કૃતજ્ઞતાથી ભરાઇ આવ્યું. તેનાં નેત્રોમાંથી આનંદાશ્રુની ધારા વહેતી હતી, તે કર્ત્તવ્યસંકલ્પની દ્યોતક હતી. પણ તેમાં દુઃખનો પણ થોડોક અંશ હતો. ભારતવર્ષની દુઃસ્થિતિ જોઇને તેનું હૃદય કળકળતું હતું.

સતીશ સુચરિતાની ખાંધ પર લાડથી હાથ નાખી બોલ્યોઃ

" બહેન ! હું મોટો થઇશ પછી મને પુષ્કળ પૈસા મળશે. પછી—"

" નહિ—નહિ—નહિ. પૈસાની વાતજ ન કર." સુચરિતા બોલી:

" આપણને પૈસાની પરવા નથી, બખ્ત્યાર ! આપણે જે કાર્ય સ્વીકારીએ છીએ તેમાં ભક્તિ જોઇએ, પ્રાણ જોઇએ, દ્રવ્ય નહિ—"

એટલામાં આનંદમયી ત્યાં આવી પહોંચી. તેને જોતાંજ સુચરિતાના મસ્તકનો રક્તપ્રવાહ જોસથી વહેવા લાગ્યો. તેણે આનંદમયીને નમસ્કાર કર્યા. સતીશને તે ગમ્યું નહિ તોપણ બહેનના ભયને લીધે તેણે એ વિધિ પૂરી કરી.

આનંદમયીએ સતીશને નજીક લઇ પ્રેમભરિત હૃદયે તેને ચુંબન કર્યું. પછી તેણે સુચરિતાને કહ્યુંઃ

" તને કંઇ કહેવાના ઉદ્દેશથી હું આજે આવી છું, બહેન ! વિનય કહે છે કે લગ્ન મારે ઘેરેજ કરીશ. મેં કહ્યું કે તે કાંઇ ચાલશે નહિ. તારેજ ઘેર થવા દે. ભલે. તે પણ પસંદ નહિ હોય તો ભાડાનું ઘર જોઉં છું. તે પણ મારા ઘરથી બહુ દૂર નથી. વિનયને એ પસંદ પડ્યું. હવે તારે તારા બાપાની સંમતિ લઇ આવવું પડશે. "

સુચરિતા બોલી:

" બાપાની સંમતિ તો છેજ. "

" આવતા સોમવાર લગ્ન છે. વચમાં કાંઇ હવે વધુ દહાડા રહ્યા નથી. જોતજોતામાં સોમવાર આવીને ઉભો રહેશે! લગ્નની તૈયારી મારાથી એકલે હાથે થવાની નથી એટલે મને તારી મદદ

જોઇએ. વળી તું નહિ આવે તો તેથી વિનયને પણ ખરાબ લાગશે. તે તને બોલાવવા આવતાં શરમાય છે. વધુ શું? પણ મારી પાસે પણ તે તારું નામ દેતો નથી. તેથીજ તારે આવવું જોઇએ. લલિતા પણ તારી બ્હેન છેને! પછી નહિ આવે તે કેમ ચાલે?"

સુચરિતા હસીને બોલી:

" માતાજી! તમે આ લગ્નને સંમતિ આપો છો કે? લગ્નની ધામધુમનો સઘળો ભાર તમારે માથે લો છો કે?"

" નહિ લઉં તો કેમ ચાલે? બ્હેન! વિનય કાંઇ પારકો છે. તેનું કામ મારે જ કરવું જોઇએ પણ મેં વિનયને કહી રાખેલું છે કે લગ્નમાં હું તારી કોઇ નહિ! હું તો કન્યાનાજ પક્ષની..."

" પણ તમારા જવાથી કાંઇ અનર્થ તો નહિ થાય?"

" અનર્થ કેવો!"

આનંદમયીના આગમનની બાતમી હરિમોહિનીને મળતાં તે હાથમાંનું કામ પડતું મૂકી ત્યાં આવી અને બોલી:

" કેમ છો? કુશળ છોને? ઘણા દિવસથી તમારી કંઇ ખબર મળી ન્હોતી તેમ તમે મળ્યાં પણ ન્હોતાં—"

આનંદમયી પ્રશ્નનો જવાબ ન દેતાં બોલી:

" તમારી ભાણેજને બોલાવવા આવી છું." તરતજ આનંદમયીએ બધી વાત હરિમોહિનીને કહી સંભળાવી.

હરિમોહિની થોડીવાર ચૂપ રહી અપ્રસન્ન વદને બોલી:

" મને તો આવવાનો વખત મળે એમ નથી."

આનંદમયી બોલી:

" નહિ, માશી! હું તમને આવવાનું દબાણ કરતી નથી. હું સુચરિતાને બોલાવવા આવી છું. તમે એની જરાય કાળજી કરશો નહિ. હું હમ્મેશાં તેની સાથે રહીશ."

" હવે વખત આવ્યો છે એટલે કહું છું." હરિમોહિની બોલી:

"રાધારાણી લોકોને કહે છે કે હું હિંદુ છું. આજકાલ તેનું મન હિંદુ ધર્મ તરફ ઝુકર્યું છે. તેને હિંદુત્વ શિવાય બીજું ત્રીજું કંઇજ ગમતું નથી હવે તેના બોલવા પ્રમાણે તે જો ખરેખરજ હિંદુ થવાની હોય તો તેણે અત્યારથીજ સાવધ થવું જોઇએ. વચમાં કંઇ અડચણ આવશે તો તે હું સંભાળી લઇશ. પણ હવે તે ભૂલ કરતી જાય તો તે કામ નહિ આવે. લોકો પૂછે છે કે છોકરી આવડી મોટી થઇ છતાં હજુ કુંવારી કેમ? તે ગમે તેમ ચલાવી લઇશું. પણ હવે પણ સારા માણસોની સંગતમાં રહે તો બધું ઠીક થાય. પણ જો અગાઉની પેઠે મડમ જેવા ઠાઠથીજ ફરશે તો પછી હું તે રાંડ એકલી કેટલુંક સંભાળવાની હતી? તમેજ કહો. તમે બધું સમજો છો. પછી તમે કેમ આમ પૂછો છો? એ જો તમારી પુત્રી હોત તો તમે એને વિનયબાબુના લગ્નમાં મોકલત કે?

આનંદમયીએ વિસ્મીત થઇ એકવાર સુચરિતાના મુખ તરફ જોયું. તેની આંખોમાંથી અગ્નિ ખરતો હતો.

આનંદમયી બોલી:

"સુચરિતાની ઇચ્છા નહિ હોય તો મારી બળજબરી નથી."

પરેશબાબુને ઘેર હતી ત્યારે જે હરિમોહિની બીજાના ક્રોધથી થરથર કંપતી, કોઇ મળવા આવતું તો તેની સાથે બે બોલ બોલવામાં આનંદ માનતી તે હરિમોહિની હવે કયાં છે? પોતાનો અધિકાર ચલાવવા માટે તે આજે વાઘણ જેવી વિકાળ બની ઉભી હતી. સુચરિતાને પોતાની પાસેથી લઇ લેવા માટે ભગીરથ પ્રયત્ન ચાલે છે એવા સંશયથી તેનું મસ્તક દિવાનું થયું હતું. તેથી તે પોતાના તથા પારકા પણ ઓળખી શકતી નહોતી.

ગોરાના સંબંધમાં બળતાજ વિકલ્પ મનમાં લઇ હરિમોહિની બોલે છે એવું જોતાંજ સુચરિતા અધોવદન થઇ પોતાની ઓરડીમાં ચાલી ગઇ.

આનંદમયીએ કહ્યું:

"તમારે બ્હીવાનું કારણ નથી. સુચરિતા હવે બાળક નથી કે બળતે માર્ગે ભૂલી પડે! તમે તેનાપર વધુ દાબ ન રાખો કારણ કે મૂળથી તે સ્વતંત્રતામાં ઉછરેલી છે. તેનાથી તમારી સત્તા સહન થાય એમ મને લાગતું નથી."

હરિમોહિની બોલી:

"તે કાંઇ મને સમજાતું નથી. મને આટલા વર્ષ થયાં છે પણ હું પ્રભુને હાજર ગણી કહું છું કે એનું દીલ દુઃખાય એવું મેં કંઇજ કર્યું નથી અને હવે પછી કરવાની પણ નથી. ઇશ્વર તેને સો વર્ષનું આયુષ્ય અને પૂર્ણ સુખ આપો એવીજ મારી ઇચ્છા! પણ મારૂં નસિબજ ખરાબ છે એટલે મને જશજ મળતો નથી."

આનંદમયી પોતાને ઘેર જવા નીકળી ત્યારે સુચરિતાએ બહાર આવી તેને પ્રણામ કર્યા. આનંદમયી વ્હાલથી તેના માથા ઉપર હાથ ફેરવી આર્દ્ર સ્વરે બોલી:

"બહેન! તારે કાળજી કરવાની જરૂર નથી. તું બ્હીતી નહિ. હું તને વારંવાર મળતી રહીશ. પરમેશ્વરની કૃપાથી તારો વાળ પણ વાંકો થશે નહિ."

સુચરિતા મૌનજ રહી.

બીજે દિવસે આનંદમયી લછમીયાને સાથે લઈ ભોંય તળીયું સાફ કરવામાં ગુંથાયલી હતી એટલામાં સુચરિતા આવી. આનંદમયીએ હાથ ધોઇ તેને છાતી સરસી લગાવી.

થોડીવારમાં પરેશબાબુની ગાડી બારણામાં આવી ઉભી રહી. અંદરથી લલિતા ઉતરી. આનંદમયીએ તેને પ્રેમથી બૂમ મારી કહ્યું:

"આવ! બહેન! આવ!"

થોડી વારમાં પરેશબાબુ પણ આવ્યા અને સુચરિતા તરફ જોઈ બોલ્યા:

"આજે લલિતા મારૂં ઘર છોડી જાય છે."

સુચરિતા પરેશબાબુનો હાથ પોતાના હાથમાં લઇ બોલી:

" અહિંયા તેની પ્રાણ કરતાં પણ વધુ કાળજી રાખનારા માણસોનો તોટો નથી, બાપા ! તમારે દિલગીર થવાનું કારણ નથી. "

પરેશબાબુ પાછા જવા લાગ્યા. આનંદમયીએ તેમને પ્રણામ કરી કહ્યું:

" તમે લલિતાની જરાપણ ચિંતા ન કરો. તમે તેને જેના હાથમાં સોંપો છો તેને હાથે કદિપણ કોઇને દુઃખ થયું નથી. "

પરેશબાબુના મસ્તકનો બોજો હલકો થવા જેવું તેમને લાગ્યું.

## પ્રકરણ ૨૬ મું.

### વહુનું રૂપ.

ચાઇના સીલ્કનો ડગલો, બારીક કુમાશનું ધોતર અને હાથમાં બેગ–એવા ઠાઠથી કૈલાસ આવ્યો. હરિમોહિનીને પ્રણામ કર્યા. તેનું વય પચીસેક વર્ષનું હશે. તેણે ગોરા લોકોના જેવા બાલ રાખ્યા હતા અને દરરોજ દાઢી કરવાની તેને ટેવ હતી. પણ આજે પ્રવાસમાં દાઢીપરથી અસ્તરો નહિ ફરવાથી ટૂંકા ટૂંકા વાળ કુશાગ્ર જેવા સ્પષ્ટ જણાતા હતા.

ઘણે દહાડે સાસરાના એક માણસ સાથે મેળાપ થવાથી હરિમોહિનીને અપરિમિત આનંદ થયો.

" આજે રસ્તો ભૂલ્યા લાગો છો! બેસો, બેસો, હાથ પગ ધોવાનું પાણી લાવું ? " હરિમોહિની હસીને મશ્કરી કરતી બોલી.

કૈલાસ બોલ્યો:

" નહિ, કંઇ જરૂર નથી. તમારી તબિયત સારી છેને ? ".

" તબિયતનું શું પૂછો છો ? " કહી હરિમોહિનીએ અનેક વ્યાધીઓનું સ્તોત્ર ગાઇ સંભળાવ્યું. ત્યાર પછી તે બોલી:

" એ બધા રોગથી હું તો કંટાળી ગઇ છું. હવે તો મોત આવે તો ગંગા નાહી—"

હરિમોહિનીના નિરાશાજનક શબ્દો સાંભળી કૈલાસ બોલ્યો:

"એવું શું બોલો છો, ભાભી? મારા ભાઇ ગયા. પણ તેમના જેટલુંજ હું તમને માન આપું છું. મને પણ તમારા સિવાય કોનો આધાર છે? આજે તમે ન હોત તો હું કલકત્તા શા માટે આવત?"

આવી સાહજિક વાતચીત થયા પછી ચારે બાજુએ નજર ફેંકી તેણે પૂછ્યું:

"આ ઘર તમારૂં જણાય છે."

"હા." હરિમોહિનીએ જવાબ આપ્યો.

"ઘર ઘણું સુંદર જણાય છે."

હરિમોહિની કૈલાસના શબ્દોથી ચમકીને બોલી;

"સુંદર શું? બધુંજ ઘણું સુંદર છે."

કૈલાસ મનમાં બોલ્યો:

"આ ઘર પાછળ દશ પંદર હજારનો ખર્ચ થયો હશે."

પછી તેણે હરિમોહીનીને પૂછ્યું:

"ભાભી! આ ઘર પાછળ ઓછામાં ઓછા સાત આઠ હજારનો ખર્ચ થયો હશે નહિ?"

હરિમોહિની કૈલાસની મૂર્ખતા માટે મનમાં ને મનમાં હસી. તે બોલી:

"સાત આઠ હજારમાં શું થાય, દિયરજી! નહિ નહિ તો વીસ હજાર થયા હશે!"

આ સાંભળી આશ્ચર્યચકિત થઇ કૈલાસ પુનઃ નિરિક્ષણ કરવા લાગ્યો. થોડીવાર પછી કૈલાસે પૂછ્યું:

"એ બધું ખરૂં ભાભી! પણ કન્યા ક્યાં છે?"

"તે પોતાની સખીના લગ્નમાં ગૂંથાયલી છે. બે ચાર દહાડા પછી આવશે."

કૈલાસે સંધિ સાધી કન્યાના સૌંદર્ય સંબંધી વાત કાઢી. તે પો-

તાની ભાવી વહુના રૂપગુણનું વર્ણન સાંભળવા માટે અત્યંત અધીર થઇ ગયો હતો.

હરિમોહિની બોલીઃ

"એવી કન્યા આજ સુધી તમારી નજરે પડીજ નહિ હોય." કૈલાસ બોલ્યોઃ

"મારી પહેલી બૈરી—"

વચમાંજ હરિમોહિની બોલી ઉઠીઃ

"તેનું નામ શામાટે લો છો? તમારી પહેલી બૈરી આના પગ ધોવાને પણ લાયક નથી! તમારી પહેલી બૈરી કરતાં મારી સુચરિતા સો ગણી સુંદર છે."

વહુનું રૂપવર્ણન સાંભળી કૈલાસના વદનપર જે છટા આવી તે પરથી હરિમોહિની મનમાં બોલીઃ

"અસર તો ઘણી સારી થઇ છે. હવે સુચરિતાના હિંદુપણા માટે કાળજી કરવાનું કારણ નથી."

---

# પ્રકરણ ૨૭ મું.

## દેવમંદિર.

આજે સ્હવારેજ ગોરા બહારગામ જવાનો છે એવી ખબર વિનયને મળી હતી તેથી તે સોમવારે પહો ફાટતાજ તેને ઘેરે ગયો. હજુ ગોરા બિછાનામાંથી ઉઠયો નહિ હશે એવી કલ્પનાથી તે ગોરાની ઓરડીમાં ગયો. પણ ગોરા શય્યાપર જણાયો નાહ. તેણે નોકરને પૂછ્યું તો ગોરા મંદિરમાં છે એવી ખબર મળી.

"આ વખતે ગોરા મંદિરમાં શું કરે છે?" એવો પ્રશ્ન કુદરતીજ વિનયના મનમાં ઉત્પન્ન થયો. તે દેવમંદિર તરફ ગયો.

કોઇના જોડાનો અવાજ સાંભળી ગોરાએ પાછું જોયું તો

વિનય ઉભેલો જોયો. વિનયને જોતાં વાર ગોરા ઉભો થયો અને વિરક્ત સ્વરે બોલ્યો:

" દેવમંદિરમાં નહિ આવીશ. "

" ગભરા ના. હું અંદર આવતો નથી. પણ મારે તારૂં થોડુંક કામ છે. " વિનય બોલ્યો.

તરતજ ગોરા બહાર આવ્યો અને વિનયને પોતાના બેઠકખાનામાં લઇ ગયો.

વિનય બોલ્યો:

" ગોરા ! આજે સોમવાર છે."

ગોરા બોલ્યો.

" ખરેજ સોમવાર! બીજો દહાડો હોત તો તું ભૂલી જાત પણ આજનો સોમવાર તું કેમ ભુલે ? "

વિનયે કહ્યું:

" કોઇ પણ બાબતમાં તારી સંમતિ લીધા શિવાય હું આગળ ડગલું ભરતો નથી. તેથી આજે મળશકામાં તારી પાસે આવ્યો છું. કેમકે સવાર પડતાં જ રાજેશ્રી ક્યાં સીધાવી જાય તેનો કાંઇ નિયમ નથી–"

ગોરા સ્તબ્ધ બેસી રહ્યો.

વિનયે કહ્યું:

" બોલ ત્યારે. મારા લગ્ન સમારંભમાં નહિ આવવું એવોજ તેં નિશ્ચય કર્યો છે? "

" મારાથી આવી શકાશે નહિ. "

વિનય સ્તબ્ધ થઇ ગયો.

ગોરા હૃદયમાંની વેદના દાબીને હસતો હસતો બોલ્યો:

" હું એકલો નહિ આવું તેથી શું થયું ? તારૂં કામ તો થશુંજ. આ આવવી જોઇતી હતી તે આવીજ. મેં ઘણોજ પ્રયત્ન કર્યો પણ તેને અટકાવી રાખવાનું કામ મારાથી થયું નહિ. "

વિનય બોલ્યો:

" ગોરા ! મારા પર દોષનો ઢગલો ન નાખ. મેં માતાજીને પહેલાથી કહ્યું હતું કે મારા લગ્નમાં તમારે આવવું નહિ; પણ તેમણે સાંભળ્યું નહિ. "

આનંદમયી પોતાના કહેવા પ્રમાણે ન વર્તતાં વિનયના લગ્નની તૈયારી કરવા માટે ગઇ તે ગોરાથી બીલકુલ સહન થયું નહોતું. તેજ વાત ફરીથી નીકળવાથી ગોરાને અત્યંત સંતાપ થયો. પણ તે કંઇ બોલ્યો નહિ.

કેટલીકવાર પસાર થયા પછી અંતે વિનયે કહ્યું:

"ગોરા! હું હવે જાઉં છું. તારી ઇચ્છા ખરેખર ન આવવાની હોય તો ન આવતો. પણ મનમાં નાહક મારા પ્રત્યે અપ્રસન્નતા લાવતો નહિ. તારા આવવાથી મને કેટલો સંતોષ થાત તે જો તું જાણતો હોત તો મને આમ નિરાશ નહિ કરત. "

ગોરાની રજા લઇ વિનય ચાલી ગયો.

મનુષ્ય પ્રકૃતિને એક ક્ષણમાં ચૈતન્યદીપ્ત કરનારી કોઇ દિવ્ય શક્તિ હોય તો તે પ્રેમ! એ વાતની સત્યતા ગોરા સોળે સોળ આના સમજી શક્યો. તે મનમાં બોલ્યો:

" પ્રેમનું મિલન એ કાંઇ સામાન્ય મિલન નથી. પ્રેમના મીલનમાં પરિપૂર્ણ માધુર્ય છે. પ્રેમના સંસર્ગથી કોઇ પણ વસ્તુ બહુમૂલી થાય છે. પ્રેમ કલ્પનાને દેહદાન કરે છે અને દેહને પ્રાણ અર્પે છે. "

આ પ્રમાણે વિચાર કરતા કરતા બે પહોર થઇ ગયા. સૂર્ય અસ્તાચળ તરફ ચાલ્યો. ગોરાનો વિચાર પ્રવાહ જરા અટક્યો. તે દુપટ્ટો ખાંધ પર નાખી ઘરમાંથી બહાર નીકળ્યો. જતા જતા તે મનમાં બબડ્યો:

" જે મારા છે, તેમનો હું છું. બીજાની મારે શા માટે પરવા કરવી ? "

આખા જગતમાં કોઇ પોતાની રાહ જોતું હોય તો તે એકલી

સુચરિતા જ એવી ગોરાની ખાત્રી હતી. એ સુચરિતાની અપેક્ષા પૂર્ણ કરવા માટે ગોરા આજે ઘરમાંથી નીકળ્યો હતો.

કેટલીકવાર ચાલ્યા પછી ગોરા સુચરિતાના ઘરના દરવાજામાં આવી ઉભો રહ્યો. તેણે દરવાજા તરફ જોયું તો તે બંધ જણાયા. આજ સુધીમાં ગોરા અનેકવાર સુચરિતાને ત્યાં આવી ગયો હતો પણ કદિ પણ તેનાં બારણાં બંધ જોયાં ન્હોતાં; તો પછી આજે બંધ કેમ? તેણે જોરથી બારણાં ખખડાવ્યાં.

થોડીવારે એક નોકર દરવાજો ઉઘાડી બહાર આવ્યો અને બોલ્યો.

"બહેન ઘરમાં નથી."

"ત્યારે ક્યાં છે?"

"લલિતા બહેનના લગ્નમાં ગયાં છે."

વિનયના લગ્નમાં જવું એમ ગોરાને લાગ્યું. એટલામાં ઘરમાંથી એક અપરિચિત તરૂણ ગૃહસ્થે બહાર આવી પૂછ્યું:

"આપ કોણ? કોને મળવા માગો છો?"

ગોરા તે તરૂણને પગથી માથા સુધી જોઇ બોલ્યો:

"નહિ. મારે કોઇની જરૂર નથી."

તે તરૂણ કૈલાસ હતો. તે બોલ્યો:

"અંદર તો આવો! આમ બહાર શામાટે ઉભા છો? અંદર આવો, બેસો, હુક્કો પીઓ."

કોઈ વાત કરવા જેવું મનુષ્ય નહિ હોવાથી કૈલાસને ઘણું એકાંત લાગતું હતું.

ગોરા બોલ્યો:

"નહિ. હમણાં મને વખત નથી."

કૈલાસે ગોરા તરફ એક વાર તિક્ષ્ણ નજર ફેંકી પણ ગોરા તેના તરફ ન જોતાં ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૮ મું.

## " જીંદગીભર કુંવારી. "

આજે સુચરિતાને આનંદમયીના ભાષણથી જે આનંદ થયો તે અપૂર્વ હતો. આનંદમયીનું હૃદય પણ પ્રેમથી ઉછળી રહ્યું હતું. સુચરિતાએ આજસુધીમાં અનેક વાર " માતાજી " કહી તેને બોલાવી હતી પણ આજના જેવું તેનું અંતર તે શબ્દમાં કદી પણ મળી ગયું ન્હોતું. આજે તેના મુખમાંથી સ્ત્રવતા " માતાજી " શબ્દમાં પ્રેમનો સુધાકુંભ ભરેલો હતો.

રાત્રે વિનય અને લલિતાના લગ્નની વિધી સમાપ્ત થઇ તોપણ આનંદમયી ઉતાવળ કરી પોતાને ઘેર ગઇ નહિ. સુચરિતાએ તેને " ઘેર ક્યારે જશો ? " એમ પૂછ્યું ત્યારે આનંદમયીએ જવાબ આપ્યો:

" વિનય ને લલિતા–બન્ને નાદાન ! તેમને ઘર માંડી આપ્યા સિવાય મારાથી કેમ જવાય ? "

સુચરિતા લાડઘેલા સ્વરે બોલી:

" માતાજી ! ત્યારે તો ત્યાં સુધી હું પણ તમારી સાથેજ રહીશ. હું એકલી શામાટે જાઉં ? "

લલિતા બહારથી આવી બોલી:

" હા. માતાજી ! સુચી બહેનને થોડા દહાડા અહિંજ રાખો. "

સતીશ દોડતો દોડતો આવી સુચરિતાને ગળે વળગી બોલ્યો:

" સુચી બહેન ! હું પણ તારી સાથે રહીશ. "

સુચરિતા બોલી:

" પણ તારે અભ્યાસ કરવાનો તેનું શું બખત્યાર ? "

" કેમ ? વિનયબાબુ મને શીખવે છે ને ? "

" પણ હવે વિનયબાબુને તારી માસ્તરગીરી કરવાનો વખત નથી મળવાનો. "

" જોઇએ તેટલો વખત મળશે રે સતીશ ! વખત નહિ મળવા

જેવું કોણ જાણે શું થયું છે ? આજસુધી ભણ્યા ગણ્યા તે એક દહાડામાં ભૂલી જવાનું તો ક્યાંય સાંભળ્યું નથી." વિનય બાજુની ઓરડીમાંથીજ બોલી ઉઠયો.

આનંદમયીએ હરિમોહીનીને પત્ર મોકલ્યો તેમાં લખ્યું હતું:

" લલિતા ઘર માંડીને રહે ત્યાં સુધી મને પોતાને વિનયને ઘેર રહેવાની જરૂર છે અને સુચરિતાને પણ થોડા દિવસ લલિતા સાથે રહેવાની પરવાનગી આપશો તો બહુ સારૂં થશે."

આનંદમયીના પત્રથી હરિમોહિનીને વિશેષ ક્રોધ ચઢ્યો એમ નહિ પણ તેના મનમાં એક પ્રકારનો સંશય ઉત્પન્ન થયો. તેને લાગ્યું કે સુચરિતાને ગમે તે ઉપાયે પાછી ઘેર ન મોકલવી એવો આનંદમયીનો અંતિમ હેતુ છે અને તે માટેજ જૂદા જૂદા બહાનાં બતાવે છે. આ વિચાર મનમાં આવતાં વાર હરિમોહિની અસ્વસ્થ થઇ. બિચારો કૈલાસ પણ સુચરિતાની રાહ જોઇ જોઇને થાકયો હતો. હુક્કાના ધુમાડાથી આખું ઘર કાળું થવા આવ્યું હતું તોપણ સુચરિતાને મળવાની તેની લાલસા તૃપ્ત થઇ ન્હોતી.

જે દિવસે આનંદમયીનો પત્ર હરિમોહિનીને મળ્યો તેજ દિવસે એક પાલખી અને ચાર ભોઇઓને લઇ તે વિનયને ઘેર ગઇ. તે વેળા સુચરિતા, લલિતા અને આનંદમયી રસોડામાં બેઠાં હતાં. ઓટલા પર બેસી સતીશ મોટે મોટે શબ્દોની જોડણી ગોખતો હતો. સતીશના બરાડા સાંભળી હરિમોહિની વિસ્મિત થઇ. ઘેર તે કદિ પણ આવા મોટે સ્વરે સ્પેલીંગ ગોખતો ન્હોતો પણ અહિં તો પોતે અભ્યાસમાં તલ્લીન થઇ ગયો છે એવું તેને લોકોને બતાવવાનું હતું. નહિ તો તેને સુચરિતા સાથે રહેવાનું નહિ મળે તેનું શું ?

હરિમોહિની અંદર જતાં વાર આનંદમયીએ તેનો સારો આદરસત્કાર કર્યો પણ તે તરફ લક્ષ ન આપતાં હરિમોહિનીએ પૂછ્યું:

" રાધારાણીનું કામ પૂરૂ થયું ને ? હું તેને લઇ જવા માટે આવી છું."

આનંદમયી બોલી:

"ખુશીથી લઇ જાઓ. પણ તમે જરા શાંતિથી બેસો તો ખરો."

"નહિ. મારે હજુ દેવસેવા કરવાની બાકી છે. મને બીલકુલ વખત નથી."

સુચરિતા કાંઇ ન બોલતાં પોતાની સાડીની કોર આગળથી એક એક દોરો તોડતી હતી. હરિમોહિનીએ તેને કહ્યું:

"સાંભળ્યું રાધારાણી! હવે નકામો વખત થાય છે."

હરિમોહિની ઉઠીને પાલખી પાસે ગઇ. સુચરિતા ત્યારે તેનો હાથ પકડી બોલી:

"બેસ બેસ! માશી! જરા વાર બેસ!"

સુચરિતાનો હાથ ઝાટકી નાખી જવાનું સાહસ હરિમોહિની કરી શકી નહિ. સુચરિતા તેને ઘરમાં લઇ જઇ બોલી:

"તમે મને લઇ જવા આવ્યા અને હવે આટલા માણસ વચ્ચે તમને એમજ પાછાં વાળું તો કેવું લાગે? પણ નહિ. હમણાં હું તમારી સાથે આવું છું પણ આજે સાંજે હું પાછી અહિં આવીશ."

હરિમોહિની બોલી:

"એ વળી શું? એના કરતાં હમ્મેશાંજ અહિં રહેવાની છું એમજ બોલને!"

સુચરિતા બોલી:

"હમ્મેશાં અહિં રહેવાય એમ નથી તેથી તો આટલા દહાડા રહી લઉં છું! હમણાં પણ અહિંથી આવતાં જીવ પર વાત આવે છે."

આ સાંભળી હરિમોહીનીને પગથી માથા સુધી આગ લાગી પણ તે કંઇ બોલી નહિ. સુચરિતા આનંદમયી પાસે આવી હસિત વદને બોલી:

"માતાજી! હું જરા જઇ આવું."

" આવજો, બ્હેન ! " મૃદુ સ્વરે આનંદમયી બોલી:

પછી લલિતાના કાન આગળ મ્હોં લઇ જઇ સુચરિતા ધીમેથી બોલીઃ

" હું સાંજે પાછી આવીશ હં. "

પાલખી પાસે જઇ સુચરિતાએ સતીશને બૂમ મારીઃ

" સતીશ ! "

હરિમોહિની બોલીઃ

" સતીશને અહિંજ રહેવા દે. "

સતીશ ઘેર જતાં વાર સઘળી વસ્તુઓને આમથી તેમ પછાડવા માંડશે એવા ભયથી હરિમોહિની તેની પંચાત ટાળવા માગતી હતી.

બન્ને જણી પાલખીમાં બેઠા પછી હરિમોહિનીએ પોતાનું મહાભારત શરૂ કર્યું.

" લલિતાનાં લગ્ન થયાં તે ઠીક થયું ! એક છોકરીની ચિંતામાંથી પરેશબાબુ મુક્ત થયા. ખરેખર, કુંવારી કન્યા સાપનો ભારો છે; જેને એ અનુભવ હોય છે તેજ એ વાત જાણે છે. તને શું કહું ? રાધારાણી ! ઇશ્વરનું નામ લેતા લેતા પણ મારી સામે જબર જસ્ત ચિંતા આવીને ઉભી છે. મને લાગે છે કે મેં આગલે જન્મે કંઇ પણ અન્યાય કર્યો હશે તેનુંજ ફળ મને આ જન્મમાં ભોગવવું પડે છે. "

હરિમોહિનીની આ સાંસારિક ઉત્કંઠા હતી એમ નહિ તોપણ તેની મુક્તિની આડે આવતું એ એક વિઘ્ન હતું ! તેના કરૂણ શબ્દો સાંભળી સુચરિતા તદ્દન સ્તબ્ધ રહી પણ તેના એ મૌનનો અર્થ " મૌનં સંમતિ લક્ષણં " એવા ગણી હરિમોહિનીએ પોતાના વિચારોની ઇમારત બાંધવા માંડી. તેને લાગ્યું કે હવે સુચરિતાનું મન ઘણું ખરૂં નરમ બની ગયું છે.

" તારા જેવી છોકરીને હિંદુ સમાજમાં લેવાનું કામ ઘણું

મુશ્કેલ છે. પણ તે કઠિન કાર્ય પણ મેં ઘણું સુલભ કરી દીધું છે. હવે તું કોઇ કુલીનને પરણી જાય તો પછી ભર પંક્તિમાં તારી થાળી બાજુએ રાખવાની કોઇની મજાલ નથી. ” એવી સુચરિતાને ખાત્રી આપવાનો હરિમોહિનીએ પ્રયત્ન કરવા માંડયો.

પાલખી ઘર આગળ આવી પહોંચી. ઘરમાં જતાં સુચરિતાએ જમણી બાજુએ જોયું તો ઓટલા પર એક અપરિચિત યુવાન નોકર પાસે ગરદન પર તેલ ચોળાવતો હતો. તે તરૂણે નિઃશંકપણે સુચરિતાના વદનપર ટક લગાવીને જોયું તે સુચરિતાને બિલકુલ ગમ્યું નહિ.

ઘરમાં ગયા પછી હરિમોહિનીએ પોતાના દિયર કૈલાસના આગમનની ખબર સુચરિતાને કહી. તે સાંભળતાંજ સુચરિતાના મગજમાં પ્રકાશ પડયો.

હરિમોહિની બોલી:

“ એવા માણસ કંઇ વારંવાર થોડાજ આવે છે ? એ અહિં છે ને તું આજને આજ લલિતાને ત્યાં ચાલી જાય તે સારૂં નહિ. ”

સુચરિતા ડોકું ધુણાવી બોલી:

“ નહિ. માશી મારે જવુંજ જોઇએ. હું જઇશજ.”

“ આજનો દહાડો રહે. કાલે સ્હવારે જજે.”

“ હું હમણા નાહીને બાપાને ત્યાં જમવા જઇશ અને ત્યાંથી લલિતાને ઘેર જઇશ. ”

હવે સ્પષ્ટ કહ્યા સિવાય હરિમોહિની પાસે બીજો કાંઇ ઉપાય રહ્યો નહિ. તે બોલી:

“ કૈલાસ તને જોવા માટે આવ્યા છે, સમજી રાધારાણી ? આવી ઉતાવળ કરે તે કેમ ચાલે ? ”

સુચરિતા બોલી:

“ મને જોવાથી એમનું શું વળવાનું ? ”

હરિમોહિની ગુસ્સે થઇ બોલી:

" ત્યારે અમસ્તાજ જોવા આવ્યા હશે એમ ? કૈલાસ જેવો પતિ ચાહી ચલાવીને અહિંસુધી આવ્યો છે તેને તારા ઉલ્લુપણાથી શા માટે ગુમાવે છે ? તારે બીજું કંઇ કરવાનું નથી. પાંચ મિનિટ જોવા દે એટલે થયું ! "

" નહિ. " દૃઢ સ્વરે સુચરિતા બોલી.

સુચરિતાનો નહિ શબ્દ હરિમોહિનીના કાનપર વજ્ર જેવો લાગ્યો. તે તિરસ્કાર યુક્ત સ્વરે બોલ્યો.

" વારૂ. ઠીક છે. નહિ તો નહિ. કૈલાસ પણ સુશિક્ષિત છે. તેને તારી ઓળખાણ નથી તેથી જરા જોવાનું કહે છે. મેં જ તેમને કહ્યું છે કે જોવી હોય તો જોઇ લો. તેમની સામે ઉભાં રહેતાં તને શરમ લાગતી હોત તો જૂદી વાત હતી !—"

એટલું કહ્યા પછી કૈલાસ કેટલું ભણ્યો છે, તેને ગામના લોકો કેટલું માન આપે છે, તેની એક જ અરજી સાથે પોસ્ટ માસ્તરની ધૂળ ખંખેરાઇ ગઇ અને મોટા સાહેબ સુધી તે અરજીની અસર થઇ–વિગેરેનું રસભક્તિ વર્ણન હરિમોહિનીએ સુચરિતાના કાનમાં રેડવા માંડયું. પછી કૈલાસના સ્વભાવનું પ્રકરણ આવ્યું.

" એની પહેલી સ્ત્રી મરી ગયા પછી લગ્ન કરવાની એની ઇચ્છા જ ન્હોતી પણ અમે વડીલ માણસોએ ખૂબ આગ્રહ કરવાથી અમારા માન માટે એ કબુલ થયો છે. એની ઉદારતાની શી વાત કહું ? સમાજમાં એને અતિશય માન મળે છે અને સ્વભાવ તો નર્યો સાકર જેવો—"

પણ આ રસપૂર્ણ વર્ણનની સુચરિતાના મન પર કાંઇજ અસર થઇ નહિ. તેણે પોતાના ભાવી સુખની અને વૈભવની કલ્પના પણ મનમાં કરી નહિ. ઉલટું કૈલાસ તેને જોવા આવ્યો એ તેણે અક્ષમ્ય અપરાધ કર્યો એમ સુચરિતાએ સ્પષ્ટ કહી દીધું તે સાંભળતાં જ હરિમોહિનીના આશાના મિનારા તૂટી પડયા !

સુચરિતા પોતાના મનમાં વિચાર કરવા લાગી:

" ગૌરબાબુ પોતાને હિંદુ કહેવડાવે છે પણ તેમનું મન કેટલું ચોકખું છે! તેમને સમાજમાં કેટલું બધું માન મળે છે! તે જો પ્રલોભનને વશ થઇ બ્રહ્મસમાજની એકાદ શ્રીમંત કન્યા સાથે પરણીને જાય અગર પરણવા તૈયાર થાય તો તેમની આબરૂ શું રહે? પૈસો બહુ ખરાબ વસ્તુ છે. તેનાથીજ સઘળા અનર્થો થાય છે. એટલા માટે પૈસાનેજ દૂર રાખવા જોઇએ.—એ સિવાય છુટકો નથી. "

હરિમોહિનીએ સુચરિતાના વદન તરફ જોતાં તરતજ સુચરિતા બોલી:

" માશી! તું નાહક શા માટે ખટપટ કરે છે? એમાં કંઇ વળવાનું નથી. "

" વળે કયાંથી? કૈલાસની જગ્યાએ ગોરા હોત તો કાંઇ વળતે કે નહિ તે સમજાતે. હું બધું સમજું છું. ગોરાને ને તને પણ ઓળખું છું. પણ યાદ રાખજે બહેન! એ સારાં લક્ષણ નથી. "

સુચરિતાને હરિમોહિનીના આ શબ્દો સાંભળતાં અસહ્ય દુઃખ થયું તે ઉઠી ઉભી થઇને બોલી:

" તમે જેની વાત કરો છો તેની હું મનોભાવથી ભક્તિ કરૂં છું. તેમની સાથે મારો કેવા પ્રકારનો સંબંધ છે તે જાણ્યા સિવાય તમે ઉંધો અર્થ કર્યો તેમાં મારો શો વાંક? હવે હું જાઉં છું. હવે પછી જે વેળા તમે શાંત થશો અને તમારી સાથે બીજું કોઇ નહિ હોય ત્યારેજ હું તમારી પાસે આવીશ. ત્યાં સુધી નહિ. "

હરિમોહિની બોલી:

"ગૌરબાબુપર ખરેખરજ જો તારૂં મન ન હોય અને તેમની સાથે લગ્ન થવાં અશક્ય ન હોય તો પછી કૈલાસ સાથે લગ્ન કરતાં શું હરકત છે? તું કંઇ હવે નાદાન કીકી નથી! વળી જીંદગીભર કુંવારાં રહેવાની પણ તારામાં શક્તિ નથી. "

સુચરિતાએ પૂછ્યું.

" કેમ નથી? મારાથી જીંદગીભર કૌમારવ્રત કેમ નહિ પળાય?

હું લગ્નજ નથી કરવાની.”

હરિમોહિની નેત્ર વિસ્ફારિત કરી બોલી:

“જીંદગી સુધી આવીજ—”

સુચરિતા બોલી:

“ હા—જીંદગીભર કુંવારીજ—”

## પ્રકરણ ૨૯ મું.

### પ્રાયશ્ચિત.

ગંગાના કાંઠાપર એક વૃક્ષરાજિમાં ગોરાને પ્રાયશ્ચિત આપવાની યોજના થઇ હતી.

કલકતા શહેરની બહાર જો પ્રાયશ્ચિત વિધિ થાય તો લોકોના મનપર જોઇએ તેવી અસર થશે નહિ એવો અવિનાશનો મત હતો. વસ્તુતઃ ગોરાને પ્રાયશ્ચિત લેવાની કાંઇ આવશ્યક્તા ન્હોતી. આ બધી ખટપટ ફક્ત લોકો માટે છે તે અવિનાશ પૂર્ણપણે જાણતો હતોઃ તેથી જ કલકત્તામાં પ્રાયશ્ચિત વિધિ પાર પાડવાની ખટપટ તે કરતો હતો.

પણ ગોરા એવું કરવાને તૈયાર ન્હોતો. તે જે હોમ હવન કરવાનો હતો, વેદ મંત્રોનું પારાયણ કરાવતો હતો, તે સર્વ જૂઠું છે એવી કલકત્તાના લોકોની ભાવના હતી. તે માટે જ આ ખટપટનું કામ કરવાની તેને ફરજ પડી હતી.

અવિનાશે આ વાત પ્રસિદ્ધ કરવા માટે વૃત્ત પત્રોનો આશ્રય લીધો. ગોરાની સંમતિ લીધા શિવાય પ્રત્યેક પત્રમાં તેણે આ વાત પ્રકટ કરાવી. એટલું જ નહિ પણ કેટલાક પત્રોમાં તો તેણે અગ્ર લેખો પણ લખી મોકલ્યા હતા. તેમાં મુખ્યત્વે, “ગોરાનો મત પવિત્ર તેજસ્વી બ્રાહ્મણોને દોષીત ઠરાવવાનો અગર કોઇ પણ પંથ કિંવા ધર્મ-

-ની નીંદા કરવાનો છે જ નહિ; તોપણ તે પતિત ભારતવર્ષનાં સર્વે પાતકો પોતાના મસ્તક પર લઇ દેશ કાર્ય માટે પોતાનો દેહ અર્પણ કરી સંપૂર્ણ ભારત વર્ષના પાપોના ક્ષાલન માટે પ્રાયશ્ચિત લે છે. એટલા માટે ભારતવાસીઓ ! પચીસ કરોડ આર્યપુત્રો ! હિંદુ ભાઇઓ ! ગોરાના આ પ્રાયશ્ચિત તરફ ધ્યાન આપો ને વિચાર કરો—" એવો ભાવાર્થ હતો.

આ લેખ વાંચી ગોરાનું મન અતિ વિરક્ત થયું. પણ અવિનાશે પ્રેમાળ અને શુદ્ધ ભાવે કરેલાં કૃત્યમાં અડચણ ઉભી કરવી તે તેને ઠીક લાગ્યું નહિ. ગોરા અવિનાશને કડવા બોલ કહતો તે તેને લાગતા જ નહિ પણ ગોરા તેને ગાળ દેતો તોપણ ગુસ્સો ઉપજતો નહિ. તે તો ખોઃ ખોઃ હસવા લાગતો.

અવિનાશના આ ભાવપૂર્ણ પ્રતાપથી જ્યાં ત્યાં ગોરાની બોલ-બોલા થતી હતી. હવે ગોરા ક્યારે આવે અને તેની સાથે બે બોલ બોલીએ એવી અનિવાર્ય લાલસાથી લોકો તેના દર્શનની ઇચ્છા કરવા લાગ્યા. ગોરાના નામપર દરરોજ એટલા બધા આભાર પત્રો આવવા લાગ્યા કે તે સઘળાને એક પેટીમાં નાખવાની ફરજ પડી. આખા દેશમાં થયલી બોલબોલાથી પોતાના પ્રાયશ્ચિતની સાત્વિકતા કમી થઇ, તેને એકાદ રાજસ વ્યાપારનું સ્વરૂપ મળ્યું તે યોગ્ય થયું નહિ એ સમયની બલીહારી—એવા વિચાર પર ગોરા આવ્યો.

આ બાજુ કૃષ્ણદયાળ બાબુ વર્તમાનપત્રને સ્પર્શ પણ કરતા નહિ પણ લોકોને મ્હોડેથી બધી વાત તેમના સાધનાશ્રમમાં જઇ પહોંચતી. ગોરાના પ્રાયશ્ચિતની વાત તેમને મળી. તેમના શિષ્યોમાંથી એક જણ વંદન કરી નમ્ર ભાવે બોલ્યોઃ

"આપના પુત્ર ગૌરબાબુ શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત લેવાના છે અને આપની પેઠે સિદ્ધ પુરૂષ થવાની તેમની પ્રબલ ઇચ્છા છે. તેમણે આપનો માગજ સ્વીકારવાનો નિશ્ચય કર્યો છે."

કૃષ્ણદયાળ બાબુ ઘણા દહાડાથી ગોરાને મળ્યા ન્હોતા તેથી

તેમનું હૃદય આ વાત સાંભળી દુઃખી થયું. તરતજ તે પોતાના બ-હાર જવાનાં કપડાં પહેરી ગોરાને ઘેર ગયા.

નોકરે તેમને કહ્યું:

"ગોરબાબુ મંદિરમાં છે."

"અં–મંદિરમાં તેનું શું કામ?"

"તે પૂજા કરે છે."

કૃષ્ણદયાળ વિસ્મયચકિત થઇ મંદિરના દરવાજા આગળ જઇ જુએ છે તો ગોરા ખરેખરજ પૂજા કરતો બેઠો હતો.

કૃષ્ણદયાળ બાબુએ બહારથીજ બૂમ મારી:

"ગોરા!"

ગોરા પોતાના પિતાના આકસ્મિક આગમનથી આશ્ચર્યચકિત થયો. તેમણે ગોરાને કહ્યું:

"બહાર આવ"

ગોરા જઇ ઉભો રહ્યો.

કૃષ્ણદયાળે પૂછયું:

"આ શું કરે છે? એનો ઉપયોગ શું?"

ગોરાએ આનો કાંઇ જવાબ આપ્યો નહિ. કૃષ્ણદયાળ બાબુએ કહ્યું: "પૂજા કરવાને બ્રાહ્મણ પુજારી છે. તે દરરોજ પુજા કરે છે. પછી તું આ ખટપટમાં શા માટે પડે છે?"

"એમ કરવામાં મારે હાથે કોઇ દોષ થતો નથી."

"દોષ નથી! તું શું બોલે છે એ? ભયંકર દોષ થાય છે. જેને જે કામ કરવાનો અધિકાર નથી તેણે તે કામ શા માટે કરવું? આ તો મહાન અપરાધ છે—તારો એકલાનોજ નહિ—અમારો બધાનો—"

"જો આંતરિક દૃષ્ટિએ અધિકારની વિભાગણી કરીએ તો તો દેવપૂજા કરવાનો અધિકાર બહુ થોડાને મળે. તમે શું કહો છો? આપણા લોકોને બ્રહ્મા, વિષ્ણુ ને મહેશની પૂજા કરવાનો અધિકાર છે તે પણ મને નથી એમ?"

કૃષ્ણદયાળ બોલ્યા:

" આમ જો! બ્રહ્મા, વિષ્ણુ અને રામ શંકરની જ્ઞાતીનો વ્યવસાય પૂજા કરવાનો છે. વ્યવસાયી લોકોને હાથે અપરાધ થાય તો દેવતા તેમને દંડ કરતા નથી. આવી શંકા કુશંકા કાઢવી હોય તો તો આ પૂજાનો ધંધોજ તદ્દન બંધ કરવાની ફરજ પડશે. ત્યાં સુધી સમાજમાં શાંતિ થવાની નથી. એમ છતાં પણ તને તો દેવપૂજા કરવાનો અધિકાર નથી જ–"

ગોરા જેવો આચારનિષ્ઠ બ્રાહ્મણ દેવ મંદિરમાં પ્રવેશ કરે તો તે અપરાધ ગણાય એવું કૃષ્ણ દયાળ બાપુ જેવા જ્ઞાતાના મુખમાંથી વૃથા બહાર પડે એ સંભવિત ન્હોતું તેથી ગોરાને તે મુગામુગા સહન કરવું પડ્યું. તે કંઇજ બોલ્યો નહિ.

થોડીવાર પછી કૃષ્ણદયાળ પુનઃ બોલ્યા:

" બીજી એક વાત સાંભળ, ગોરા! તેં પ્રાયશ્ચિત લેવાનું નક્કી કરી ઠેક ઠેકાણેના પંડિતોને આમંત્રણપત્રિકા શુદ્ધાં મોકલી એ ખરી વાત કે ?"

" હા. "

કૃષ્ણદયાળ બાપુ ઉત્તેજીત સ્વરે બોલ્યા:

" હું જીવતો છું ત્યાં સૂધી તેમ થવું શક્ય નથી. "

કૃષ્ણદયાળના આ વિક્ષિપ્ત નિશ્ચયથી ગોરાને કંઇનું કંઇ થયું. તેણે પૂછ્યું:

" કેમ ભલા ? "

" કેમ શું પૂછે છે ? મેં તને પ્રાયશ્ચિત લેવાની પહેલાથીજ ના પાડી હતી."

ગોરાએ કહ્યું:

" પણ કારણ ક્યાં કહ્યું હતું ? "

" કારણ કહેવાની જરૂર હોય એમ મને લાગતું નથી. હું તારો ગુરૂ-પૂજ્ય વડીલ! મારી સંમતિ શિવાય કોઇ પણ શાસ્ત્રવિધિ તારાથી

થઇ શકશે નહિ—તે ધર્મસંમત ગણાશે નહિ—"

"પણ મને પ્રાયશ્ચિત લેવામાં વાંધો શું?"

કૃષ્ણદયાળ ક્રુદ્ધ થઇ બોલ્યાઃ

"પુરતો વાંધો છે. હું તને તે લેવા દઇશ નહિ."

ગોરાના હૃદયને ધક્કો લાગ્યા જેવું થયું. તે બોલ્યોઃ

"આમ જુઓ? એ મારૂં પોતાનું કામ છે. હું મારી ચિત્ત શુદ્ધિ માટે પ્રાયશ્ચિત લઉં છું. આ બાબતમાં વચ્ચે પડી તમે વૃથા શા માટે દુઃખી થાઓ છો?"

કૃષ્ણદયાળે કહ્યુંઃ

"ગોરા! તું બધીજ વાત તર્કથી અનુમિત કર નહિ. આ વાત તર્કથી સિદ્ધ થાય એવી નથી. એ વાતનું મહત્વ કેટલું છે તે તું નક્કી કરી શકશે નહિ. હિંદુ ધર્મપર તારી શ્રદ્ધા છે અને તેમાં ભળી જવા માટે તું ખટપટ કરે છે પણ તે તારી ભુલ છે. હિંદુધર્મમાં પ્રવેશ કરવો તારે માટે શક્ય નથી. તારા શરીરમાંના રક્તનું પ્રત્યેક બિંદુ હિંદુધર્મનો વિદ્રોહ કરનારૂં છે. એટલે તારાથી હિંદુ થવાશે તો નહિ જ પણ થવાની ઇચ્છા પણ કરાશે નહિ. પછી નાહક ખટ-પટ શા માટે કરે છે?"

ગોરાનું મુખ રક્તવર્ણ થયું. તે બોલ્યોઃ

"પૂર્વ જન્મની વાત હું જાણતો નથી પણ આપના વંશની જે રક્તધારા મારા સર્વાંગમાં વહે છે તેની સાથેનો મારો સંબંધ પણ મને અધિકારસંપન્ન કરે એમ નથી કે?"

"વળી પાછા તર્ક? મારી સામે ઉદ્ધતાઇથી બોલતાં તને શરમ નથી આવતી? તું પોતાને હિંદુ કહેવડાવે છે પણ તારા શરીર-માંની વિલાયતી છાપ ક્યાં છૂપાવશે? માટે કહું છું કે હું કહું તે સાંભળ! આ બધી ધાંધલ બંધ કર."

ગોરા મસ્તક નમાવી બે હાથ જોડી ઉભો રહ્યો અને બોલ્યોઃ

"જો મને પ્રાયશ્ચિત લેવાની પરવાનગી નહિ આપો તો શશિ-

સુખીના લગ્નમાં મારાથી બધા સાથે હળી મળીને ભાગ નહિ લેવાય!"

"ઘણું સારૂં. તારે માટે જૂદી થાળી માંડવામાં આવશે." ઉત્સાહિત સ્વરે કૃષ્ણદયાળ બાબુ બોલ્યા.

ગોરા બોલ્યો:

"એટલે સમાજ મને પોતાનાથી દૂરનો દૂર રાખશે."

કૃષ્ણદયાળે કહ્યું:

"તેજ સારૂં ! આ જોને ! હું નોતરૂં આવવા છતાં કોઇને ત્યાં જમવા જતો નથી. તારે જો ખરેખર તારૂં કલ્યાણ કરવું હોય તો મારી પેઠે વર્તવાથી જ તારૂં મંગલ થશે."

બીજે પહોરે કૃષ્ણદયાળે અવિનાશને બોલાવી પૂછ્યું:

"તુંજ બધા સાથે ગોરાની ઓળખાણ કરાવી તેને બળતેજ રસ્તે ચઢાવે છે? તેને જોઇએ તેમ નચાવે છે."

"શું કહો છો? તમારો ગોરાજ અમને જોઇએ તેમ નચાવે છે" અવિનાશે કહ્યું.

કૃષ્ણદયાળે કહ્યું:

"પણ ભાઇ ! આ પ્રાયશ્ચિતની કાંઇ અસર નથી. તમે આ ધાંધલ બંધ કરો."

અવિનાશ મનમાં બોલ્યો:

"બુઢ્ઢો કેવો હઠીલો છે ! પણ બાપ દીકરાને માનતો ન હોય એવા દષ્ટાંત ઇતિહાસમાં જોઇએ તેટલા છે."

અવિનાશ વ્યહારનીપુણ યુવાન હતો. જ્યાં વાદ કરવામાં કાંઇ સાર નહિ હોય ત્યાં નિષ્કારણ બડબડ કરવાની તેને ટેવ ન્હોતી. તેણે કૃષ્ણદયાળ બાબુને કહ્યું:

"તમારૂં કહેવું જ ખરૂં છે. તમારા અનુમોદન સિવાય ગોરા કંઇજ કરી શકે નહિ. પણ પ્રાયશ્ચિતની યોજના તો થઇ ગઇ છે. આમંત્રણ પત્રિકાઓ પણ મોકલી દીધી છે. હવે પાયશ્ચિતને બીલકુલ વખત રહ્યો નથી. આટલી તૈયારી કરી તે હવે નકામી જના

દેવાય નહિ. હવે તમારી ઇચ્છાનુસાર થાય તે માટે એકજ ઉપાય છે. ગોરાને બદલે હું પ્રાયશ્ચિત લઇશ, આપણા દેશનો કોઇપણ માણસ પ્રાયશ્ચિત લે તો તે અયોગ્ય ગણાય નહિ કારણકે આપણે ત્યાં પાપની વાણ નથી."

અવિનાશના આ મધુર આશ્વાસનથી કૃષ્ણદયાળ બાબુ નિશ્ચિંત થયા.

કંઇક કારણથી કૃષ્ણદયાળ બાબુની ગોરા પરની સુશ્રદ્ધા નષ્ટપ્રાય થઇ ગઇ હતી. તે ભાવનાને અનુસરી આજે સુદ્ધાં ગોરા પોતાની આજ્ઞા માન્ય કરશે નહિ એવી તેમની ખાત્રી હતી. જ્યારે સાંસારિક જીવન કરતાં વિશેષ મહત્વનો પ્રસંગ આવતો ત્યારે ગોરા માત પિતા અગર કોઇની પણ શરમ રાખતો નહિ પણ આજ કોણ જાણે કેમ કૃષ્ણદયાળ બાબુની આજ્ઞાનું ઉલ્લંઘન કરતાં તેના મનને દુઃસહ વેદના થવા લાગી. કોઇક આકારહીન દુઃસ્વપ્ન તેને પીડા કરવા લાગ્યું. તેને લાગ્યું કે દશે દિશાના દિગપાલ તેને સાતમા પાતાલમાં ફેંકી દેવાની યોજના કરે છે. તેની સામે અત્યંત વિશાલ કાર્યક્ષેત્ર હતું—કાર્ય પણ પ્રચંડ હતું—પણ તે પાર પાડવાની તેનામાં શક્તિ જણાતી ન્હોતી.

---

## પ્રકરણ ૩૦ મું.

---

## હરિમોહિનીની ચાલાકી.

પ્રાયશ્ચિત લેવાને આગલે દહાડે રાત્રેજ ગોરા તપોવનમાં જઇ બેસવાનો હતો. તે જવાની તૈયારીમાં હતો એટલામાં હરિમોહિની આવીને બોલી:

" જરા થોભો. ગૌરબાબુ ! હું પણ તમારી સાથે આવું છું."

ગોરા બેઠો એટલે હરિમોહિનીએ સુચરિતાની વાત કહાડી. તે બોલી:

"ગોરબાબુ! તમે સુચરિતાને નાના પ્રકારનું શિક્ષણ આપ્યું છે તે તમારો એવો મોટો ઉપકાર છે કે તમારૂં ઋણ જન્માંતરે પણ ફીટી શકે એમ નથી. હું તમને અંતઃકરણપૂર્વક આશિર્વાદ આપું છું. પરમેશ્વરની પણ તમારાપર કૃપા રહેશે. પ્રભુ તમને વિજયી વીર બનાવશે. હવે એકાદ સુંદર, સુશીલ વહુ ઘરમાં લાવો એટલે તમારા ઘરમાં મૂર્તિમંત લક્ષ્મીનો વાસ થાય. તમને મારા આશિર્વાદ છે કે તમારૂં ઘર સંતતી સંપત્તિથી ઉભરાઇ જશે."

આ સાંભળી ગોરા કાંઇ બોલ્યો નહિ. તે બધું સાંભળી લેતો હતો. હરિમોહિની આગળ બોલવા લાગી:

"હવે સુચરિતા પરણવા જેવી થઇ છે. હવે જે દિવસ જાય છે તેમાં ગળે પાણી આવે છે. એજ છોકરી જો કોઇ હિંદુના ઘરમાં હોત તો આટલે તો ગજબ થઇ ગયો હોત! હિંદુને શું ને બીજાને શું—છોકરી મોટી કરવી એટલે નીતિનું નખ્ખોદ વાળવું—ને સુચરિતા? બાપરે! એ તો એવી બત્રીસ લક્ષણી છે કે ન પૂછો વાત! ગોરબાબુ! હું તમને કહું છું, તમે એના પાશમાં કદી ન ફસતા—એ તમારે યોગ્ય બીલકુલજ નથી. એની સાથે તમે લગ્ન કરશો તો તમારા પર અનેક અપવાદો આવશે અને પછી જગતમાં મ્હો બતાવવું તમને ભારી થઇ પડશે."

ગોરા ક્રુદ્ધ થઇ બોલ્યો:

"તમે આ શું બોલો છો, માશી! મેં સુચરિતા સાથે સ્નેહ સંબંધ રાખ્યો તે તેની સાથે લગ્ન કરવા માટે છે એ વળી તમને કોણે કહ્યું?"

"મને શી ખબર ભાઇ? વર્તમાન પત્રમાં આમ થવાનું છે એમ વાંચ્યું ત્યારથી શરમથી હું તો મરી જેવી ગઇ છું."

"હરણબાબુ અને તેના પક્ષના વિઘ્નસંતોષીઓ ગમે તેવું બોલે પણ તમે કહો છો એ વાત તદ્દન ખોટી છે."

"ત્યારે તમારે મારૂં કહેવું માનવું પડશે. તમે મારી સાથે રાધારાણી પાસે ચાલો."

" શા માટે ? "

" તમે તેને બધી વાત એકવાર સમજાવીને કહો. "

" તેને શું સમજાવવાનું છે ? "

" બીજું કંઇ નહિ. હિંદુ ધર્મ પ્રમાણે તેનું લગ્ન જેમ બને તેમ જલદી થવું જોઇએ અને હિંદુ સમાજમાં કૈલાસ જેવો સત્પાત્ર પતિ જો તેને મળતો હોય તો તેના જેવી ભાગ્યવાન બીજી કોણ ? "

હરિમોહિની મનમાં ને મનમાં બોલી: " ગોરા પ્રાયશ્ચિત લઇને આવે કે બધું પૂરૂં થઇ જશે. પછી સુચરિતા મારી આજ્ઞામાં શાની રહે ! સ્ત્રીઓનાં મન આવરવા બહુ મુસ્કેલ છે. તેમાં પણ સુચરિતા જેવી માથાફરેલ છોકરી તો વંટોળીઆની સામે ધસે એવી ! તેને કોણ કાબુમાં રાખે ? "

થોડીવાર વિચાર કરી ગોરાએ હરિમોહિનીને કહ્યું:

" તમે થોડીવાર બેસો. હું બહાર જઇને આવું છું. "

હરિમોહિનીની રજા લઇ ગોરા નીકળ્યો તે ઠેઠ કૃષ્ણદયાળ બાબુને ઘેર ગયો. પણ ત્યાં જુએ છે તો સાધનાશ્રમના દ્વાર બંધ ! બે ત્રણ ધક્કા માર્યા તો પણ ઉઘડયાં નહિ. આજે કૃષ્ણદયાળ બાબુ સંન્યાશીને સાથે લઇ અત્યંત ગૂઢ અને અત્યંત કઠીન યોગ પ્રણાલીનો અભ્યાસ કરતા હતા. તેથી આજે કોઇ પણ અંદર જઇ શકે તેમ ન્હોતું.

ગોરા બોલ્યો:

" નહિ. પ્રાયશ્ચિત ન લેવા વિરૂદ્ધ કોઇ કાંઇ બોલે તો પણ મને તે માન્ય નથી. "

વિચાર કરતો કરતો પુનઃ તે હરિમોહિની પાસે આવી અટકયો.

હરિમોહિનીએ તેને કહ્યું:

" હવે તો મારી સાથે ચાલો ! તમારૂં કામ પૂરૂં થયુંને ? હવે આવવાને હરકત નહિ હોય. "

" હું શા માટે આવું ? મારે ને તેને શું સંબંધ ? "

" તે તમને દેવ જેવા ગણી તમારી ભક્તિ કરે છે ને તમને ગુરૂ માને છે. "

હરિમોહિનીના આ શબ્દોએ ગોરાના હૃદયને વીંધી નાંખ્યું. પણ મનનો ભાવ ગુપ્ત રાખી તે બોલ્યોઃ

" મારે આવવાનું કંઇ પ્રયોજન નથી. હું એક સાધારણ મનુષ્ય છું. "

" તે કંઇ નહિ ! આજે તમારે મારૂં આટલું કામ કરવુંજ પડશે ! તમને આવવાને ખરેખર વખત નહિ હોય તો તેના પર એક પત્ર લખી આપો. "

" એ શકય નથી. "

" વારૂ. ત્યારે મને તો બે લીટી લખી આપો. તમે બધાં શાસ્ત્રો જાણો. છો તેથી વિનંતિ કરૂં છું. "

" કેવો શાસ્ત્રાધાર જોઇએ ? "

" હિંદુ કન્યાના વિવાહ યોગ્ય સમયે કરવા અને તેણે ગૃહધર્મનું પાલન કરવું એ સર્વશ્રેષ્ઠ સ્ત્રી ધર્મ છે કે નહિ ! "

" એવી વિચિત્ર બાબતોમાં મને ભેળવો નહિ. હું શાસ્ત્ર જાણનારો પંડિત નથી. "

" એમ કેમ ભલા ? તમે રાધારાણી સાથે લગ્ન નથી કરવાના એ જો ખરૂં હોય તો આવું લખવામાં કાંઇજ વાંધો ન હોવો જોઇએ. "

હવે તો ગોરા સાંડસીમાં સપડાયો. આ સત્વ–પરિક્ષાનો વખત છે એમ જોતાંજ તેણે હરિમોહિનીના કહેવા પ્રમાણે પત્ર લખવાનું વચન આપી એક કાગળ લીધો અને તે પર મોટા મોટા અક્ષરે લખ્યું:—

" વિવાહ એ સ્ત્રીના જીવનવ્યાપારમાંનો સર્વસંમત માર્ગ છે–ગૃહ ધર્મ એજ પ્રધાનધર્મ ! વિવાહ ઇચ્છાપૂર્તિ માટે ન હોઇ

કલ્યાણસાધના માટેજ છે. સંસારમાં સુખ મળો અગર દુઃખ—પણ સંસારમાર્ગ ન છોડતાં પવિત્ર આચરણે અને આનંદે ઘરમાં મૂર્તિમંત લક્ષ્મી પેઠે વર્તવું એજ સાધ્વી સ્ત્રીનું ઉજ્વલ વ્રત છે. ”

હરિમોહિની તે કાગળ વાંચી બોલીઃ

“ આમાં કૈલાસના સદ્‌ગુણ વિષે બે બોલ લખો તો ઘણું સારૂં થાય. ”

ગોરાએ કહ્યુંઃ

“ નહિ. હું કૈલાશને ઓળખતો નથી. તેને માટે હું કાંઇજ લખીશ નહિ. ”

હરિમોહિનીએ ઘેર આવી તરત સુચરિતાને બોલાવી. તરતજ સુચરિતા સમજી ગઇ કે પોતાના લગ્નને લગતી વાત હશે. તે પોતાનું મન દૃઢ કરી આવી હતી. તરત હરિમોહિનીએ પેલી ચીઠ્ઠી તેને આપી અને તે ગોરાએ આપ્યાનું જણાવ્યું. તે વાંચતાંજ સુચરિતાનું આખું શરીર થરથર કંપવા લાગ્યું.

“ માશી ! હું થોડીવારમાં પાછી આવું છું. ” તે બોલીઃ

હરિમોહિની કાંઇ બોલી નહિ. સુચરિતા પોતાના ઓરડામાં જઇ ગોરાના લખવાનો અર્થ શું તેનો વિચાર કરવા લાગી. થોડી વારમાં હરિમોહિની પણ ત્યાં આવી ત્યારે સુચરિતાનું મસ્તક વિચારોમાં ભ્રમણ કરતું હતું.

હરિમોહિનીએ તેને પૂછ્યુંઃ

“ રાધા ! એનો એટલો બધો વિચાર શું કરે છે ? એમાં એટલો વિચાર કરવા જેવું છે પણ શું ? ગોરબાબુએ કાંઇ અન્યાય તો નથી કર્યોને ? ”

સુચરિતા શાંત સ્વરે બોલીઃ

“ નહિ. તેમણે બરાબર લખ્યું છે. ”

“ ત્યારે આટલો વિચાર કરવા જેવું તેમાં શું છે બહેન ? ”

“ નહિ. વિચાર કરવા જેવું કાંઈ નથી. હું એક વાર બાપા પાસે જઇ આવું. ”

" રાધા ! તારે હિંદુ તરૂણ સાથે લગ્ન કરવા એમ તારા બાપા કદિ પણ કહેવાના નથી. તારા ગુરૂએ તને જે કહ્યું—"

વચમાંજ સુચરિતા ગુસ્સે થઇને બોલી.

" માશી ! તમે પણ વારે વારે એજ વાત કાઢો છો ? હું બાપા પાસે લગ્નની વાત કરવા નથી જતી. મારે જુદુંજ કામ છે."

પરેશબાબુ સુચરિતાના હૃદયના આરામસ્થલ જેવા હતા. તે તેમની પાસે ગઇ. પરેશબાબુ કપડાની ગાંસડી બાંધતા હતા.

સુચરિતાએ પૂછ્યું.

" આ શું બાપા ? "

" બહેન ! હું સીમલા હવા ખાવા જાઉં છું. કાલે સ્હવારે નીકળીશ."

" તમે એકલાજ જશો ? "

સુચરિતાના આ પ્રશ્નથી પરેશ બાબુ અસ્વસ્થ થઇ બોલ્યાઃ

" તેમાં મને કંઈ અડચણ નથી પડવાની, રાધા ! "

સુચરિતાએ કહ્યુંઃ

" નહિ બાપા ! હું તમારી સાથે આવીશ."

પરેશબાબુએ એકવાર સુચરિતાના મુખ તરફ જોયું. તે પુનઃબોલીઃ

" બાપા ! હું તમને બીલકુલ ત્રાસ દઇશ નહિ. મને એક વાર સાથે લઇ જઇ જુઓ તો ખરા ! "

"એમ શું બોલે છે બહેન ! તેં મને ક્યારે ત્રાસ આપ્યો હતો ?"

" તમે મને સાથે લઇ નહિ જાઓ તો મારો આશરો નથી, બાપા !–તમારી આ સુચરિતા–હમણાં સંકટના ઉંડા દરિયામાં ડુબે છે. તેને તમારો હાથ દઇ કિનારે પહોંચાડો. બાપા ! કૃપા કરી મને સાથે લઇ જાઓ. "

બોલતાં બોલતાં સુચરિતાનાં નેત્રોમાંથી ટપ ટપ આંસુ શ્રવી પડયાં. તે પરેશબાબુને ચરણે પડી.

## પ્રકરણુ ૩૧ મું.

### ભેદ.

ગોરા જે દિવસે પ્રાયશ્ચિત લેવાનો હતો તે દિવસે ઉષઃકાલ થતાંજ તે તપોવનમાં ગયો. પણુ પ્રાયશ્ચિત લેવા અગાઉ મનમાં જે શુદ્ધતા હોવી જોઇએ તે ગોરાના મનમાં કયાં હતી?

કેટલાએ શાસ્ત્રીઓ–પંડિતો ભેગા મળ્યા હતા. બીજા ઘણાક આવવાના છે એવી વાત ચાલતી હતી. આવેલા પંડિતોનો ગોરાએ યોગ્ય આદરસત્કાર કર્યો. તેના સનાતન તત્વ માટેના નિઃસીમ અભિમાનથી સર્વને અજાયબી ઉપજી.

વખતને જતાં વાર લાગે છે? પ્રાયશ્ચિતનો સમય આવી પહોંચ્યો. ગોરા ગંગામાં સ્નાન કરી આવ્યો અને સ્વચ્છ વસ્ત્રો પરિધાન કરતો હતો એટલામાં લોકોમાં કાંઇ ગડબડ થઇ. અવિનાશ હતાશ હૃદયે ગોરા પાસે આવી બોલ્યો.

" તમારે ઘેરથી એક અનિષ્ટ ખબર આવી છે. કૃષ્ણુદયાળબાબુને લોહીની ઉલટી થાય છે. તેમણે તમને તાબડતોબ બોલાવ્યા છે."

તરત ગોરા ગાડીમાં બેઠો. તેની પાછળ અવિનાશ પણુ ગયો, પણુ ગોરાએ તેને કહ્યું.

" તું બધાને માન આપવા માટે અહિંજ રહે. તારૂં કામ નથી."

ઘેર જઇ ગોરા જુએ છે તો કૃષ્ણુદયાળ બીછાનાપર પડયા છે અને આનંદમયી તેમના પગ આગળ બેસી પગ ચાંપે છે.

ગોરાએ તેને પૂછ્યું:

" બાપાની તબિયત કેમ છે?"

" હમણાં ઠીક છે. ગોરા ડૉકટરને બોલાવ્યો છે."

આ વેળા ઘરમાં દાસી અને એક નોકર હતાં. તેમને કૃષ્ણુદયાળે ઇશારતથી બ્હાર જવાનું કહ્યું. તેઓ ગયા પછી તેમણે એકવાર આનંદમયીના મુખ તરફ જોયું અને પછી ગોરાને મૃદુ સ્વરે કહ્યું.

"આજ સુધી જે વાત તારાથી છુપાવી રાખી હતી તે તને કહ્યા વિના હું મરત તો મારા આત્માને મુક્તિ મળત નહિ."

ગોરાને કંઇ કંઇ વિચાર આવ્યા. તે નીચું જોઇ ગંભીર વદને મૌનજ બેસી રહ્યો.

કૃષ્ણદયાળ બોલ્યાઃ

"એ ગુપ્ત વાત તને કહેવાની કાંઇ આવશ્યકતા નથી. જેમ ચાલે છે તેમ બધું સરળતાથી ચાલ્યા કરે એમ મને લાગતું હતું પણ તે ઇષ્ટ નથી. મારા મરણ પછી તું મારૂં શ્રાદ્ધ કેમ કરશે?"

ગોરા આ વિચિત્ર ભેદ જાણવા માટે તદ્દન અધીરો બની ગયો હતો. તે આનંદમયી તરફ જોઇને બોલ્યોઃ

"માતાજી! શ્રાદ્ધ કરવાનો અધિકાર મને નથી?"

અત્યાર સુધી આનંદમયી તદ્દન સ્તબ્ધ બેઠી હતી. તે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલીઃ

"નહિ ભાઇ!"

ગોરાએ ચકિત થઇ પૂછ્યું.

"એટલે? શું હું એમનો પુત્ર નહિ?"

"નહિ." આનંદમયીએ જવાબ આપ્યો.

ગોરાએ પુનઃ પૂછ્યુંઃ

"માતાજી! તમે મારાં જન્મદાત્રી નથી?"

આનંદમયીની છાતી ફાટી ગઇ. તે અશ્રુહીન રૂદન કરતી બોલીઃ

"ભાઇ! ગૌર! તું આ અપુત્રવતીનો પુત્ર નથી પણ મારા સગા દીકરા કરતાં તું મને વધુ વ્હાલો છે, દીકરા!"

ગોરા કૃષ્ણદયાળબાબુ તરફ જોઇ બોલ્યોઃ

"ત્યારે તમે મને ક્યાંથી લાવ્યા?"

કૃષ્ણદયાળ બોલ્યાઃ

"સતાવનના સાલમાં બળવો થયો ત્યારે હું લશ્કરમાં હતો. હું બંડ દાબી દેવા ગયો હતો ત્યારે તારી માતા મરણના ભયથી

મારી પાસે આવી. તારો બાપ તેજ દિવસે લડાઇમાં મરણ પામ્યો હતો. તેનું નામ—"

"તેના નામની જરૂર નથી—" ગોરા ઉત્તેજીત સ્વરે બોલ્યો. તેની આવી ઉત્તેજનાથી કૃષ્ણદયાળ અતિ વિસ્મિત થઇ ગયા. થોડીવાર પછી તે પુનઃ બોલવા લાગ્યાઃ

"તે આઇરીશ હતો. તેજ રાત્રે તારી માતાએ તને જન્મ આપ્યો અને તે મરણ પામી. તે દિવસથી તું અમારા ઘરનો બાળક થયો."

નિમિષ માત્રમાં ગોરાનું આજ સુધીનું જીવન સ્વપ્નવત થઇ ગયું. બાળપણથી અત્યાર સુધીમાં તેના જીવન મંદિરની જે જે ઉંચી ઉંચી દીવાલો ઉભી થઇ હતી તે એકાએક ભૂકંપથી તૂટી ગઇ. હવે પોતે ક્યાં છે તેનુંજ તેને ભાન રહ્યું નહિ. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ.

એટલામાં ગોરો ડૉક્ટર આવ્યો. તેણે રોગીને તપાસી દવા આપી અને જવા લાગ્યો. તેવામાં ગોરા તરફ તેની નજર ગઇ. ગોરાને જોઇ તેને અચંબો ઉપજ્યો. તે મનમાં વિચારવા લાગ્યો. "આ કોણ?" આ વેળા ગોરાના કપાળપર ગંગાકાંઠાની મૃતિકાનું ટીલું હતું. તેના ગળાપર કાંઇ વસ્ત્ર ન્હોતું. ઉપરણાથી અર્ધું ઢાંકેલું તેનું તેજસ્વી શરીર દેખાતું હતું.

અગાઉ કોઇ પણ સાહેબને જોતાં ગોરાના દીલમાં આગ લાગતી. પણ ડૉક્ટર કૃષ્ણદયાળની પરીક્ષા કરવા લાગ્યો ત્યારે એજ ગોરા તેના તરફ આતુરતાથી જોઇ રહ્યો હતો. તેના મનમાં નૂતન ભાવના જાગૃત થઇ હતી.

"આજ મારા નિકટના આત્મીય લોકો કે?"

ડૉક્ટર ચાલ્યો ગયો. તેની પાછળ ગોરા પણ ખુરશી પરથી ઉઠ્યો. આનંદમયીએ તેનો હાથ પકડી કહ્યુંઃ

"ભાઇ! ગોરા! મારાપર આમ ગુસ્સો ન કર! એમ કરશે તો હું જીવી શકીશ નહિ."

ગોરાએ પૂછ્યું:

"તમે આટલા દિવસ આ વાત મને કેમ જણાવી નહિ? તેમ કર્યું હોત તો આજ તમને આટલું ખરાબ નહિ લાગત—"

આનંદમયી પોતાના નસિબને દોષ દેતી બોલી:

"ગોરા! તું મને છોડી જાય એવી બીકથી જ મેં આ વાત ગુપ્ત રાખી હતી. અંતે જે થવાનું હતું તે થયું. હવે તું ચાલ્યો જશે તો કોઈને દોષ દેવાય તેમ નથી. પણ મને તારો વિરહ મરણ કરતાં પણ વધુ દુઃખદાયક થશે."

ગોરાએ ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું:

"મા!—"

ગોરાના મુખમાંથી "મા" શબ્દ સાંભળતાં જ આટલીવાર સુધી મહા મુસ્કેલીએ ખાળી રાખેલાં આંસુઓ આનંદમયીની આંખોમાંથી ખળખળ નીકળી પડયાં.

ગોરાએ કહ્યું:

"મા! હું એકવાર પરેશબાબુને ત્યાં જઇ આવું."

આનંદમયીને ગોરાના "મા" સંબોધને ગાંડી કરી મૂકી. પણ હવે શું ઉપાય? ગોરા અને તેની વચ્ચેનો મા દીકરાનો સંબંધ આજે તૂટી ગયો હતો. આનંદમયીએ રૂંધાયલા સ્વરે ગોરાને રજા આપી:

"જા-ભાઇ!"

પુનઃ તેના મનમાં શું આવ્યું તે પ્રભુ જાણે! તેણે ગોરાને બૂમ મારીને કહ્યું:

"તું આ વાત બીજા કોઇને કહેતો નહિ. ફક્ત તું જાણે અને અમે જાણીએ! લોકોને આપો આપ જણાય તો જણાવા દેજે!"

ગોરા આનો કંઇ જવાબ ન આપતાં બહાર ગયો. કૃષ્ણદયાળ બાબુ સાથે પોતાને કાંઇ સંબંધ નથી તે સાંભળી તેને શાંતિ વળી.

કૃષ્ણદયાળની બીમારીને લીધે આજે મહિમ પણ ઑફિસમાં જઈ શકયો ન્હોતો. તે ડૉક્ટર વિગેરેની વ્યવસ્થા કરી પાછો ફરતો હતો.

રસ્તામાં તેને ગોરા મળ્યો. તેણે ગોરાને પૂછ્યું :

"ગોરા! ક્યાં જાય છે?"

ગોરા પૂછેલા પ્રશ્નનો જવાબ ઉડાવવાના ઉદ્દેશથી બોલ્યો:

"હવે બાપાની તબિયત સારી છે. ડૉકટરે કહ્યું છે કે બ્હીવાનું કારણ નથી."

મહિમની છાતી પરનો પત્થર દૂર થયા જેવું લાગ્યું. તે બોલ્યો:

"હા...શ! હવે કાલનો દહાડો સુખરૂપ વહી જાય તો જગ જીત્યો! કાલે જ શશિમુખીના લગ્ન કરી નાખું છું. પણ ગોરા! તારૂં એક કામ છે. તું કંઇ પણ કરી વિનય નહિ આવે એમ કરજે. તે નહિ આવશે તો જ બધું સરળતાથી ચાલશે. મારે વિનય સાથે વાંકું નથી. પણ અવિનાશ છે પાકો હિંદુ! પોતાના લગ્નમાં હિંદુ સિવાય બીજું કોઇ આવે નહિ એમ તેણે કહેલું છે. બીજી એક વાત તને કહી રાખું તે સાંભળી લે ગોરા! કાલે હું અમારી ઓફીસના મોટા સાહેબને બોલાવવાનો છું તે મહેરબાની કરી ચલાવી લેજે. વધુ કાંઇ નહિ. તેને "ગુડ ઇવનીંગ સર" એટલું કહેશે તોય ચાલશે."

મહિમને કંઇ જવાબ ન આપતાં ગોરા પોતાને રસ્તે પડ્યો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### નૂતન જીવન.

સુચરિતા સાડીના છેડાથી આંખો લૂછતી લૂછતી પરેશબાબુ સાથે સીમલા જવાની તૈયારી કરતી હતી એટલામાં નોકરે આવી બહાર ગૌરમોહનબાબુ આવ્યા છે એવી ખબર આપી. તરત જ તેણે આંખો લૂંછી નાખી—આમ તેમ પડેલી ચીજો વ્યવસ્થિત કરી એટલામાં ગોરા આવી પહોંચ્યો.

આ વેળા પણ ગોરાના વિસ્તીર્ણ ભાલ પ્રદેશ પર ગંગાની મા-

ટીનું તિલક શોભતું હતું. અને શરીર પર તેણે ઉપરણો ઓઢ્યો હતો. અગાઉ એક દિવસ તે વાદવિવાદ કરવા આવ્યો હતો ત્યારે પણ તેણે આજ પોશાક પહેર્યો હતો તેની સુચરિતાને સ્મૃતિ થઇ. તે મનમાં બોલી:

" આજે પણ વાગ્યુદ્ધની તૈયારી છે કે શું ? "

ગોરાએ આવતાં વાર પરેશબાબુને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા. પરેશબાબુએ ગંભીર સ્વરે તેને કહ્યું:

" બેસો ! ગૌરબાબુ ! બેસો ! "

ગોરાએ કહ્યું:

" પરેશબાબુ ! હવે મને કોઇ જાતનું બંધન નથી. "

પરેશબાબુ આશ્ચર્યચકિત થઇ બોલ્યા:

" કેવાં બંધન ? "

" હું હિંદુ નથી. "

" તમે હિંદુ નથી ? "

" નહિ. હું હિંદુ નથી. આજે મેં મારૂં જન્મવૃત્તાંત જાણ્યું. હું સત્તાવનના સાલના બળવામાંથી બચેલો એક અનાથ બાળક છું ! મારા બાપ આઇરીશમેન હતો. થયું. આજે હિંદુ દેવમંદિરોનાં સર્વ દ્વાર મારે માટે બંધ થયા. હવે હું હિંદુ મટી ગયો—"

પરેશ અને સુચરિતા અવાક જેવાં થઇ ગયાં. શું બોલવું તે તેમને સૂઝ્યું નહિ.

ગોરા બોલ્યો:

" હું આજે મુક્ત થયો. પરેશબાબુ ! હવે હું પતિત થઇશ-વ્રાત્ય થઇશ. મને હવે કશાનો ભય રહ્યો નથી. "

સુચરિતા ગોરાની પ્રદીપ્ત દૃષ્ટિ તરફ અનિમિષ નેત્રોએ જોતી હતી.

ગોરા બોલ્યો;

" પરેશબાબુ ! આટલા દિવસ મેં ભારતવર્ષને પાવન કરવા

માટે પ્રાણ ખરચી નાખવાનો સંકલ્પ કર્યો હતો. મારા જીવનનો મહત્વનો વ્યાપાર કાંઇ હોય તો તે તેજ હતો. ભારતવર્ષની શ્રેષ્ઠતા પર આપણી શ્રદ્ધા દૃઢ થાય અને શ્રદ્ધાના જોરથી આવશ્યક કાર્યો કરતા રહેવું એવી મારી પ્રબલ ઇચ્છા હતી. ભારતવર્ષના અંતરંગ ઉપર લોકોની સત્ય દૃષ્ટિના કિરણ પડે એવી મારી ઉત્કટ ઇચ્છા હતી. આજે હું અનાયાસે સત્ય સેવાનો અધિકારી થયો—સત્યનું ક્ષેત્ર આજે મારી નજર સમક્ષ જણાવા લાગ્યું ! તે ક્ષેત્ર મારા મનમાં પ્રસ્થાપિત થયેલું હિંદુનું સંકુચિત ક્ષેત્ર નથી—પણ તે મારી આસપાસના પચીસ કરોડ લોકોનું ક્ષેત્ર છે."

ગોરાના અંતઃકરણમાં આ નૂતન ભાવના જાગ્રત થયાથી પરેશબાબુને નવજીવન મળવા જેવું થયું. હવે તેઓ ખુરશીપર બેસી રહી શક્યા નહિ. તે તરત ઉભા થયા.

ગોરા બોલ્યો:

"મારા બોલવાનો આશય તમે બરાબર સમજ્યા કે ? હું રાત દહાડો જે પ્રકારનો ગોરા થવા પ્રયત્ન કરતો હતો, તે વિશિષ્ટ પ્રતીનો ગોરા આજે આપોઆપ બની ગયો. આજે હું ભારતવર્ષિય થયો. હવે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી આદિ કોઇ પણ જાતિના લોકો સાથે મારે કોઇ પણ પ્રકારનો વિરોધ નથી. હવે ભારતવર્ષમાંની સર્વ જાતિ તેજ મારી જાતિ ! સઘળાનું અન્ન તે મારૂં અન્ન ! મેં તુરંગનો અનુભવ લીધો છે, નાના ગામડાઓનું આતિથ્ય સ્વીકાર્યું છે. ફક્ત શહેરમાંજ ભાષણ કરીને હું સ્વસ્થ બેઠો છું એમ નથી. પણ સર્વ લોકો પાસે સમાન ભાવનાથી—આત્મીય ભાવથી વર્તવાનું મારાથી બનતું ન્હોતું. આટલા દિવસ મારી બીજા લોકો-પર—ખાસ કરી મારી જાતના લોકોપર—વક્ર દૃષ્ટિ હતી તે આજે સાફ થઇ ગઇ. આજે હું મત્સર—અહંકાર આદિ સર્વ શત્રુઓનાં જડમાં-માંથી જીવંત બહાર નીકળ્યો."

પરેશબાબુ બોલ્યાઃ

"સત્ય જણાય એટલે શાંતિ મળેજ! પછી કોઇ પણ આશા રહેતી નથી."

ગોરાએ કહ્યું:

"સાંભળો, પરેશબાબુ! કાલે હું દેવ પાસે પ્રાર્થના કરતો હતો. પ્રભુ! ત્હારી કૃપાથી પ્રાતઃકાળે મને નૂતન જીવન મળશે. બાળપણથી આજ સુધી મારે હાથે જે જે ખરાબ કામ થયાં હોય તેનો નાશ થઇ મને નવો જન્મ મળશે! એનીજ કૃપા સદૈવ મારા પર રાખજે. મેં કલ્પનાની સામગ્રી મેળવવા માટે પ્રભુની પ્રાર્થના કરી તે તેણે સાંભળી નહિ. તેણે દિવ્ય સત્યજ પ્રત્યક્ષ મને બતાવી દીધું. દયાળુ પરમેશ્વર મારા મનની અશુદ્ધતા આટલી જલદી અને આટલી સફાઇદાર રીતે સમૂળ નષ્ટ કરશે એવું સ્વપ્ન પણ મને ન્હોતું, આજે હું એટલો પવિત્ર થયો છું કે હવે ચંડાળને ઘેર જઇ ભોજન કરવાથી પણ મને અપવિત્રતા સ્પર્શી કરી શકશે નહિ. પરેશબાબુ! આજે સ્હવારે મારા ચિત્તને અનાવૃત કરી હું ભારતવર્ષના ચિત્ત સાથે એકતાનતા પામ્યો! આજે મારી ઉન્નતિની પરિપૂર્ણતા અને અવનતિની પરિસમાપ્તિ થઇ! હવે આ ગોરા પવિત્રતાની પ્રતિમા બન્યો! આજે હું મારી ખરી માતાને-ખરી ચિતિશક્તિને મળ્યો! તેણેજ મને પાવન કર્યો—"

પરેશબાબુ બોલ્યા:

"ગોર! તમારી માતા પાસે મને લઇ જાવ એટલે હું પણ પાવન થાઉં—"

ગોરા બોલ્યો:

"તમારે નવેસરથી પાવન થવાની જરૂર નથી."

પરેશબાબુએ પૂછ્યું:

"કેમ?"

ગોરા બોલ્યો:

"તમારી પાસે પવિત્રતાનો-મુક્તિનો દિવ્ય મંત્ર છે. તેથીજ

તમને આજે કોઇ સમાજનું મહત્વ વિશેષ જણાતું નથી. હવે તમે મને તમારો શિષ્ય બનાવો! આજે મને તમે તે પ્રભુનો દિવ્ય મંત્ર આપો કે—"

"કયા પ્રભુનો ?"

"જેના મંદિરના દરવાજા હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી લોકો માટે સદૈવ ઉઘાડા રહે તે ભારતવર્ષના ખરા પ્રભુનો મંત્ર આપો–"

પરેશબાબુના વદનપર સ્મિત ઝગઝવા લાગ્યું. તેમાં ભક્તિના માધુર્યની છટા સ્પષ્ટ દીસતી હતી.

હવે ગોરા સુચરિતા તરફ વળ્યો. સુચરિતા નિસ્તબ્ધ ચિત્તે નીચું જોઇ ખુરશીપર બેઠી હતી.

ગોરા હસીને બોલ્યોઃ

"સુચરિતા! હવે હું તમારો ગુરૂ નથી! હવે તમારી પાસે મારી એટલીજ વિનંતી છે કે તમે મારો હાથ પકડી મને તમારા ગુરૂ પાસે લઇ જાઓ."

સુચરિતા ખુરશીપરથી ઉઠી કે તરત ગોરાએ પોતાનો જમણો હાથ લાંબો કર્યો. તેણે તે પોતાના હાથમાં લીધો.

ગોરાએ સુચરિતા સહ પરેશબાબુને પ્રણામ કર્યા અને તેમની ચરણધૂળી મસ્તકપર ધારણ કરી.

## પ્રકરણ ૩૩ મું.

### ઉપસંહાર કે ઉપોદ્ઘાત ?

ગોરા સંધ્યાકાળે ઘેર આવી આનંદમયીને શોધવા લાગ્યો. તે ઘરની સામેના બાગમાં વિચાર કરતી બેઠેલી જણાઈ.

ગોરાએ તેની પાસે આવી તેના બે પગ પર પૂજ્ય ભાવથી પોતાનું માથું નમાવ્યું. આનંદમયીએ બેઉ હાથોએ તેનું માથું ઉંચકી વ્હાલથી તેને ચુંબન કર્યું.

ગોરા બોલ્યો:

"મા! તુંજ મારી મા! જે માની શોધ કરવા માટે હું વન વન ભટકતો હતો તે મારી મા મારા ઘરમાંજ વસતી હતી. મા! જાત નથી, ધર્મ નથી! તુંજ કલ્યાણની મૂર્તિમંત પ્રતિમા! તુંજ મારૂં પરમ પ્રિય ભારતવર્ષ! મા! હવે એકવાર લછમિયાને બોલાવ. તેને હાથે એક ઘુંટડો પાણી પીવા દે."

આનંદમયી ગદ્‌ગદ કંઠે ગોરાના કાન આગળ મ્હો લઇ જઇ બોલી:

"હવે એકવાર વિનયને બોલાવી મગાવ, ભાઇ!"

વાંચનાર! ગોરાના પૂર્વજીવનનો આ ઉપસંહાર કે નૂતન જીવનનો ઉપોદ્‌ઘાત?

